

પુસ્તક ૨૨ મું
ઑગસ્ટ
અંક ૧ લો

# ભારતીય સ્વાતંત્ર્યપ્રાપ્તિ

## કર્યાને આજે એક વર્ષ પૂરૂં થાય છે.

### એ આપણી રાષ્ટ્રીય દીપોત્સવી!

### આનંદમંગળનો ઉત્સવ દિન!!

વીતેલા વર્ષ દરમિયાન આપણે આપણા રાષ્ટ્રપિતાને ખોયા છે એટલે આજે આપણે [illegible] એ દીપોત્સવી [illegible]!!



- ૧૫ મી ઑગસ્ટે આપણે આપણાં રાષ્ટ્રીય [illegible]નું વાર્ષિક સરવૈયું કાઢીએ, આપણે આત્મનિરીક્ષણ કરીએ.
- અનેક યાતનાઓ અને બલિદાનોને અંતે પ્રાપ્ત કરેલી એ આઝાદીના વર્ષાન્તે આપણે ક્યાં ઊભા છીએ?
- વીતેલા રાષ્ટ્રીય વર્ષ દરમિયાન આપણે કેટલી જન સેવા કરી, જનતાજનાર્દનને આપણે કેટલા સહાયભૂત થયા?

**અને આવતી કાલથી—**

**આપણે દેશોદયના પ્રયત્નોમાં વિશેષ કટિબદ્ધ થઇએ.**



## જય હિંદ!



વાર્ષિક લવાજમ

દેશમાં રૂ ૩-૮-૦ પરદેશ રૂ ૫-૦-૦ છૂટક નકલ રૂ ૦-૬-૦

વ્યવસ્થાપક
[illegible]ભાઈ નારણભાઈ અમીન (બી કૉમ)
મંત્રી, પુ. શ. સ. મંડળ લિ. વડોદરા.

તંત્રી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ



પુસ્તક ૨૩ મુ | ઑગસ્ટ-૧૯૪૮ | અંક ૧ લો.

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

**મિ.** વિન્સ્ટન ચર્ચિલ સામે એક અમેરિકને એવી શરત લગાવી હતી કે 'દશ વર્ષમાં બ્રિટીશ સામ્રાજ્ય હિંદનો પા ભાગ, તથા કેનેડા અથવા ઑસ્ટ્રેલિયા ગુમાવશે' અને તેમ ન થાય તો પેલા અમેરિકને ચર્ચિલને એકસો પૌંડ આપવા આ શરત ૧૯૦૧ માં થઈ હતી એટલે ચર્ચિલ તો જીતી ગયા છે. આ શરતનો દસ્તાવેજ જાહેર હરરાજીથી વેચવાનો છે



અતિ ભરોસાપાત્ર રીતે જાણવા મળે છે કે અલ્હાબાદના એક મહાસભાવાદી પાસે ગાંધીજીના દૈનિક સુવિચારોની સંખ્યાબંધ કાપલીઓ છે આ ગૃહસ્થે ગાંધીજીના જીવન દરમ્યાન તે પ્રગટ કરવાની ગાંધીજીની પરવાનગી માગી હતી, પરંતુ તે પોતાના મરણ પછી પ્રગટ થાય તેવી ગાંધીજીની ઇચ્છા હતી

આ કાપલીઓ ગાંધીજીના હસ્તાક્ષરોમાં લખાયેલ છે તેને પુસ્તકાકારે પ્રગટ કરવાની ગોઠવણ સત્વર થશે



અત્યાર સુધી લેનિનગ્રેડ વિશ્વવિદ્યાલયમાં સંસ્કૃતના પ્રાધ્યાપક તરીકે રહેલા મહાપંડિત રાહુલ સાંકૃત્યાયને 'ટ્રિબ્યૂન' પત્રની એક મુલાકાતમાં જણાવ્યું હતું કે રશિયનો સંસ્કૃત તથા હિંદુ સાહિત્યમાં ખૂબ રસ લઇ રહ્યા છે રશિયનો હિંદુ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ ખૂબ ઉત્સાહથી કરી રહ્યા છે. પ્રાધ્યાપકની દેખરેખ હેઠળ સંસ્કૃતના વિદ્યાર્થીઓની સંખ્યા ૯૦ની હતી

મોસ્કોના તથા બીજાં વિશ્વવિદ્યાલયોમાં પણ સંખ્યાબંધ વિદ્યાર્થીઓએ પોતાના ખાસ વિષયો તરીકે સંસ્કૃત તથા હિંદુ તત્ત્વજ્ઞાનને પસંદ કર્યાં હતા આપણી સંસ્કૃતિએ યુવાન રશિયનોને સત્યની શોધ માટે આકર્ષણ કર્યું છે. રશિયાના વિદ્વાનોએ તૈયાર કરેલ વૈદિક સાહિત્યનો કોશ જગતના ઇતિહાસમાં અપ્રતિમ છે. હિંદનું કોઇપણ પ્રકાશન તેનાથી શ્રેષ્ઠ નથી, તે વાતની અહીં બહુ ખબર નથી. વસ્તુત. હિંદી વિદ્વાનોએ જ્ઞાનનો ખજાનો લૂંટયો છે.

હિંદ આપણું પાડોશી રાષ્ટ્ર છે, તેમ ગણીને હુશિયાર તથા મહેનતુ રશિયન વિદ્યાર્થીઓએ આપણામાં ખૂબ રસ લેવા માંડ્યો છે રાજકીય વિચારશ્રેણીને બાજુએ મૂકીએ તોપણ આપણા સાહિત્ય તથા સંસ્કૃતનો વારસો તેમને મહાન આકર્ષણરૂપ છે

સંસ્કૃત ભાષામાં તેમને ભાષાઓની જનનીનું રૂપ જણાય છે. સોવિયેટના વિદ્વાનોને લાગવા માંડ્યું છે, કે સંસ્કૃતના સંપૂર્ણ અભ્યાસ વિના ભાષાના મૂળનું સંશોધન નકામું છે,

રશિયામાં સંસ્કૃતના મૂળ લખાણો તો ગણ્યાં ગાંઠ્યાં છે, પણ ભાષાંતરોનો આરોવારો નથી

સોવિયેટ રશિયામાં આવાં પ્રકાશનો વખતોવખત બહાર પાડવામાં આવે છે. તેનો બહોળો ફેલાવો થાય છે અને તે ખૂબ વંચાય છે

સોવિયેટ રશિયામાં નીચેનાં પુસ્તકોનો ખૂબ અભ્યાસ થાય છે મહાભારત, કાલિદાસના ગ્રંથો, પંચતંત્ર વગેરે. ગીતા પ્રત્યે ત્યાં જોઈએ તેટલું ધ્યાન ખેંચાયું નથી, કેમકે ત્યાંના યુવકોને આપણા સાહિત્યમાં જેટલો રસ છે તેટલો આપણાં ધાર્મિક પુસ્તકોમાં નથી બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ ખૂબ રસથી કરવામાં આવે છે

રશિયા તથા હિંદ વચ્ચેની ગાંઠ ન ધારી શકાય તેટલી મજબૂત છે

રાહુલજી ત્રણ વખત રશિયા જઈ આવ્યા છે તેમની મુલાકાત પચીસ મિનિટના ટુંકા સમય માટે હતી તેમના પત્ની લેનિનગ્રેડ વિશ્વવિદ્યાલયમાં પ્રાધ્યાપિકા છે. તે તેમના પુત્ર સાથે સત્વર હિંદ આવવાનાં છે



'નેશનલ હેરલ્ડ' ના જણાવવા મુજબ કાશ્મીર મોરચા પર હિંદી દળે એ મહિનાઓ થયા વર્તમાનપત્ર જોયેલ નથી ત્યાં માણસો વર્તમાનપત્રમાં નજર નાખવા માટે બદલામાં પોતાનું ભોજન આપી દેવા તૈયાર થાય છે

ખબરપત્રીના જણાવવા મુજબ, ગિલ્ગીટ જતાં રસ્તામાં જ ગમુલ્કા ખાતે બાંદીપોરમાં મને નિરાશાપૂર્વક જણાયું કે આપણા માણસોએ મહિનાઓથી વર્તમાનપત્રનાં દર્શન કર્યાં નહોતાં જ્યારે જ્યારે અમે બે ત્રણ દિવસનું જૂનું છાપું લાવતા ત્યારે માણસો તેના પર તૂટી પડતાં બાગમુલ્ના ખાતે 'ફીલ્ડ એમ્બ્યુલન્સ' ના માણસો વર્તમાનપત્રના બદલામાં પોતાનું થોડું ભોજન ખુશીથી આપી દેતા હતા અને તેઓએ શ્રીનગરના સ્વાતંત્ર્યોત્સવના ખબર ઘણી જ વખત અમારી પાસેથી સાંભળ્યા આપણા લશ્કરી અધિકારીઓએ આ બાબત કાંઈક સત્વર કરવાનો સમય આવી પહોંચ્યો છે હવે શિયાળાનું બધું રસ્તું નથી રેડિયોના સેટ માણસને બંધનમાં મૂકે છે માણસોને જ્યારે વખત મળે ત્યારે તેઓ વાંચવાનું પસંદ કરે છે



પેરિસમાં એક યુવાન ફ્રેન્ચ પત્રકારને પોતા માટે તથા તેની પત્ની માટે રહેવાની જગ્યા ન મળતાં, ફ્રેન્ચ પશ્ચિમ આફ્રિકામાં સહારાના રણના દક્ષિણ છેડે આવેલ બામાકો ગામમાં વર્તમાનપત્ર નીકળતું શરૂ થયું છે વર્તમાનપત્રકાર વીએ । દસ્યુક તથા તેની યુવાન પત્નીએ નિર્ણય કર્યો કે આપણે એક જ વસ્તુ કરવાની છે ઓછી વસ્તીવાળા પ્રદેશમાં જઈને આપણું

પોતાનું છાપું કાઢવું પોતાની પત્નીના પિયરના પૈસામાંથી વીઓગએ એક ડુપ્લીકેટીંગ યંત્ર, શાહી તથા કાગળોની ખરીદી કરી આ સાધનો તથા વીએગીનો ટાઇપરાઇટર તેમજ સુટકેસ લઇને ખૂબ ઉત્સાહપૂર્વક તેઓ મૂમખ્ય ઓજ ગીને અલ્જીર્મ ગયા અને ગાઓ જવા માટે ટ્રાન્સ સહરાની બસ પકડી થોડા દિવસ તેઓ ગાઓ રહ્યા, ત્યાં તેમને પૂરતી સગવડ ન હોવાથી તેઓ ગણુમાં આગળ વધ્યા અને આખરે બામાકો પહોંચ્યા

તેમને જણાયું કે આપણને જેવું જોઇએ તેવું સ્થળ બામાઓ છે. ૬૦૦ માણસોની શ્વેત વસ્તીને અંગે તેમના પત્રના ૬૦૦ વાચકો નોંધવાની તેઓએ ગણતરી કરી

બસ, તેઓ કામ કરવા મંડી પડ્યા વીએરો લખાણને ટાઈપ કરતો તેની પત્ની રોનીઓ-યંત્રનો હાથો ફેરવતી તથા ઘરનો નોકર દરરોજ નાસ્તા પહેલા ' દ એપ દિ બામાકો ' ની નકલો ગ્રાહકોને પહોંચાડી આવતો તેમના સ્થાયી ગ્રાહકોની સંખ્યા ૬૦૦ ની હતી, પણ રસ્તામાં દરપો લેવા માટે નીકળેલા બાળકોએ તે આંકડો ૬૧૦ પહોંચાડ્યો હતો.

માદામ દ લ્યુઝને સેટ મળેલ એક સુવાન સિંહને અંગે તેમના પત્રના ત્રણ ગ્રાહકો ઘટી ગયા છે. ત્રણ જ દિવસમાં લીઓ સ્થાનિક ડૉક્ટરના કૂતરાને ખાઇ ગયો, એક કર્નલની પત્નીનાં કપડાં ફાડી નાખ્યાં તથા ગવર્નરના પગ પર ઉઝરડા કર્યા એકે આ બનાવને અંગે કંઇક અણધાર્યા ખબર પ્રાપ્ત થયા, પણ તેથી ફેલાવો ઘટીને ૫૯૭ થઈ ગયો લીઓને હાકરના પશુ સંગ્રહસ્થાનમાં મોકલવામાં આવ્યો છે અને માલિકો બંધ પડેલ ગ્રાહકોને ફરી મેળવવાની આશા રાખે છે



સંયુક્ત પ્રાંતનાં ગવર્નર નામદાર સરોજિની નાયડુને ૧૯૪૯ ની ૧૩મી ફેબ્રુઆરીએ તેમના ૭૦ મા જન્મ મહોત્સવ પર એક સુવર્ણગ્રંથ અર્પણ કરવામાં આવનાર છે.



કનાર્ડવ હોવેડ પોતાનું પ્રથમ પુસ્તક ' ધી ગોલ્ડન હોક ' ૧૮૮૮ માં પ્રગટ કર્યું . હજુ તે પુસ્તકો લખ્યા કરે છે તેની એવી માન્યતા છે કે મારાથી કોઇ ચડી જાય તેવા જીવંત લેખક એક જ છે અને તે બર્નાર્ડ શૉ. મિ હોવેન્ડના ૪૦ પુસ્તકો પૈકી લગભગ અર્ધા તો પ્રવાસ-પુસ્તકો છે તેની લોકપ્રિય નવલ ' આઇ જપાનીઝ વાઇફ ' ને પ્રગટ થયાને ૫૬ વર્ષ થયાં છે અને તેનું ઘણી ભાષાઓમાં ભાષાંતર થયું છે, અત્યારે તેનું પુનર્મુદ્રણ ચાલે છે.

તે જણાવે છે, કે બહુ જ થોડા લેખકો પોતાના પહેલા પુસ્તકના પ્રકાશનનો હીરક-મહોત્સવ ઉજવવા જીવતા હોય છે મારા કિસ્સામાં આ બન્યું છે અને મારું નવું પુસ્તક તાત્કાલિક પ્રગટ થવાનું છે. તેથી હું ' રેકર્ડ ' ધરાવવાની કેટલો નજીક છું તેની હું તપાસ કરી રહ્યો છું.



*નેપકેનો ધંધો હોઈ શકે અને કેવળ માત્ર શોખ ખાતર જ લખે છે જનક, કુલશેખર કૃષ્ણદેવ રામ અને ભોજ રાજાના દાખલા આવી ભાવનારૂપ છે એટલે મદ્રાસ (ગંજામ)ના ઉદ્યોગપતિ દામોદર સાહુ ઉચ્ચ પ્રકારના ઉડિયા કાવ્યો તથા સંગીત લખે તેમાં જરાયે આશ્ચર્ય પામવા જેવું નથી



*હિંદનાં જુદાં જુદાં સામયિકોમાં પ્રગટ થયેલ શ્રેષ્ઠ લેખો સહિત કલેમ ગલ ઑફિસ તરફથી 'મંજરી' નામનું નવું માસિક પ્રગટ થવા માંડ્યું છે



*અખિલ હિંદ મહાસભા સમિતિ (૭ જંતરમંતર રસ્તો, નવી દિલ્હી)ના સંસ્થાપને એક પરિપત્ર દ્વારા સાદી ભાષામાં, ગામડિયાઓ સમજી શકે તેવાં હિંદની બધી ભાષાઓનાં પુસ્તકોની યાદી માગી છે નીચેના વિષયોનાં પુસ્તકોની યાદી મંગાવી છે (૧) હિંદના મહાપુરુષો તથા સ્ત્રીઓનાં જીવન ચરિત્રો, (૨) ધર્મ, ગીતા, રામાયણ મહાભારત, (૩) પ્રૌઢશિક્ષણ, (૪) ગૃહ વિજ્ઞાન, (૫) દારૂનિષેધ, (૬) હિંદ તથા બીજા દેશોમા ગ્રામ્ય જીવન, (૭) સ્ત્રીઓનો દરજ્જો, ગ્રામ ઉદ્યોગો તથા (૯) હરિજન ઉદ્ધાર



*જે લેખકો ઉગતા કે પીઢ-સાહિત્યજીવનના ઝંઝાવાતનો અનુભવ કરીને સહીસલામત કાંઠે પહોંચ્યા છે તેઓ બધાને અનિવાર્ય ગણાય તેવું એક પુસ્તક વેરા બ્રિટન કૃત 'ઓન બીકમીંગ એ રાઇટર' છે પુસ્તક લેખિકાની આત્મકથા પર રચયેલ છે લેખિકાનું સ્થાન આજની સ્ત્રીલેખિકામાં બહુ ઊંચુ છે જે લોકો લેખક તરીકે જીવન ગાળે છે તેમના જીવન સંબંધી તેણે કેટલીક આશ્ચર્યકારક બાબતો જણાવી છે

*લેખનકળા શિખવવાનો દાવો ધરાવનારાં ઘણાં પુસ્તકો છે, પણ આ પુસ્તકથી વધારે પ્રેરક કે ઉપયોગી બીજું પુસ્તક નથી લેખકોની પુસ્તકસમમાં તેનું સ્થાન શબ્દકોશ તથા આકરગ્રંથો સાથે હોવુ જોઇએ



હિંદ સરકારના ખાણ તથા વીજળી ખાતાના પ્રધાન શ્રી એન વી ગાડગીલે ૯મી જુલાઇએ નવી દિલ્હીમાં હિંદ સરકારના કિતાબ મહાલની ઉદ્ઘાટન ક્રિયા કરી હતી

આ કિતાબ મહાલ કોનોટ પ્લેસની નજીક ક્વીન્સ વે પર આવેલ છે કેન્દ્રસ્થ સરકાર તરફથી સંચાલિત આ બીજો પુસ્તક ભંડાર છે પહેલો પુસ્તક ભંડાર કલકત્તાનો હિંદ સરકારનો બુક ડીપો છે. હિંદી સરકારના પ્રકાશન વિભાગના વ્યવસ્થાપક મોટામાં મોટા પુસ્તક વિક્રેતા છે તેની પાસે લગભગ ૨૬,૦૦૦ પ્રકારનાં પ્રકાશનો છે ને ।। કાર્યાલયમાં ૭,૫૭૮,૦૦૦ ગ્રંથોનો જથ્થો રહે છે અને તેને માટે ૫૪,૨૦૦ ચોરસ ફુટની જગ્યાની જરૂર પડે છે.

ફક્ત બે અમલદારો તથા કાર્યાલયના ૪૦૦ માણસોની મદદથી આ કાર્યાલયમાંથી દર વર્ષે લગભગ ૩,૦૦૦ નવાં પ્રકાશનો બહાર પાડવામાં આવે છે લગભગ ૨૧૦,૦૦૦ ગ્રાહકોની માગણી તે પૂરી પાડે છે દર મહિને લગભગ ૧૭૩,૦૦૦ પેકેટો તે પુરાં પાડે છે.

એક અમુક પ્રકાશન માટે પાંચ અઠવાડિયામાં ૧૨૦૦ ઓર્ડરો મળ્યા હતા.

આ કાર્યાલયના ત્રણ અગત્યનાં પ્રકાશનો નીચે મુજબ છે:

(૧) ફન્ડામેન્ટલ એન્ડ સપ્લીમેન્ટરી રૂલ્સ ૩૧-૧૨-૪૭ સુધી સુધારેલા ૨,૧૦૦ પ્રતો

(૨) ડ્રાફ્ટ કૉન્સ્ટીટ્યુશન ઑફ ઇન્ડિયા (હિંદના બંધારણનો કાચો ખરડો) ૨૫,૦૦૦પ્રત

(૩) ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા એક્ટ ૧૯૩૫ (સુધારેલ આવૃત્તિ) ૧૧,૦૦૦ નકલ

પહેલા પ્રકાશનમાં બે દિવસ અગાઉ, બીજામાં ચાર કલાક અગાઉ તથા છેલ્લામાં એક દિવસ અગાઉ ખબર મળેથી પ્રકાશન શાખાએ હિંદભરમાં તેની નકલો પૂરી પાડવાનો પ્રબંધ કર્યો હતો.



અમેરિકાના 'રીડર્સ ડાઇજેસ્ટ'ના ફેલાવાના આંકડા જાણવા જેવા છે નવ ભાષામા તેની બાર આંતરરાષ્ટ્રીય આવૃત્તિઓ પ્રગટ થાય છે કેનેડિયન આવૃત્તિની ૫૦૦,૦૦૦ નકલ, બ્રિટિશ આવૃત્તિની ૨૮૩,૬૫૦ નકલ તથા ઓસ્ટ્રેલિયન આવૃત્તિની ૧૨૩,૪૨૩ નકલ પ્રગટ થાય છે

ફ્રેંચ આવૃત્તિના બે વિભાગ છે પેરિસમાં પ્રગટ થતી આવૃત્તિની લગભગ દશ લાખ નકલો છપાય છે, મોન્ટ્રીયલમા પ્રગટ થતી આવૃત્તિની એક લાખ નકલો છપાય છે

ટોકિયોથી પ્રગટથતી આવૃત્તિની દર માસે ૩૫૦,૦૦૦ નકલો છપાય છે, અને વીસ લાખ નકલો માટેના ઑર્ડરો ઉભા છે કાગળ નિયંત્રણને અંગે પૂરતી નકલો છાપી શકાતી નથી. લેટિન અમેરિકા સ્પેનિશ ભાષાની ૧,૦૪૨,૬૩૪ નકલો તથા બ્રાઝિલ અને પોર્ટુગલ, પોર્ટુગીઝ ભાષની ૩૪૧,૨૨૬ નકલો ખરીદે છે બીજી આવૃત્તિઓનો માસિક હેવાલો નીચે પ્રમાણે છે સ્વીડીશ ૨૨૯,૩૨૨૫ નકલો, ડેનિશ ૧૯૨,૧૮૫ નકલો, નોર્વેજિયન ૧૪૧,૬૮૨ નકલો તથા ફિનિશ ભાષાની ૧૦૮,૬૫૦ નકલો કુલ ચાલીસ લાખ નકલો જગતના જુદા જુદા પ્રદેશોના લોકોમા ફેલાઇ રહે છે.

—છોટાલાલ માનસિંગ કામદાર.

---

# શામળભટ્ટની કૃતિઓનુ સંપાદન

ભારતીય વિદ્યાભવનના સંશોધન મંદિરે કવિ શામળની કૃતિઓના શાસ્ત્રીય સંપાદનનું કામ હાથ ધર્યું છે તેને માટે બને તેટલી પ્રતિઓ ભેગી કરવાની જરૂર છે. કોઇના ખાનગી સંગ્રહમાં શામળની કૃતિઓની હાથપ્રતો, લીથો કે જુની છાપેલી નકલો હોય તો, સંપાદક શ્રી ગં વિ પાઠકને ભારતીય વિદ્યાભવન ચોપાટી, મુંબઇ,એ ઠેકાણે લખી મોકલવા વિનંતિ છે.

---

* નિશાનીવાળી નોંધો ઇન્ડિયન પી ઈ. એન 'પરથી સાભાર ઉધ્ધૃત

# પુસ્તકાલયના પગથારેથી

## અંગ્રેજી કાવ્યો રચતી ભારતીય સ્ત્રી-કવિ શ્રી. સરપિયા દેવી

સુંદર અંગ્રેજી કાવ્યો રચતી ભારતીય સ્ત્રીકવિ શ્રી. સરપિયાદેવીનાં નવાં અંગ્રેજી કાવ્યોનો સંગ્રહ ' A Throne of Sonnets ' તાજેતરમાં પ્રગટ થયો છે આ અગાઉ એમનો એક કાવ્યસંગ્રહ ' The Book of Beneficient Grief ' ( ઉપકારક દુઃખનો ગ્રંથ ' ) પ્રગટ થયો હતો વિવેચક શ્રી. મુનિલકુમાર મોઝના મત મુજબ — ' The Book of Beneficient Grief ' નામની એમની કાવ્યકૃતિથી સરપિયા દેવીએ કવિ તરીકે ખ્યાતિ મેળવી છે સુંદર સોનેટોનો એમનો સંગ્રહ એ ખ્યાતિમાં ઉમેરો કરે છે સાચા કવિનો મિજાજ અને દૃષ્ટિબિંદુ એમનામાં છે પોતાની સૂક્ષ્મ કલ્પનાઓને લિપિબદ્ધ કરવાની સુમધુર શૈલી એમની પાસે છે એમના કાવ્યમાં ચિંતનભરી શાંતિ, તેમ જ તેજસ્વી નિર્મળતા દૃષ્ટિગોચર થાય છે "

## આવતી કાલના ઘડવૈયાઓને–

તમે જાણો છો કે હિંદમાં હરેક મિનિટે એક માનવી ક્ષયથી મરે છે, ને દર મિનિટે એક માણસ કોઈ ને કોઈ પ્રકારના તાવથી મરે છે ? મતલબ કે, જે રોગનું નિવારણ બિલકુલ શક્ય છે તેવા રોગથી હિંદના આ માનવીઓ મરે છે આ બધી કારમી હકીકતોનું દર્દ ચિત્ર વાચક સમક્ષ રજૂ કરતું એક સુંદર પુસ્તક અંગ્રેજીમાં પ્રગટ થયું છે એ પુસ્તકનું નામ છે " To the Builders of ToMorrow " ( " આવતી કાલના ઘડવૈયાઓને " ) અને એ પુસ્તકની લેખિકાનું નામ છે શ્રા મધુ ( દેશ ૪, પ્રકાશક છે ઓક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ ને મૂલ્ય રૂપિયા સાડા આઠ રોગો ઉપર વિજ્ઞાને મેળવેલા વિજયનું આમાં ધ્યાન આપેલું છે આખું પુસ્તક ગે કિશોરો પર લખાયેલા, પ્રોત્સાહક પત્રોના રૂપમાં છે +

## સુપ્રસિદ્ધ વિજ્ઞાની શ્રી. મેઘનાથ સહા

સુપ્રસિદ્ધ હિંદી વિજ્ઞાની મેઘનાથ સહા રશિયાના પ્રવાસે ગયા હતા. એ પ્રવાસનાં એમનાં સંસ્મરણોના સંગ્રહનું એક પુસ્તક ' My Experiences in Soviet Russia ' ( ' સોવિયેટ રશિયામાં મારા અનુભવો ' ) નામે રૂપિયા પાયના મૂલ્યે પ્રગટ થયું છે

## સમાજવાદીની ભૂમિમાં

' In the Land of Socialism ' ( ' સમાજવાદની ભૂમિમાં ' ) નામનું પુસ્તક પ્રગટ થયું છે.

---

+ ક્ષયની બિમારીના કુદરતી ઉપચારો સૂચવતું એક પુસ્તક નામે ' મરકજ ' શ્રી મધુદાસ ત્રિકમદાસે લખેલું નવજીવન કાર્યાલય તરફથી પ્રકટ થયેલું છે તેનું મૂલ્ય રૂા ૧) છે

૭ સોવિયેટ લેખકોના સહપ્રયત્નથી આ પુસ્તક લખાયું છે, ને એની કિંમત રૂપિયા સાડાસાત છે

## હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયની આત્મકથા

સુપ્રસિદ્ધ કવિ શ્રીમતી સરોજનીદેવીના ભાઈ ( અને સુપ્રસિદ્ધ સમાજવાદી કાર્યકર્ત્રી કમલાદેવી ચટ્ટોપાધ્યાયના પતિ ) શ્રી હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયની આત્મકથા ' Life & Myself' ( ' જીવન અને હું પોતે ' ) નામથી તાજેતરમાં પ્રગટ થઈ છે

## ગાંધીજી વિષે નહેરૂ

'Nehru on Gandhiji ' ( ' ગાંધી વિષે નહેરુ ' ) નામનું પુસ્તક અમેરિકામાં પ્રગટ થયું છે એમાં ગાંધીજી વિશેના આપણા વડા પ્રધાન પં નહેરનાં લખાણો પ્રગટ થયાં છે

## નેતાજીની આત્મકથા

નેતાજી સુભાષચંદ્ર બોઝની આત્મકથા " An Indian Pilgrim " ( ' એક હિંદી યાત્રી') નામથી યુરોપમાં વર્ષો અગાઉ પ્રગટ થઈ હતી. હિંદમાં એના પર જપ્તી હતી આપણું રાજ્ય આવતાં એ જપ્તી ઉઠી ગઈ, એટલે એ હિંદમાં પણ હવે મળવા લાગ્યું છે

## રાજા મહેન્દ્રપ્રતાપની આત્મકથા

સુપ્રસિદ્ધ ક્રાન્તિકાર રાજા મહેન્દ્રપ્રતાપની આત્મકથા Autobiography of Raja Mahendra Pratap ' નામથી પ્રગટ થઈ છે.

## સંયુક્ત એશિયા

' સંયુક્ત એશિયા' ('United Asia') નામનું નવું માસિક મે-૧૯૪૮થી શરૂ થયું છે અમેરિકાથી પ્રગટ થતા " Asia " (એશીઆ) માસિક જેવું જ ક્ષેત્ર આ માસિકનું છે એશિયાના પ્રશ્નોની છણાવટ કરવાનું મુંબઈથી પ્રગટ થનાર આ માસિક ' સંયુક્ત એશિયા ' ના તંત્રીઓ છે શ્રી જી એસ પોહેગકર અને શ્રી યુ આર રાવ, અને એના સલાહકાર મંડળમાં ડૉ કાલિદાસ નાગ, ડૉ. આર્થર ઉફામ પોપ ને આપણા નામી યુવાન ગુજરાતી લેખક ( હવે અમેરિકાવાસી) ડૉ કૃષ્ણલાલ શ્રીધરાણી છે આ માસિકનો પ્રથમ અંક 'Asia Awake' અંક તરીકે પ્રસિદ્ધ થશે આ પ્રથમ અંકમાં ' સંયુક્ત એશિયા ' (ડૉ રામમનોહર લોહિયા), ' યુરોપ સાથે એશિયા ' ( ડૉ. એમ કુથનસ્વામી-અન્નમલાઈ વિદ્યાપીઠના ઉપકુલનાયક ), ' એશિયા માટે સહકારનો માર્ગ' (ડૉ સોએસ્મોના-હિંદ ખાતેના અગ્નિ એશિયાના એલચી ), 'એશિયામાં સ્વાતંત્ર્ય ચળવળો' (કમલાદેવી ચટ્ટોપાધ્યાય), ' છાતી કાઢીને ચાલનાર ગાંધી ' (કૃષ્ણલાલ શ્રીધરાણી), 'જીવન જીવવનો ચીની માર્ગ ' (ડૉ એફ. ટી ચેન્ગ-બ્રિટન ખાતેના ચીની એલચી), 'અગ્નિ એશિયાનો પ્રશ્ન' (ઇસ્મુ પિશાર હકીમ-અગ્નિ એશિયાની દાક્તરી સર્વિસના એક સભ્ય) વગેરે લેખોનો સમાવેશ થાય છે આ ઉપરાત સુપ્રસિદ્ધ બ્રાઝિલિયન કવયિત્રી સેસીલા મિરેલસનું ' ગાંધીજીની શહીદી ' નામનું મૂળ પોર્ટુગીઝમાંથી અંગ્રેજીમાં અનૂદિત થયેલું કાવ્ય પણ છે આ માસિક ખરેખર આવકારપાત્ર છે. હિંદમાં આવા માસિકની ખાસ આવશ્યકતા છે.

# લેખકો વિષે કેટલીક વાતો

અમેરિકાની એક પ્રકાશન સંસ્થાએ થોડાં વર્ષો પહેલાં એક યુવાન લેખકની ખૂબ પ્રશંસા કરી હતી. પરંતુ સાથે સાથે ઉમેર્યું હતું, કે તે લેખકને વધારે સખત મહેનત કરવી પડતી નથી તે કમનસીબી ભર્યું છે તેનું પેટ ભરાય તેટલું દ્રવ્ય તેની પાસે હોવાથી તેણે લખેલ પુસ્તકોની સંખ્યા બહુ અલ્પ હતી

કોઈ પણ સર્જનાત્મક કલાકાર, ગરીબીની ગર્તામાં ફસડાઈ પડયો ન હોય ત્યાં સુધી તે વધારે લખાણ કરી ન શકે તેવી માન્યતા પ્રચલિત હોવાનું કારણ શું છે? એવા સંખ્યાબંધ લેખકો મળી આવશે, કે જેઓને પોતાના ગુજરાન માટે સખત મહેનત કરવી પડી ન હોય છતાં જેમણે સુંદર પુસ્તકો લખ્યાં હોય આથી ઊલટું એવા દાખલા પણ મળી આવે છે કે કેટલાક કવિઓ પોતાના ઘરધણીના ભયથી મુક્ત થયા હોત અને પોતાના કુટુંબનું ભરણપોષણ કરવામાં તેમનો અમૂલ્ય સમય ગયો ન હોત તો તેઓ આપણને સુંદર ગીતોની ભેટ ધરી ગયા હોત ખરાબ સમયને અંગે તેઓના સર્જનાત્મક કાર્ય માટે બહુ થોડો સમય મળે છે અલબત્ત, ભૂખ્યે પેટે જ સુંદર કવિતાઓ લખાઈ છે પણ જ્યારે કવિઓને પેટ પૂરતું ખાવાનું મળતું ત્યારે પણ તેટલી જ સુંદર કવિતાઓ રચાઈ છે.

o

ચેટરટનને એકાંતગિયામાં રહેવાની ફરજ પડી હતી તેણે આપઘાત કર્યો, કેમકે તે શુષ્ક દિવસો પસાર કરી શકયો નહિ, આ કદરહીન જગતે, કલ્પનામાં ન આવે તેટલું ખાયું ! કોઈ શ્રીમંત માણસે તેની શક્તિની પિછાન કરીને તેને મદદ કરી હોત તો હું નથી ધારતો કે ચેટરટનની પ્રતિભાને સહન કરવું પડયું હોત ખરે સમયે જરા મદદ કરી હોત, પ્રોત્સાહનનો શબ્દ કહ્યો હોત અને તેના બેંકના ખાતામાં થોડા પાઉન્ડ ભરી દીધા હોત તો ખરે ટાંકણે તે બચી ગયો હોત શાશ્વત ગીતો હમેશાં કાતરિયામાં જ લખાયાં હોતાં નથી ટેનિસને 'ક્રોસિંગ ધી બાર' (Crossing the Bar) અને બીજી અમર કવિતાઓ રાજમહેલમાં લખી હતી બાયરનને પૈસાની તંગીને અંગે ખમવું પડયું નહોતું જો કે જોન મેસફીલ્ડને યુવાવસ્થામાં સલૂન સાફ કરવું પડતું, પરંતુ તે સહી સલામત ઇંગ્લેંડમાં પાછો આવ્યો ત્યાં સુધી તેણે કવિતાઓ શરૂ કરી નહોતી તે તેની ગરીબીનાં સ્મરણોને પાછળ મૂકતો આવ્યો હતો

o

કલ્પનાશીલ મનુષ્યને ગરીબી કેવી છે તેનો ખ્યાલ કરવા ભિખારીઓની હરોળમાં ઊભા રહેવાની જરૂર નથી જો હૃદયમાં દયા હોય તો ગરીબોને કેટલી હાડમારી પડે છે તે તે બરાબર સમજી શકે છે એક વખત હું એક યુવાન લેખકને મળ્યો હતો તેનામાં હૃદયને જોઈએ તે બધું—ફક્ત દયા અને સમજ સિવાય—હતું તેના પર કંઈ જ પક્ષદારી નથી. પોતાનું દેવું આપી ન શકે તેવો સમય તેણે જાણ્યો ન હતો તે શું લખવા માગે છે તે મે તેને પૂછયું આવા ખરાબ સમયમાં તેણે ગરીબોનો લત્તો જોયો હતો કે કેમ તે મે તેને પૂછયું તે મારી સામે તાકી રહ્યો જીવનના તે વિભાગમાં તેને રસ નહોતો

તેણે મને ગંભીરતાપૂર્વક કહ્યું હું સમાજની નવલકથાઓ લખવા માગું છું આપણી શેરીઓમાં પ્રતિદિન પ્રવર્તી રહેલી જરૂરીઆત તથા ભયંકરતા તે કદી જોઈ શકતો ન હતો. મને

## ભાવનિયમન અને માપબંધી

'ભાવનિયમન અને રેશનીંગ" (Price Control & Rationing) નામનું એક અંગ્રેજી પુસ્તક તાજેતરમાં ગિરિધર સંઘની મૂલ્યે પ્રસિદ્ધ થયું છે એના લેખક શ્રી આર એન ચેટર્જીએ એમાં અત્યારની યુદ્ધજનિત આવશ્યકતા—ભાવનિયમન અને માપબંધીની આર્થિક છણાવટ કરી છે

## ખલીલ જિબ્રાન

સુપ્રસિદ્ધ અરબી સાહિત્યકાર ખલીલ જિબ્રાનની એક કૃતિ ' Prophet " નું ભાષાંતર ગુજરાતીમાં ના. કિશોરલાલ મશરુવાળાએ " વિદાય વેળાએ" નામથી કરીને ગુજરાતની વાચકોને એ મહાન સાહિત્યકારના સાહિત્યનો રસાસ્વાદ કરાવ્યો હતો ખલીલ જિબ્રાનના વાર્તાસંગ્રહ "Spirit Rebellious" નો અનુવાદ અત્યારે " વિદ્રોહી આત્મા " ને નામે છપાઈ રહ્યો છે

—શિવમ્ સુંદરમ્.

---

## પ્રૌઢશિક્ષણ માટે લોકપોથી જોઈએ છે.

પ્રૌઢ શિક્ષણના કાર્યને વેગ આપવા, તેને સંગીન પાયા પર મૂકવા અને તેનો નવી પરિસ્થિતિ સાથે સુમેળ સાધવા મુંબઈ સરકારે આ વિષયમાં રસ લેતી વ્યક્તિઓની બનેલી એક પ્રૌઢશિક્ષણ સમિતિ નીમી છે

પ્રૌઢશિક્ષણ માટે સંસ્કારકેન્દ્રો સ્થાપવાં, નિરક્ષર પ્રૌઢો તેનો જેમ બને તેમ વધારે લાભ લે એવો પ્રચાર કરવો, પ્રૌઢોને માટે પાક્ષિક યા માસિકની વ્યવસ્થા કરવી, તેમને માટે પાઠ્યપુસ્તકો તથા તેમનામાં સંસ્કાર રેડે એવા પ્રકારના ઇતર વાચનની પુસ્તિકાઓ તૈયાર કરાવવી અને પ્રગટ કરવી, પ્રૌઢોને અક્ષરજ્ઞાન તથા સંસ્કાર આપે તેવાં સંસ્કારકેન્દ્રો ચલાવનારા કાર્યકર્તાઓને જરૂરી તાલીમ આપી તૈયાર કરવા, તેમના પર દેખરેખ રાખે અને જુદા જુદા જિલ્લાઓમાં આવા કામને વેગ આપે એવા નિરીક્ષકો તૈયાર કરવા અને પ્રૌઢ શિક્ષણ માટેનું વાતાવરણ જમાવવું વગેરે કામો તેણે હાથ ધરેલાં છે આ હેતુ સાધ્ય કરવા નિરક્ષર પ્રૌઢો અક્ષરજ્ઞાન મેળવી શકે તે હેતુથી તેમને માટે જુદી જુદી પોથીઓ તૈયાર કરવાની છે તે માટે પ્રથમ પગલા તરીકે એક પોથીનો નમુનો બનાવવાનો છે આ માટે તેની પાઠ્યપુસ્તક સમિતિએ ઠરાવ કર્યો છે કે " લોકપોથીની શરૂઆત કરતાં પહેલાં અક્ષરોની માહિતી આપવા માટે ચિત્ર મારફત અક્ષરજ્ઞાન આપે તેવી પ્રૌઢો માટે એક પ્રાવેશિકા પોથી, ૧૬ પેજી ક્રાઉન સાઇઝની કેર પાનની ચિત્રો સાથે તૈયાર કરાવવી તેને માટે જાહેરાત કરી તા. ૩૧-૭-૪૮ પહેલાં મળી જાય તેવા સૂચનો માગવાં સમિતિને ઠીક લાગશે તેમને સમિતિને યોગ્ય લાગે તે ધોરણ પ્રમાણે પુરસ્કાર આપશે

વળી પ્રૌઢો વાંચી શકે અને સમજી શકે તેવી ભાષામાં પ્રૌઢોનું સામાન્ય જ્ઞાન વધે અને આઝાદ નાગરિક તરીકે તેમની ફરજોનું તેમને ભાન થાય તેવા પ્રકારનું સાહિત્ય તથા નાગરિકશાસ્ત્ર આરોગ્યશાસ્ત્ર, વિજ્ઞાન વગેરે ઉપર પુસ્તિકાઓ તથા નાટકો સંવાદો વગેરે તૈયાર કરાવવાનાં છે આ પ્રમાણે જે વ્યક્તિ ઉપર જણાવ્યા પ્રમાણેનું સાહિત્ય તૈયાર કરી પ્રૌઢશિક્ષણ સમિતિને મોકલી આપશે તેમને તે પસંદ પડેથી યોગ્ય પુરસ્કાર આપવામાં આવશે અને જેમના લેખો પસંદ નહિ પડે તે તેમને પાછા મોકલવામાં આવશે

તરત જ સમજાઈ ગયું કે તે કદી કળાકાર થઈ શકશે નહિ. શાંત વાતાવરણના રક્ષણમાં તે માત્ર પ્રેક્ષક તરીકે જ રહેવાનો. દયાના ગુણની તેનામાં ખામી હતી. જો તે ગરીબાઈમાં અને બીજાઓને માટે દયાની લાગણી વિના જન્મ્યો હોત તો પણ તે હમ વગરનો જ રહેત. તેવા મનુષ્ય પાસેથી સ્વમાન ભાવની લાગણીની આશા રાખવી નિરર્થક છે. આખું જગત કઈ રીતે જીવન ગાળે છે તેની તે બાપડાને કદી ખબર પડવાની નથી. ભવિષ્યમાં તેના જીવનની નિરર્થકતાનું દૃશ્ય આપણે કલ્પી શકીએ અને કંજુસ મનુષ્યને ભોગવવા પડતા એકાંત કરતાં તેને ભોગવવા પડતા વધારે એકાંત માટે આપણે દિલગીર થઈએ.



ગરીબાઈને અંગે ભોગવવા પડતા ફરજીઆત દેશવટામાંથી કળાકારને મુક્ત કરવો જોઈએ અને તેને વિચારો તથા સ્વપ્ન માટે સમય આપવો જોઈએ, તેમ જગતને વધારે ને વધારે સમજાતું જાય છે. આ રીતે જીવનના ઉદ્દેશો સમજાવનારાઓ માટે આપણી પાસે શિષ્યવૃત્તિઓ તથા ફંડ છે તેથી તેઓ સ્વતંત્ર રીતે વિચાર કરી શકે, મુસાફરી પણ કરી શકે, પોતાનાં પુસ્તકો લખી શકવા શાંત સ્થળો શોધી શકે, ચિત્રો દોરી શકે, અથવા તો કોઈ પણ કળા પર ગંભીર વિચાર ચલાવી શકે. એડગર એલન પો પોતાની પત્નીને પૂરતાં કપડાં પૂરાં પાડી શક્યો નહિ એટલે તે ટાઢથી ઠરીને મરી ગઈ અને તેને પોતાના શરીરમાં ગરમાવો લાવવા માટે દારૂનું શરણ શોધવું પડ્યું હતું, એટલા ખાતર તે વધારે મહાન કવિ હતો તેમ હું ધારી શકતો નથી.



એક વખત ગ્લાસગોના પ્રદર્શનમાં રોબર્ટ બર્ન્સનો એક પત્ર મૂકવામાં આવ્યો હતો. તે પત્રમાં તેણે એક મિત્ર પાસે પાંચ પૌંડ ઉછીના માગ્યા હતા. કવિના મૃત્યુ બાદ વર્ષો પછી તે પત્રની હરરાજી કરવામાં આવી અને તેના પાંચસો પૌંડ ઉપજ્યા. આપણી સંસ્કૃતિ પર આથી વધુ કડક ચુકાદો હોઈ શકે નહિ.

સંગીતકારો આજે ભૂખે મરે છે, કારણ કે યાંત્રિક શોધોને અંગે કેટલાંક બજારો તેમના માટે બંધ થઈ ગયાં છે. સંગીતકારની આંગળીઓ ટાઢથી ઠરડાઈ ગઈ હોય ત્યારે વાયોલિનનું સંગીત સુંદર લાગતું નથી. કવિનું કુટુંબ ભૂખથી પીડાતું હોય ત્યારે કાગળ પર કલમ દોડતી નથી. અર્ધજીવિત કળાકાર લાગણીહીન તથા ગતિહીન ઊભો હોય, અને તેના હાથમાંથી પીંછી પડી જતી હોય ત્યારે તેના ચિત્રો સજીવ લાગતાં નથી.

અધૂરી ખોરાકી કેવી હોઈ શકે, બળતણ વિના તથા રહેવાના યોગ્ય સ્થાન વિના કેવી ભયંકરતા વ્યાપી રહે તે સમજવા માટે આપણને ફક્ત કલ્પનાની—મોટે ભાગે દયાની—જરૂર છે, અને પછી આપણા પોતાના બળ વડે જ જે લોકો આવું દુઃખ અનુભવતા હોય તેમને મદદ કરવાની છે. ગરીબોને દવા વિના કેવી મુશ્કેલી પડે છે તે સમજવા માટે આપણે તાજી હવાનો ત્યાગ કરવાની જરૂર નથી. આપણામાંના ઘણાખરાઓ આપણા આખા જીવનમાં કદી ભૂખ્યા રહ્યા જ નથી, પરંતુ જે લોકોને પૂરતા ખોરાક વિના જીવન જીવવાનું છે તેમનું દુઃખ કેટલું ભયંકર હશે તે જો આપણા ધ્યાનમાં હોય તો, આપણે નથી જાણતા તેમ નહિ કહી શકીએ. લેખકોમાં જ્યારે પૂરતી સત્તા અને શક્તિ હોય ત્યારે તેઓનું વધારે સારી રીતે વર્ણન કરી શકે અને ત્યારે જ લેખોમાં તેમનો અર્થ સ્પષ્ટ કરવાનું બળ હોય છે *

—છોટાલાલ માનસિંગ કામદાર

* Charles Hay Towns ના લેખ ઉપરથી.

# સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિ અને લોકશિક્ષણ

હિંદ આજે આઝાદીની ઉષા અનુભવી રહ્યું છે એના ઊગતા પ્રભાતે જ કોમવાદના ઝેરી પ્રચારે હિન્દને બે સંસ્થાનોમાં વિભક્ત કર્યું છે, અને આજે ઠેરઠેર કોમી તોફાનો ગંભીર સ્વરૂપ પકડી રહ્યા છે. વડોદરા રાજ્યે દેશી રાજ્યોના એકમોને હિંદમાં જોડાવાની પહેલ કરી હિંદી સંઘને મજબૂત બનાવવા પોતાનો મહત્ત્વનો અને તાત્ત્વિક ફાળો આપ્યો છે આપણી આઝાદીનું પર્વ આપણે ૧૫ મી ઑગસ્ટે ઉજવીશું એ પ્રસંગે આપણી સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિના કાર્યકરોને નીચેની કેટલીક મહત્ત્વની બાબતોનો પ્રચાર કરવા મારી નમ્ર વિનંતિ છે

(૧) ' મહાત્મા ગાંધીજી ' એ આપણા મહાન નેતા હતા એમના પ્રત્યેના પૂજ્યભાવની લાગણીનો હમેશાં ફેલાવો કરવો. આપણા દેશના મહાન રાજવીઓનાં તેમ જ દેશને સ્વતંત્રતા અપાવવા જે જે મહાન દેશનાયકો અને ક્રાન્તિકારોએ પોતાનું જીવન સમર્પ્યું છે તેમનાં જીવનચરિત્રોના વાચનનો સામાન્ય જનસમૂહમાં બહોળો પ્રચાર કરવો.

(૨) રાજ્યના સર્વ વર્ગોનું શ્રેય શ્રીમંત સરકારના લક્ષ્યમાં છે, એવી લાગણીનો ફેલાવો કરવો કોમી બેદીલી ફેલાવે તેવું ગંદુ પ્રચારાત્મક વાચન પુસ્તકાલયોમાં પેસવા દેવું નહિ

(૩) હિન્દનું રાષ્ટ્રીય ઘડતર ખરેખર હજી હવે શરૂ થાય છે તે સમયે આપણે પણ તેના એક એકમ તરીકે હિસ્સો આપવાનો છે એટલે સૌથી પ્રથમ આપણે જાતીય ભેદ ભાવોને તિલાંજલિ આપી આપણે સૌ હિન્દી છીએ, પહેલા હિન્દી, અને પછી ગુજરાતી, મહારાષ્ટ્રીય, બંગાળી કે પંજાબી છીએ, એવી ભાવનાનો ફેલાવો કરવો હિન્દી પ્રચાર માટે તે ભાષામાં લખાયેલ હિંદભરના મહાન પુરુષોનાં જીવનચરિત્રોનું વાચન કિશોરો, યુવકો અને પ્રૌઢોમાં વિસ્તૃત પ્રમાણમાં થાય તે માટે જુદી જુદી યોજનાઓ કરવી

## શિક્ષણ અને સામાન્ય વાચનનો વિશેષ ફેલાવો

(૪) શ્રીમંત સરકારે આપણા રાજ્યમાં પ્રાથમિક શિક્ષણ ફરજીઆત કરેલું છે વડોદરા રાજ્યના પ્રજાજનોના સહકારના અભાવે ફરજીઆત કેળવણીનો ફેલાવો પ્રજામાં જોઈએ તેટલો થઈ શક્યો નથી ફરજીઆત કેળવણીને ફળીભૂત બનાવવા માટે શ્રીમંત સરકારે બાળકોની ગણતરી અને વાલીઓને તાકીદ અને જરૂર જણાય તો શિક્ષા કરી બાળકોને શાળામાં મોકલતાં કરવાનું કામ ગ્રામપંચાયતોને સોંપેલું છે તે કાર્ય જોઈએ તેવી સરળતાથી થાય અને ગામના આગેવાનો કે અગ્રણીઓ શાળામાં જવા પાત્ર તમામ બાળકોને શાળામાં મોકલે તો જરૂર અક્ષરજ્ઞાનનું પ્રમાણ ઘણું વધી શકે હજી આપણે ત્યાં લગભગ તેત્રીસ ટકા જેટલા જ લોકો અક્ષરજ્ઞાન પામેલા છે. આગામી દશ વર્ષમાં આપણે નિદાન વસતિના ૮૦ થી ૮૫ ટકા લોકો અક્ષરજ્ઞાન પામેલા બને તેવો પ્રચાર-

કરવો જોઈએ. આ માટે સ્થાનિક શિક્ષકો, પુસ્તકાલયમંડળો અને યુવાનોએ સંપૂર્ણ સહકાર આપી ફરજીયાત શિક્ષણની યોજનાને સફળ બનાવવી જોઈએ. લોકો નિરક્ષર રહેશે તો તેમને જ નુકસાન થશે, એવો ખ્યાલ તેમનામાં લાવવો જોઈએ. આપણા રાજ્યમાં પ્રજાહિતના અનેક શુભ કાયદાઓ છે તે અભણ પ્રજાજનોના ખ્યાલમાં જ હોતા નથી. તેઓ પૂરતું ભણેલા નથી અગર ભણતરનો ઉપયોગ કરવા ટેવાયલા નથી. દરેક સામાજિક કાયદાની સમજ સરળ પુસ્તિકારૂપે લોકભોગ્ય ભાષામાં તેઓ સમજે તે રીતે—પછી તે ભલે વાર્તા, સંવાદના રૂપે કે સાદી માહિતીના રૂપમાં હોય—મોટા અક્ષરમાં છાપી વાંચવા મળવી જોઈએ અને તેવી લાગણી તેમનામાં જાગ્રત કરવી જોઈએ. વળી પ્રાથમિક શાળાના છેલ્લા વર્ષમાં તેમને નાગરિકના ધર્મો વિષે સામાન્ય જ્ઞાનનું જે શિક્ષણ આપવામાં આવે છે તે જ્યારે તેઓ શાળા છોડે ત્યાર બાદ ઉપર જણાવેલાં પ્રકાશનો તેમની ઇચ્છા પ્રમાણે વાંચતા થાય અને મુશ્કેલીના સમયમાં વિચારી તેનો ઉપયોગ કરતાં શીખે તો તેમની ભાવી જવાબદારી તે જરૂર સમજશે, સારા નાગરિક તરીકે જીવન ગાળશે અને ગમે તેવી ભેદ કે પ્રલોભનામાં ફસાવા તૈયાર થતા પહેલાં પોતાની જવાબદારી અત્યારના કરતાં વધુ સારી રીતે સમજી શકશે.

પ્રગતિશીલ રાજ્યના વતની તરીકેની ફરજો તે સમજશે તો પોતાના મતનો જવાબદારી-પૂર્વક ઉપયોગ કરશે અને ગ્રામ પંચાયતોમાં જેઓને પોતાનો મત આપશે તેમની પાસે તેઓ કામ માગશે. ગ્રામપંચાયતો કે સુધરાઈઓની પ્રાથમિક ફરજો ગામ કે શહેરનાં આરોગ્યનાં અને સાંસ્કારિક સાધનો પૂરાં પાડી ગ્રામજનોનું આરોગ્ય અને સંસ્કાર સાચવવા પ્રયાસ કરવાના છે.

આ કામ જેમને સોંપવામાં આવે છે તે ત્યારે જ અદા કરી શકશે, જ્યારે ગામનો નાગરિક પોતાનો મત વિચારપૂર્વક આપવા પ્રેરાશે. આ માટે ગામડામાં સ્થાનિક પુસ્તકાલયો છે તેના કામ કરનાર યુવકો કે પ્રૌઢો જે નાણાં એકઠાં કરવામાં મદદ કરે છે તેમણે તેટલાથી જ અટકવાનું નથી, પણ ગામના શાળામાં ભણતા તેમજ ઊઠી ગયેલાં બાળકોને વખતોવખત પુસ્તકાલયના અમુક સારાં પુસ્તકો, સારાં સામયિકો વગેરે વાંચવા પ્રેરવા જોઈએ. વળી પ્રૌઢોનાં "અભ્યાસ મંડળો" રચવાં જોઈએ અને એ અભ્યાસ મંડળો એવાં હોવાં જોઈએ, કે તેનો પ્રત્યેક સભાસદ ગામની જરૂરીઆતના કોઈ ને કોઈ પ્રશ્નનો ગામની અને આજુબાજુની સ્થિતિથી સંપૂર્ણ માહિતગાર થઈ પુસ્તકાલય કે વાચનાલયમાંથી ઉપલબ્ધ થતી માહિતીને જરૂર પડે તે બતાવી શકે અને ગામના સમગ્ર પ્રશ્નોના ઉકેલમાં સહાયભૂત થાય. આજે ગામડામાં વાચન-પ્રચાર ઘણો જ થોડો છે, અને તેમાં સારા અભ્યાસીઓ તો તેથીય થોડા છે. આ માટે ગ્રંથપાલ મંત્રી ભાઈઓએ આવશ્યક પ્રચાર કરવો ઘટે છે.

(૫) રાજકારભારના જ્ઞાનનો ફેલાવો.—હિન્દી સંઘની સાથે આપણા રાજ્યમાં પણ સુધારા થવાના જ. તેને અનુરૂપ થવા માટે નાનામાં નાના ગામડાના પ્રજાજનને પણ શ્રીમંત સરકારના રાજકારોબારમાં ભાગ લેવાનો સંભવ પોતાની લાયકીથી પ્રાપ્ત થશે. એટલે વડોદરા રાજ્યની પ્રજામાં રાજકીય આગેવાની લઈ શકે એવા ગુણો વિકસાવવાની હજી પુષ્કળ જરૂર છે. અમુક જ કોમ કે પ્રાંત કે તાલુકાના લોકો જ આગળ આવી શકે એવી લઘુગ્રંથિની ભાવના લોકોમાંથી કાઢી નાખવાની જરૂર છે. ગ્રામપંચાયતો, પ્રાંતપંચાયતો, સુધરાઈઓ, ધારાસભા

વગેરે કામોમાં પ્રજાએ પોતાનું કાર્ય વધારે વેગવંતુ અને ઓજસવાળુ થાય તેમ કરવા પ્રયાસો કરવાની જરૂર છે પ્રત્યેક કામમાં સમાજને માટે કાર્ય કરવાનુ છે, તે વિશિષ્ટ પ્રકારે અને ઉચ્ચ કોટીનુ થવુ જ જોઈએ એવી પ્રણાલિકા પડવી જોઈએ દાખલા તરીકે એક ગામથી બીજા ગામના રસ્તાઓમા પ ચાયતો તરફથી થયેલા ફીડર રોડનાં નાળાં કેટલેક સ્થળે તો વર્ષો સુધી સમારાતાં નથી લોકોમેં આ બાબત પોતે હિમતપૂર્વક આગળ આવી કામ સમરાવી લેવુ જોઇએ. શિક્ષકોને બાળકો શાળામાં લાવવા જરૂરી મદદ કરવો જોઇએ શિક્ષકોથી શિક્ષણ સરળતાથી ન ચાલતુ હોય, કજીઓ થતો હોય તો તે સસ્થા અતિશય બગડે તે પહેલાં જ કાળજી લેવી દરેક પોતાના સ્થાનિક અધિકારી આવે ત્યારે તે સ્થળને લગતી બાબતો તેમ જ ગામની સામાન્ય પ્રવૃત્તિ ll તેમને વાકેફ કરી પોતે શુ કર્યું છે, કયા શુ કરવા જેવુ છે તે બતાવવુ જોઇએ. આ પ્રમાણે પ્રજા પોતાની ફરજ અદા કરશે અને પોતાની જ સેવા માટે શ્રીમ ત સરકારે ઉઘાડેલાં ખાતાંઓ દ્વારા તેઓએ કરેલા સહકારથી શુ કાર્ય કયુ છે તે તેમને સમજાશે અને હવે પછી કેમ વધારે સારી રીતે ગામ સુખી, આબાદ, વધારે સમૃદ્ધ થઇ શકે તેનો સૌ વ્યાવહારિક રીતે વિચાર કરી શકે

(૬) **કાયદા અને શિસ્તનું પાલન:**—આ અતિમહત્ત્વનો પ્રશ્ન ઉભો થશે તે વખતે આપણે બતાવી આપવું જોઇશે કે, શ્રીમ ત મહારાજા સાહેબની છત્રછાયા નીચે અમે ધારાસભા દ્વારા જે જે કાયદા કાનુનો ઘડયા છે તેનુ અમે યથાર્થ પાલન કરીએ છીએ વડોદરા રાજ્યના કસ્બાઓ ને પ્રાંતના સ્થાનિક પુસ્તકાલયોએ આ આદર્શ પોતાનાં પુસ્તકાલયોમાં વધારે સચ્ચાઇથી પાલન કરવાની અને તેનો પ્રચાર કરવાની જરૂર છે આપણાં પુસ્તકાલયો પુસ્તકાલય ખાતાની દેખરેખ નીચે પોતાની સ્થાનિક અનુકૂળતા માટે કાયદા ઘડી પુસ્તકાલયો ચલાવે છે સમય પ્રમાણે તેમણે જનતાની જરુરીઆતો પ્રમાણે પુસ્તકાલયનાં ધારાધોરણમા ફેરફાર કરી વધારે ને વધારે જનસમૂહ તેમના પુસ્તકાલયમાં આકર્ષાય, તેના સુભાસદોમા ગામના મોટા ભાગની સામાન્ય શિક્ષિત પ્રજા આવી જાય તેમ કરવુ જોઇએ

(૭) **ખેતી અને તેને લગતા પેટા ઉદ્યોગો તથા ગૃહઉદ્યોગોની ખીલવણી દ્વારા મજુરીની મહત્તાનો પ્રચાર –**

આપણી સ્થળ-સીમામા આવેલા ઉદ્યોગો પ્રત્યે સામાન્ય લેકોને માન રહે તેવી રીતે ગામડાંમાં પ્રચાર થવો ઘટે છે હિદી સઘે પરદેશથી ઘણી ચીજોની આયાત બંધ કરી છે સામાનની હેરફેરમા ભારે ખર્ચ થાય છે તેવે પ્રસ ગે, તાલુકાના સ્થળોએ કે ગામડાંમાં જે જે ઉદ્યોગો ચાલુ હોય તેની પેદાશને આપણે ઉત્તેજન આપવું જોઇએ આજે અનાજની તગી પુષ્કળ પડો છે. હિદી સ ઘ પોતાનાથી બનતો પ્રયાસ કરી અનાજ મેળવવા પ્રયાસ કરે છે, છતા અનાજનો ખૂટકો પડે છે તે માટે "વધુ અનાજ મેળવવા" ની યોજનાઓને ફળીભુત બનાવવા દરેક સરકારો પ્રયાસ કરે છે આપણી સરકારના આ પ્રયાસોને આપણે ઉત્તેજવા જોઇએ ખેડુત વધુ પ્રમાણમાં પોતાનું અનાજ ઉગાડે અને તેને યોગ્ય ભાવ મળે તે માટે પણ શ્રીમ ત સરકારને પ્રજાકીય સમિતિઓ દ્વારા નક્કી કરવા વિનવવુ. કાળા બજાર કરનારા મોટા જમીનદાર ખેડુતો હોય તો તેમને ઉઘાડા પાડવા, કારણ, એક દરે હાનિ તો આપણને જ થવાની છે આપણે

જાણી લેવું જોઈએ કે કાપડની મિલો છતાં આપણને મોંઘુ કાપડ કેમ મળે છે? અનાજના બદલામાં આપણે મોંઘા કાપડ મોકલવું પડે છે આ માટે ગામડે ગામડે અને ઘેર ઘેર ખેડૂતને ત્યાં રેંટીઓ જો ફરે તો તેથી થોડી રાહત મળશે, આળસમાં જતો વખત બચશે, શાહુકારોના ત્રાસમાંથી બચવા માટે સહકારી પદ્ધતિ દ્વારા ઉપાર્જન કરનારી મંડળીઓ સ્થાપવી, અને ખેડૂત અને મજૂરોનાં સંયુક્ત મંડળો સ્થાપી સહકારથી કામ કરવાની યોજનાઓ ઘડવી, જેવી ખેતીના કામે જોઈતા લુહાર, સુથાર, મોચી વગેરે પોતાના કામની મહત્તા સમજીને વધારે સારૂં કામ આપે અને ખેડૂત વધારે સમૃદ્ધ અને સુખી થાય

**(૮) સામાજિક કુરિવાજો અને વહેમોનો નાશ કરવા પ્રેરણા આપવી –**

સમાજની ગરીબાઈ એ રાષ્ટ્રની પડતીની નિશાની છે, એ હવે અટકવું જોઈએ તે માટે જો વિચાર કરીએ તો અસ્પૃશ્યતાનિવારણ, કન્યાવિક્રય, વરવિક્રય, મરણ પાછળની ક્રિયાઓ, અયોગ્ય રૂઢિઓ અને ખેડૂતનું વહેમીલું માનસ, એ જેટલું તેનું શોષણ કરે છે એટલું બીજા કશાથી શોષણ થતું નથી આ અનિષ્ટો દૂર કરવા માટે કેળવણીની સંસ્થાઓ, પુસ્તકાલયો, વ્યાયામશાળાઓ, સહકારી મંડળીઓ વગેરેની ઘણી જ જરૂર છે આપણે ત્યાં આ સંસ્થાઓ છે જ. તો તેમાં પ્રજાજનોએ પોતાની ફરજો અદા કરી સમાજના આ બદીઓ દૂર કરવા કટીબદ્ધ થવું જોઈશે

**(૯) સંઘશક્તિની ખીલવણી** –પ્રત્યેક ગામ એ રાજ્યનું એક એકમ છે તેમાં રહેલી સંઘભાવના અજોડ છે આ સંઘશક્તિની ખીલવણી માટે આખા ગામની ગ્રામ સફાઈ એક જ દિવસે દરેક ઋતુમાં દરેક માટે ફરજીઆત રાખવી અમુક તહેવારો તમામે એકસહ ઉજવવા, શાળાનાં વિદ્યાર્થીઓનું મૈત્રણ દિવસમાં નજીકના ખેતરમાં કે ગામોમાં સમૂહપર્યટન, સમૂહ-ભોજન, સમૂહસંરક્ષણ મંડળો, ખેતીના પાક માટેનાં સમૂહસંરક્ષણ મંડળો ઊભા કરી જેની તેની કાર્યદિશા નક્કી કરી તેનું ચુસ્ત પાલન કરવાની દરેક નાગરિકને તાલીમ આપવી જોઈએ.

ઉપર પ્રમાણે શું તમામ પુસ્તકાલય મંડળો ન કરી શકે? શું એ તેમની કાર્યદિશામાં નથી? એજ કારણ, આ પુસ્તકાલય મંડળો એટલે એકલા મંત્રી ગ્રંથપાલ કે પ્રમુખ અને કાર્યવહીના સભાસદોમાં જ તેમનો સમાવેશ થતો નથી ગામના તમામ શિક્ષિત નાગરિકો કે જેઓ પુસ્તકાલયનો વ્યવહારૂ ઉપયોગ કરે તેવ છે તેમના તમામનો ત્યાં સમાવેશ થાય છે ઉપર જણાવેલા હોદ્દેદારો તો તેમના પ્રતિનિધિઓ છે કને સમૂહને દોરવણી આપનાર જે આમ પચો શિક્ષકો કે આગેવાનો છે તેમને પોતાના જીવનવ્યવહારથી સામાન્યજનોને જાગ્રત કરવાના છે. આ જાગૃતિ લાવવા, એ નવીન જુસ્સો યુવાનોમાં પેદા કરવા આજે આપણને જોઈએ છે મનુષ્યમાં રહેલી પ્રેરણાશક્તિના વિકાસમાં સફળ ફાળો આપનાર શિસ્તબદ્ધ કાર્યકરો આજના વિષમ યુગમાં આ કાર્યકરો કેવી રીતે તૈયાર કરવા એ જેમના કાર્યક્ષેત્રમાં હોય તે સૌ પોતપોતાની રીતે વિચારે એ જ અભિલાષા

—ઉમેદભાઈ મોતીભાઈ પટેલ



# પુસ્તકોનો જુલમ ?

આજકાલ વર્તમાનપત્રોના સ્વરૂપમાં જ નહિ પણ લેભાગુ પુસ્તકોરૂપે છાપેલ વસ્તુ સાહિત્યપ્રિય મનુષ્યની માત્ર મશ્કરી કરી રહી છે, એટલું નહિ જ પણ તેનો હેતુ રાજકીય પરિવર્તન માટે મગજમા ઘુસી જવાનો છે હિટલરના આત્મવૃત્તાંત 'Mein Kampf'નુ જર્મનીમા અગાઉ પરાણે લાખોનુ વેચાણ થતુ તેમા બે હેતુ છે–શ્રદ્ધા તથા શરમહીન પ્રચાર

આ પુસ્તકનુ વેચાણ લગભગ બાઈબલના વેચાણ જેટલુ છે, પરંતુ તે આપણી સામે લાલ બત્તી ધરે છે આધુનિક મનુષ્ય માટે પુસ્તકો ભયરૂપ થઇ પડવાનો સંભવ છે આની સુધારણા પુસ્તકોની સંખ્યા વધારવામા છે, પણ તેટલુ જ માત્ર બસ નથી કેળવણીની પશ્ચાદ્‌ભૂમિમા માત્ર શિક્ષિતતાની જ નહિ, પણ અનુભવના જીવંત સંક્રમણ ( Transmission )ની પણ જરૂર છે ઘર તથા સમાજ મારફત વાર્તા, ગીતો અને વાર્તા મારફતની કેળવણીનું મૂલ્ય અનિવાર્ય ગણવાનાં આવે છે શિક્ષિતોના જગતને પણ આ નિયમ લાગુ પડે છે આ શિક્ષિતો પુસ્તકો બનાવનારા–લેખકો, છાપનારા તથા પ્રગટકર્તાઓથી ઘેરાઈ ગયા હોય છે આ મંડળને બીજા કોઇ સામાન વેચનારની માફક પોતાના સાહિત્યવિષયક માલ માટે સારી બજાર શોધવી જોઇએ, પુસ્તકના કીડાઓએ ડહાપણ પ્રાપ્ત કરવા માટે જમીન તરફ પાછા ફરવુ જ પડશે

હિંદુસ્તાનમા આધુનિક મનુષ્યને પુસ્તકોની—પુષ્કળ પુસ્તકોની જરૂર છે શિક્ષિતાનું પ્રમાણ શરમજનક ગણાય તેટલુ નીચુ છે, અને પુસ્તકો અપૂર્ણ, અવ્યવસ્થિત અને અપૂરતાં છે પણ ફરજીઆત કેળવણી માટે તથા કેળવણી મંડળો તેમજ સરકારી સમાજ પુસ્તકોને બની શકે ત્યા મદદ આપે તે માટે આગ્રહ કરવા પહેલાં આપણે પુસ્તકોનુ ખરૂ કાર્ય વિચારવુ જોઇએ. વડના ઝાડ હેઠળ ભાટ ચારણો પ્રેક્ષકો પાસે ગાતા હોય એવી હિંદની સંસ્કૃતિ હજુ ચાલુ છે, તે એમ બતાવી આપે છે કે સંસ્કૃતિ માત્ર પુસ્તકો પર નિર્ભર નથી વધારે જીવંત રીતે કેળવણી આપી શકાય તે માટે પુસ્તકો મદદરૂપ બને છે. પુસ્તકોએ કેળવણીના સિદ્ધાંતને દાબી દેવા ન જોઇએ.

માત્ર વર્ગમાં કે પુસ્તકની સમાલોચના પર જીવતા નાના મંડળમાં જ પુસ્તકોનો જુલમ દેખાય છે, એટલુ જ બસ નથી. વિદ્વાનમંડળમાં પણ સર્જન શક્તિ, અર્ધદગ્ધ વિચારોની અવિરત તથા અવિચારી પ્રસિદ્ધિથી કુંઠિત થઈ જાય છે કમભાગ્યે, અદ્યતન કહેવરાવવા માટે તથા કોઇ મશ્કરી ન કરે તે ખાતર આપણા વિદ્વાનો તથા વિચારકોને આવાં પુસ્તકો સાથે સંસર્ગ રાખવો પડે છે અનાવશ્યક નિરુપયોગી વાચન વધી પડયુ છે, આખો દિવસ તથા મધરાત સુધી વીજળીના દીવા બળ્યા છતાં પ્રગટકર્તાઓએ પ્રગટ કરેલ પુસ્તકોના પૂરને પહોંચી વળાતું નથી જ્યાં સુધી પોતાની મગજની શિરાઓ સ્તબ્ધ થઇ જાય અને તેની બુદ્ધિ જર્જરિત થઇ જાય તથા ઘસાઇ જાય ત્યાં સુધી આધુનિક મનુષ્યે વાંચ્યે જ છૂટકો છે, તેનામા નૂતન વિચારશક્તિનો પછી સંભવ જ રહેતો નથી, આવી પરિસ્થિતિમાં માત્ર નેત્રવૈદ જ જીવી શકે

આ જમાનાના મનુષ્યોના સદ્‌ભાગ્યે પુસ્તકોએ પોતે જ પોતાનો હરીફ ઉત્પન્ન કર્યો છે, સિનેમા તથા રેડિયોએ પુસ્તકો પર હરિફાઇનો હુમલો કર્યો છે નાના નાના ઘરમા રેડિયો સેટ દાખલ થવાથી પુસ્તકોની અભરાઇ પર કાપ પડયો છે તે સાચી વાત છે અત્યારના ઘણા અનુપકારી માણસો પોતાની ખુરશી રેડિયોની નજીક રાખે છે અને છાપેલ વસ્તુની ધૂળખાતી હાર તરફ પીઠ ફેરવે છે સિનેમાનો હુમલો ઓછો ભયંકર તથા તેનો વાચકને પોતાના ઓરડામાંથી ઘસડી જઇને લોહચુંબકની માફક પોતાના શિકારની આંખો તથા કાનને કોઇ પડદા તરફ ખેચી જાય છે

આ બે હરિફો આશીર્વાદરૂપ નીવડયા નથી મહાન સાહિત્યકારોના હોલીવુડનાં રૂપાંતરોથી વાચકોની બુદ્ધિવિષયક શક્તિ ચુસાઇ જાય છે શેકસ્પીઅર્નાં મૂળ નાટકો વાચવાની તેમને દરકાર રહેતી નથી, તેની ફિલ્મ જોવાના પ્રલોભનને તેઓ વશ થઈ જાય છે રેડિયોના કાર્યક્રમથી માત્ર ખરાં પુસ્તકો વાંચવાની ઇચ્છા સતેજ થાય છે રેડિયોના સેટ પાસે કાન માંડી બેઠી રહેલ મનુષ્યની પાસેની પુસ્તકની અભરાઇ પાસે અથવા પુસ્તકાલયમા જવાની શક્તિ ચાલી ગઈ હોય તેમ લાગે છે આ કદાચ છેલ્લે પાટલે બેઠા જેવુ લાગશે પણ ચિંતનશીલ મનુષ્યો તેમા રહેલ હેતુ સારી રીતે સમજી શકશે આ યુગના આર્તત્રાતા (knight-errants) પેગ્વન્સ, પેલિકન્સ અને હવે તો પફિન્સ આધુનિક મનુષ્યની સહાયે દોડયાં છે અને તે પણ બેવડી રીતે. તેઓ ઓછામાં ઓછા ખર્ચે સત્તાવાર વાચન પુરાં પાડે છે અને પ્રચારાત્મક સાહિત્ય માત્ર છ આનાની નજીવી કિંમતે ૨૫૦-૩૦૦ પાનાના વિવિધ વિષયોનાં પુસ્તકો આપતી અંગ્રેજી ગ્રંથમાળાઓમાંથી તમને બચાવી લે છે હાર્મવર્થ, એવરિમેન અને હોમ યુનિવર્સિટીથી માંડીને આધુનિક છ આનાનાં પુસ્તકોમાં આપણને વિવિધ પ્રકારના વાચનની સગવડ મળી રહે છે

આધુનિક પુસ્તક ઉત્પાદનની આ આશાસ્પદ બાજુ છે, જેના ઉપર હુ ભાર દેવા ઇચ્છુ છું ચોક્કસ બુદ્ધિવિષયકતાથી સામાજિક દંભની સાથે સાહિત્યનું વાચન સંકળાયેલુ છે તેમાંથી પુસ્તકોનો જુલમ અંશત ઉત્પન્ન થાય છે જેને પુસ્તકોનુ પ્રજાસત્તાક કહેવામાં આવે છે તેમાથી ગરીબ અને શ્રીમંત બધાએ સરખો અભ્યાસ કરવાની નવી વાત ચાલુ થઇ છે માર્ગરેટ કોલ કહે છે તેમ "પુસ્તકોના પ્રભાવની હજુ અસર પડવાની શરૂઆત થઇ છે. આ પ્રભાવની અસરથી એક પેઢી દરમિયાન ટૂંકી આમદાનીવાળાઓ પણ ગ્રામોફોન રેકર્ડ, રેશમી મોજા તથા પરદેશની મુસાફરીનો ઉપયોગ કરવા લાગ્યા છે "*

—છોટાલાલ માનસિંગ કામદાર

* લાહોરમા ડૉ અમિયા ચક્રવર્તીએ આપેલ એક ભાષણ

# પત્રકારિત્વ: ધંધો નહિ પણ ધર્મ !

હાલનો સમય દેશને માટે કટોકટીનો છે અને અત્યારે જો પ્રજાઘડતરમાં દુર્લક્ષ્ય કે કચાશ રાખીશું તો જનતા વીખવાદ અને કડવાશને માર્ગે જશે આપણે કાગળ ઉપરની આઝાદી મેળવી છે. હિન્દમાં અંગ્રેજોનો અભાવ એટલે આઝાદી, એ જાતનું સમીકરણ હું કરતો નથી સમાજનો પાયો સત્ય નીતિ અને ન્યાય ઉપર રચાય ત્યારે એ સાચી આઝાદી કહેવાય

### લોકશિક્ષકનું સ્થાન

આ જ સિદ્ધાંત વર્તમાનપત્રને લાગુ પડે છે. સમાજમાં શિક્ષણનું સ્થાન ખૂબ મહત્ત્વનું છે પણ કમનસીબે આપણે તે સમજ્યા નથી સમાજ યોગ્ય રીતે કેળવાયેલો હશે તો જ એનું તંત્ર સરખી રીતે ચાલશે, પણ એ આપણે હજી સમજી શક્યા નથી

પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણને હું જોઉં છું ત્યારે મને લાગે છે કે આ શિક્ષણ જુ માણસાઈ કેળવતું નથી. હજારો લાખો આપણે બીજે માર્ગે ખર્ચીએ છીએ, પણ કેળવણીમાં ખર્ચતા નથી વર્તમાનપત્ર જનતાનો આ નવા જમાનામાં મોટો શિક્ષક છે અને એ ગૌરવવાળુ છે તે તરફ હું તમારૂં ધ્યાન દોરૂં છું

### • ધંધો નહિ પણ ધર્મ છે

વૃત્તપત્ર એટલે દુનિયામાં બનતા બનાવોને તાકીદે પૂરા પાડવા એટલું જ કામ એનું છે, એમ હું માનતો નથી આથી બીજું ઘણું વધુ કામ એનું કે વૃત્તપત્ર ધંધો નથી, ધર્મ છે પહેલા ગામડાંઓમાં પોતપોતાના કામો ને ધંધા માટે ધર્મ તરીકે ઓળખતા રાષ્ટ્રસેવાની દૃષ્ટિ રાખતી દરેકે પોતપોતાના કામમાં કર્તવ્યભાવનાની દૃષ્ટિ રાખતા ગાજ પૂજનીય હોઈ શકે આજના મૂલ્યાંકનો ખોટાં છે, એને કાઢવા જોઈએ

વૃત્તપત્રોમાં આવતી ટીકાઓ અંગે એક ખામી એ લાગે છે, કે વૃત્તકાર પોતાની ઓરડીમાં બેસીને લખે છે, પણ જીવતા વર્તમાન સાથે સંબંધ રાખતો નથી લોકમાન્ય તિલક અને મહાત્માજીના વૃત્તપત્રો આગળ કેમ વધ્યા ? તેમને પોતાના અનુભવનો નીચોડ જનતા સમક્ષ મૂકવો હતો એ રચનાત્મક કાર્યના સૂચનો કરતાં આમ વૃત્તપત્રનો ધર્મ અને પાયો સત્યનો જ રહેવો જોઈએ આજકાલ [illegible] લોકો માને છે, કે ગરમ રોટલી પીરસવી, પણ એ કાચી છે કે પાકી એ જોતા નથી જે છાપો તે સત્ય છાપો, જે કાને આવ્યું તે છાપવું એમ ન કરવું જોઈએ

### મહાત્માજીનો આદર્શ

વૃત્તપત્રનો આદર્શ મહાત્માજીએ બતાવ્યો છે વિરોધ હોય, પણ કડવાશ ન હોવી જોઈએ, સામા પક્ષ પ્રત્યે ઉદારતા હોવી જોઈએ અંગત આક્ષેપ ન હોવો જોઈએ, વ્યક્તિને બાજુએ રાખીને ટીકા કરવી જોઈએ જાહેર પ્રશ્નોની ચર્ચા પક્ષાપક્ષીથી રહિત અને અંગત રાગદ્વેષથી પર હોવી જોઈએ આમ ન બને તો જાહેરજીવન શુદ્ધ ન રહેતાં ગટરનું પાણી બની જાય છે જ્યાં જ્યાં અન્યાય, અપમાનકારી વર્તન માલુમ પડે, ત્યાં ત્યાં વિરોધ કરવો જોઈએ

આપણે ત્યાં સામાન્ય બાબતમાં પણ ભલામણોની ટેવ પડી ગઇ છે, જાણે ભલામણ સિવાય કોઇ કાર્ય જ થતુ ન હોય એમ બધાને લાગે છે સ્વરાજ્યમા પોતપોતાના હક્ક માટે ભલામણ હોવી ન જોઇએ, અને સૌએ પોતપોતાના હક્ક અને ન્યાય માટે મક્કમ રહેવુ જોઇએ

વર્તમાનપત્રોએ નીડરપણે ટીકા કરવી જોઇએ અને એક વાર એ ટીકા ભૂલભરેલી પણ હોય, આજે તો જાહેર જીવનમા સહિષ્ણુતા રહી નથી એ લાવવા વર્તમાનપત્રોએ મદદ કરવી જોઇએ એમ કરતા થોડુ સહન કરવુ પડે તો તે સહી લેવુ જોઇએ

જમાનો પલટાતો જાય છે, વગવસીલા, લાંચરુશ્વત, કાળા બજાર એ બધુ પનરાઇ જવુ જોઇએ, અને એ શાંતિપૂર્વક જ થાય અને રક્તપાતને રસ્તે લોહી વહી ન જાય, એમ થવુ જોઇએ

## ભાષાશુદ્ધિ પર ધ્યાન આપો.

વૃત્તપત્રો એ સાહિત્યનો પ્રકાર છે ભાષા સુંદર અને જોડણી ઉપર લક્ષ રાખવુ જોઇએ, અને જેમ આપણે અંગ્રેજી પત્રોમા અંગ્રેજી જોડણી શુદ્ધ જોઇએ છીએ, તેમ આપણા વૃત્તપત્રોમાં ભાષાશુદ્ધિ સચવાવી જોઇએ, અને સમાજજીવનના સર્વાંગી વિકાસ પરત્વે લક્ષ રાખવુ જોઇએ.

રમતગમતોના અહેવાલો, સિનેમાઓની પણ ટીકાઓ થવી જોઇએ એમા ખાસ કમાણીની વૃત્તિ રાખવી જોઇએ નહિ અને કેટલાયે ચલચિત્રો જે આજની રાષ્ટ્રવૃત્તિને પોષક નથી તેની પણ ચર્ચા નિષ્પક્ષ થવી જોઇએ

સત્ય, ચારિત્ર્ય, ન્યાય અને સમતા એ ઉપર લક્ષ રાખી વૃત્તપત્રો ચલાવવામા આવશે નહિ તો સમાજને નુકસાન થશે.

—દાદા સાહેબ માવલંકર



# ગુર્જરી ગીત અને રાષ્ટ્રગીત માટે સુવર્ણચંદ્રક

ભારતીય વિદ્યાભવનની તાપીબાઈ સુવર્ણચંદ્રક સમિતિએ એવો નિર્ણય કર્યો છે કે ઇ સ. ૧૯૪૭-૪૮ નો સુવર્ણચંદ્રક નીચે રજુ કરેલ પ્રયોજનાર્થે આપવો

૧ ગુજરાત ભૂમિના ગીત તરીકે સ્વીકારી શકાય એવુ અને સમૂહમા ગાઇ શકાય એવુ ઉત્તમ ગીત રચવા અર્થે

૨ સમૂહમા ગાઇ શકાય એવુ ઉત્તમ હિંદી ગીત રચવા અર્થે આ બન્ને ગીતોની સ્વરરચના સરલ અને સમર્થ હોવી જોઇએ અને તેની શબ્દરચના ગૌરવયુક્ત હોવી જોઇએ

કૃતિઓના રચયિતાઓએ શક્ય હોય તો જાતે આવીને પોતાનાં ગીતોનો પ્રયોગ કરી બતાવવો, અને તે શક્ય ન હોય તો, સંગીતકારો સમજી શકે એવા સ્વરાંકનમાં મોકલવુ, જેથી તેઓ સમિતિ સમક્ષ તેનો પ્રયોગ કરી બતાવી શકે સપ્ટેમ્બર ૧૯૪૮ સુધીમાં કૃતિઓ પહોંચે એ પ્રમાણે મોકલવા વિનંતિ છે

# રણાસણ (તા. ચાણસ્મા) સા. પુ. ની ઉદ્‌ઘાટનવિધિ

## ( તા ૮–૭'૪૮ ગુરૂવાર )

આ પ્રસંગ માટે ગામનોકોએ શાળામાં સુંદર મંડપ તૈયાર કર્યો હતો મંડપને લીલા તોરણો, દેશ નેતાઓના ફોટા તથા વાવટાઓથી શણગારવામાં આવ્યો હતો

સભામાં શરૂઆતમાં ઇશ્વરસ્તુતિ અને સરસ્વતીસ્તવન થયા પછી ગામના વતની દા હીરાજીએ સ્વાગત, સ્વાગતગીત સંભળાવ્યા પછી પ્રમુખની વરણી થતાં મહેસાણા પ્રાંત પુ મંડળના મંત્રી શ્રી. નાનજીભાઇ જે પટેલે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતુ

ત્યાર બાદ બાળકોના ગરબા, સંવાદો, ગીતો વગેરે થતાં બાદ પ્રમુખશ્રીએ પોતાનુ ભાષણ આપતા જણાવ્યુ હતુ કે,

" આજે તમારા ગામલોકોનો ઉત્સાહ જોઇ અને ઘણો આનંદ થાય છે તમારા પુસ્તકાલયની આજે શરૂઆત થાય છે એક વખતે તમારે ત્યાં શાળા નહોતી અને પુસ્તકાલય પણ નહોતું, પરંતુ ત્યાં શાળા હોય એવી ભાવના હતી અને તેની પાછળ પુરૂષાર્થ હતો એટલે ભાવના અને પુરૂષાર્થ બંનેનો સુમેળ થાય તો ઇચ્છિત વસ્તુ મેળવી શકાય છે, તે તમોએ પાર પાડ્યુ છે આપણા અને બીજા દેશોમાં ઘણો ફેર છે યુરોપમા શાળા અને પુસ્તકાલય માટે સ્વતંત્ર મકાનો હોય છે તમારી આ ભાવના કાયમ રહો, અને આજની શાળાનું મકાન મહાદેવની પડાળીમાંથી સ્વતંત્ર થાય તેવી ધગશ ધરાવો '

પહેલાના વખતમા આપણે કથાઓ, વાર્તાઓ દ્વારા જ્ઞાન મેળવતા પહેલા બ્રાહ્મણોએ આપણને કથા દ્વારા જ્ઞાનથી જાગૃત રાખ્યા અને આપણને કંઇક પણ માણસ તરીકે જાળવી રાખ્યા આજે પહેલાની વસ્તુ જતી રહી માણભટ્ટો, ગામવીનાઓ વગેરે જતાં રહ્યા હવે પુસ્તકાલય યુગ આવ્યો છે. અને પુસ્તક દ્વારા આપણે ઘણુ જાણી શકીએ તેમ છે

પુસ્તકાલય દ્વારા આપણે આપણા માનસનુ ઘડતર કરી શકીશુ બીજા દેશોમાં જ્ઞાન મેળવવાનુ-પોતાના ભાષામા હોય છે આપણે ત્યાં આજ સુધી અંગ્રેજી ગાજ્ય હતુ, અને તેથી તે ભાષાનો અભ્યાસ કરવો પડતો તે ભાષાદ્વારા જ્ઞાન લઇએ તો જ ઉંચો હોદ્દો ભોગવી શકીએ.

હવે, આપણે આપણી માતૃભાષા દ્વારા જ્ઞાન મેળવી શકીશુ અને ઘેર બેસીને પણ પુસ્તકો વાચી, તેમાંથી ઘણુ સારૂ જ્ઞાન મેળવી શકીશુ

મારી એક ઉમેદ હતી કે, પુસ્તકાલયપ્રવૃત્તિમાં મહેસાણા પ્રાંતમા ચાણસ્મા તાલુકો એક નમૂનેદાર તાલુકો બને ચાણસ્મા તાલુકાનો દરેક પ્રજાજન પોતે દેશમાં શુ બને છે, તેના ઉપર સ્વતંત્રપણે વિચાર કરી શકે તો પુસ્તકાલયપ્રવૃત્તિ સફળ થઇ ગણાય.

માણસ જ્ઞાનસંપન્ન ક્યારે કહેવાય કે જ્યારે તે જ્ઞાનથી પોતાના જીવનની દરેક બાબતમાં વ્યવસ્થાશક્તિ કળવી સારી રીતે જીવતા શીખે.

કેળવણી એટલે માત્ર લખવુ-વાંચવુ નહિ, પરંતુ માણસને માણસ તરીકે જીવતા શીખવે તાલુકાના શિક્ષકભાઈઓને વિનંતિ છે કે અમારી આ ભાવના પાછળ તમે સમય અને

સાથ આપો અને આપણો તાલુકો હાલ પુસ્તકાલયની વ્યવસ્થાશક્તિમાં જે આગળ પડતો છે તેને દરેક રીતે આગળ લાવવા સાથ આપશો બહારથી પણ જે શિક્ષકો આવ્યા હોય તેમને મારી વિનંતિ છે કે, અમારી ભાવના પ્રમાણે તમો અમારા તાલુકામાં કામ કરો.

આપણા તાલુકામાં ઓછામાં ઓછા ૮ થી ૧૦ ગ્રામ પુસ્તકાલયો અને એક કસ્બા પુસ્તકાલય એટલાં બધાં સમૃદ્ધ હોવાં જોઇએ કે, એક વિદ્યાપીઠની ગરજ સારે, અને આજે પુસ્તકાલયના થોડા કાર્યકરો છે, તેમને સાથ આપવા વધારે કાર્યકરો તૈયાર કરવા જોઇએ અને તે રીતે આપણી પ્રવૃત્તિ આગળ ધપાવીએ

કે શ્રીમંત સયાજીરાવને એક વખત વિચાર આવેલો કે, એક વખત હિંદ દેશ આઝાદ થશે અને રાષ્ટ્રભાષા હિંદી રહેશે, તે વખતે કારોબાર હિંદી ભાષામાં ચાલશે, પરંતુ તે વખતે તેઓની ભાવનાને ઝીલનાર માણસો નહોતા, એથી એ ભાવનાનો અમલ થયો નહિ હજુ આપણે હિંદી ભાષામાં જોઇએ તેટલા તૈયાર નથી.

પુસ્તકો એકલાં વાંચી જવાથી અર્થ સરે એમ નથી, પરંતુ પુસ્તકને વાંચીને વિચારવુ જોઇએ તમારા પુસ્તકાલયમાં બાલસાહિત્ય ઘણું વસાવી દેશો અને બાળકોને ઘણું વંચાવજો

હવે મારૂં બોલવુ પૂરૂં કરી, તમારા પુસ્તકાલયને ખુલ્લું મૂકવાનું જાહેર કરૂં છુ ”

આ પછી મહાલ પુ મંડળના મંત્રી શ્રી. કરૂણાશંકર વ્યાસે, ચવેલી શાળાના મુ શિ શ્રી રમણલાલ શાહે તથા રણાસણ શાળાના મુ શિ શ્રી ચંદુલાલ દ્વેવેએ પ્રસંગિક વિવેચન કર્યા હતાં ત્યાર બાદ વિદાયગીત ગવાયું હતુ અને સભાનુ વિસર્જન થયુ હતુ

ગામના નાગરિકો પા મોહનલાલ માનદાસ તથા પા પ્રભુરામ નથુરામ તરફથી શાળાના બાળકોને મિષ્ટાન્ન અને ગામલોકો તરફથી પુસ્તકાલયને પણ સારી મદદ મળી હતી ગામલોકોમાં ઉત્સાહ અને પ્રેમ જણાઇ આવતા હતાં

---

જે માણસ પોતાનુ કામ ખરા હૃદયથી કરે છે તે જ ચિંતાથી મુક્ત અને આનંદી હોય છે તેમજ ભાવ વગર કામ કરનારને જરા પણ શાંતિ હોતી નથી —ઇમર્સન

કેટલુ બધુ પરમસુખ પામવા માટે અને કેવુ ભવ્ય જીવન ગાળવા માટે આપણા મગજની રચના કરેલી છે ! છતા આપણે તેને વગર સમજ્યે એવી અનાડી અને પાશવી રીતે વાપરીએ છીએ કે જેથી તે પરમસુખ અને ભવ્ય જીવન આપણી કલ્પનામાં પણ આવી શકતુ નથી.

જે કામ આપણે કરી બતાવ્યુ હોય તેનાથી જ આપણી કીમત અંકાય છે —બેનડીક્ટ

જગતમાં થઇ ગએલ મહાત્માઓ કાંઇ અસાધારણ મગજશક્તિને લીધે મહાપુરૂષ નહોતા બન્યા, પણ મગજશક્તિનો મુખ્ય મુદ્દા પાછળ સદુપયોગ કરી ન્યાય અને સત્યના મહાન સિદ્ધાંતો સમજી શકવાથી તથા એ સમજણને અનુસરી શકવાથી બન્યા હતા —ફ્રેંકલીન




૧. રાષ્ટ્રવલ્લભ સરદાર વલ્લભભાઈ—લેખક શ્રી અમૃતલાલ નારણજી જોશી, એડવોકેટ, પ્રાપ્તિસ્થાન, બૃહદ્‌ગુજરાત પ્રકાશન મંદિર, ૪૩, જરીવાલા બિલ્ડીંગ ચોપાટી, મુંબઈ ક્રાઉન,કદના પૃષ્ઠ ૧૬૪+૧૬, કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૩–૦–૦

સરદાર વલ્લભભાઈના જીવનપ્રસંગો રજૂ કરતું અત્યારે મળતું આ એક જ પુસ્તક આપણે ત્યાં છે. અગાઉ સ્વ શ્રી મહાદેવ દેસાઈલિખિત સરદારશ્રીનું જીવનચરિત્ર પ્રસિદ્ધ થયેલું તે આજે અપ્રાપ્ય છે અને ત્યાર પછી તો સંખ્યાબંધ પ્રસંગો એઓશ્રીના જીવનમાં આવી ગયા આ બધા પ્રસંગોને સાંકળી લેતું એવું સરદાર સાહેબનું પ્રમાણભૂત જીવનચરિત્ર તો જ્યારે લખાય ત્યારે ખરું, પરંતુ અત્યારે સરદારશ્રીના જીવનપ્રસંગો રજૂ કરતું ભાગ્યે જ કોઈક પ્રકાશન આપણે ત્યાં હશે ત્યારે, લેખકે આદરેલો આ પ્રયાસ સ્તુત્ય અને આદરણીય છે એમાં લેખકે પોતાની વિશિષ્ટ લેખનશૈલીએ સરદાર સાહેબના બાળપણથી લઈને આજપર્યંતના અનેક પ્રેરક પ્રસંગો વાચક સમક્ષ રજૂ કર્યા છે તેમાં પણ હાલના રાજકારી કટોકટીના કાળે સરદારશ્રીએ જે કુનેહથી ભારતની ગૃહવ્યવસ્થાને ગૌરવભરી કક્ષાએ લાવી મૂકી છે પ્રસંગો વાચકને પ્રેરણાપ્રદ નીવડે તેવા છે

ભારતના એક વિરલ નેતાનું આ જીવનચરિત્ર દરેક પુસ્તકાલયમાં વસાવી લેવાય અને તેઓશ્રીના તેમાં આપેલા જીવનપ્રસંગોની આપણી ઉછરતી પેઢીને વાંચવા અપાય એમ ઇચ્છીએ.

કલાકારની સંસ્કારયાત્રા—લેખક શ્રી રવિશંકર રાવળ, પ્રાપ્તિસ્થાન ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ ક્રાઉન કદના પૃષ્ઠ ૩૪૦+૧ , સચિત્ર કવર જેકેટ સાહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૪–૧૨–૦

ગુજરાતના ચિત્રગુરુ શ્રી રવિશંકર રાવળે જાપાન અને ભારતના ઉત્તર દક્ષિણ પ્રદેશના કરેલા પર્યટનનું વર્ણનાત્મક સંસ્કારદર્શન આ પુસ્તકમાં આપેલા પ્રવાસવર્ણનના લેખોમાંથી વાચકને મળશે આ પુસ્તકમાં માત્ર શુષ્ક પ્રવાસવર્ણન ન હોતાં તેમાં લેખકે પોતાની યાત્રા-દ્વારા સ્થળે સ્થળે જોયેલા—નિરીક્ષણ કરેલાં સંસ્કારધામોનાં વિશદ નિરૂપણ છે તેમાં પણ જે તે સ્થળના પ્રવાસને લગતાં પ્રાસંગિક સ્થળનિદર્શક ચિત્રો પણ આપી પુસ્તકને આકર્ષક બનાવ્યું છે લેખકની વર્ણનશૈલી મનોરમ હોઈને જાણે કોઈ નવલવાર્તામાં આવતાં વર્ણનો વાંચતા હોઈએ તેવો રસ ઉપજાવે છે

ગણ્યાંગાઠયાં પ્રવાસવર્ણનનાં પુસ્તકોમાં સંસ્કાર અને કલાદૃષ્ટિને નજર સમક્ષ રાખી કરાયેલું આ પર્યટન અને તેમાંનું વર્ણન વાચકને એવા પ્રવાસ માટે પ્રેરક નીવડે તેવું છે. પ્રવાસગ્રંથોની અગ્રહરોળમાં આવી ઉભે તેવું આ સંસ્કારવાચન દરેક પુસ્તકાલયમાં હોવું ઘટે

**વડોદરા રાજ્યનો ઘરભાડા નિયમન હુકમ (૧૯૪૭)**—લેખક શ્રી વિઠ્ઠલરાવ ભગવતરાવ વાકડે, બરાનપુરા, વડોદરા ડેમી આઠ પેજી કદનાં પૃષ્ઠ ૧૨૬+૮, પાકું પૂઠું, મૂલ્ય રૂ ૩–૦–૦

આજે શહેરોમાં તેમ જ કસ્બાઓમાં ઘરભાડની તંગીના કારણે ઘણા મકાનમાલીકો યેનકેન પ્રકારેણ ઘરભાડાં વધારવામાં ભાગ્યે જ પાછું વાળી જોતા હશે એ સંજોગોમાં શ્રીમંત સરકારે ૧૯૪૭નો ઘરભાડા નિયમન હુકમ પ્રકટ કરી કાયદાનો આશ્રય લઇ યોગ્ય ન્યાય મેળવવા માગનારાને સારી સવલત આપી છે. પરંતુ એ કાયદાના જ્ઞાનના અભાવે ઘણા તેને લગતી યાતના-દુખો સહન કરે છે એ પરિસ્થિતિમાં, ઘરભાડાના કાયદાને લગતું આ પુસ્તક જરૂર આવકારપાત્ર છે લેખકે એમાં સદર નિયમન હુકમ સાથે સરળ સમજૂતિ આપી તદંગેને કેટલાક ચુકાદાઓ પણ ટાંકી બતાવ્યા છે એટલે આ કાયદા અંગેની સાચી સમજ મેળવવામાં આ પુસ્તક એક સારા માર્ગદર્શક ભોમિયાની ગરજ સારશે, એ નિર્વિવાદ છે કાયદાશાસ્ત્રીઓ, ઘરભાડાના કેસોમાં ગુંચવાયેલાઓ તેમ જ તદ્વિષયક જ્ઞાન મેળવવા ઇચ્છનારાને એમાંથી ઘણું જાણવા મળશે

**ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો**—(સંશોધિત બીજી આવૃત્તિ)—લેખક શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી પ્રકાશક એન એમ ત્રિપાઠી લિ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૩૬+૮, કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ ૩–૮–૦

ગુજરાતી સાહિત્યના ઇતિહાસને લગતું આ પુસ્તક, ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓ માટે અતિ અગત્યનું અભ્યસનીય પુસ્તક છે ગુજરાતી સાહિત્યના ઉત્પત્તિકાળ (જૈનયુગથી) લઇને ઠેઠ ઓગણીસમા સૈકા સુધીનો ક્રમબદ્ધ ઇતિહાસ એમાં આપ્યો છે ઉપરાંત, તે તે કાળે થઇ ગયેલા કવિઓને લગતી માહિતી પણ ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને ઠીક ઉપયોગી નીવડશે નવી આવૃત્તિમાં લેખકે આપેલું સંશોધન પણ ઉપયોગી છે

અત્યારસુધી અપ્રાપ્ય એવું આ પુસ્તક જે પણ પુસ્તકાલયમાં ન હોય ત્યાં તે વસાવી લેવાય

## સામયિકો

**૧ અતિથિ**—તંત્રી શ્રી ઇન્દુલાલ ગાંધી, નેશનલ મેડિકલ સ્ટોર્સ, મોરબી (સૌરાષ્ટ્ર) વાર્ષિક લવાજમ રૂ ૬–૦–૦

કરાચીમાં પાકિસ્તાનની સ્થાપના પછી આપણે ત્યાં નિર્વાસન કરનાર સાહિત્યસંસ્થાઓ અને વ્યક્તિઓમાં આપણા કવિ શ્રી ઇન્દુલાલ પણ આવી જાય છે એઓએ અત્રે આવી એમની સાહિત્યસેવા ચાલુ રાખવા આ માસિક તેઓએ પ્રસિદ્ધ કરવું શરૂ કર્યું છે એના

અત્યાર સુધી પ્રગટ થયેલા અંકો જોતા આપણે ત્યાં અસ્તિત્વ ધરાવતાં આગની હરોળનાં સામયિકોમાં ઉભુ રહે તેવુ એ કે લેખોની પસંદગી અને તેનુ વાચન આશાસ્પદ છે આપણા સામયિકોની અગ્રહરોળ સાચવનારા એ સામયિકને અમે આવકારીએ છીએ અને તેમની આ મજલમા ભાઇ ઇન્દુલાલને અમે ચફળતા ઇચ્છીએ છીએ

**"નવચેતન"**–તંત્રી શ્રી ચાપશી વિ ઉદેશી, મેગમજી મિસ્ત્રીનુ કંપાઉન્ડ, સાબરમતી રોડ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ ૭–૮–૦

છેલ્લા સતાવીસ વર્ષો થયાં ગુર્જરગિરાની એકધારી સેવા બજાવતુ અને નિર્મળ શિષ્ટ વાચન પીરસતુ "નવચેતન" થોડોક વખત વડોદરા આવી પાછુ એના મૂળ સ્થળ કલકત્તા ગયુ હતુ હવે સંજોગોવશાત્ સ્થાયી નિવાસ અર્થે એ અમદાવાદ આવ્યુ છે તે પ્રસંગે અમે એને હાર્દિક આવકાર આપીએ છીએ.

ગુર્જરાતથી દૂરના સ્થળે રહી રહી એના દ્વારા બજાવાતી સાહિત્યસેવામાં શ્રી ચાંપશીભાઇની અખંડ જહેમત તરી આવે છે હવે તેઓ અમદાવાદ આવીને વસતા અને ગુર્જર સાહિત્યકારોના નિકટ સંપર્કમા રહેતાં આપણને "નવચેતન"ના વિશેષ વિકાસ દ્વારા વધુ વિશિષ્ટ સાહિત્યસામગ્રી આપતા રહે તેમ ઇચ્છીએ છીએ ફરીવાર ગુર્જરગતને આંગણે "નવચેતનને" આવકારતા એ સામયિકની વધુ પ્રગતિ ઇચ્છીએ છીએ.

આ જુલાઇ ઑગસ્ટ માસના સંયુક્ત અંકમા આપણા સાહિત્યના આગલી હરોળના અમદાવાદના ઘણા લેખકોના લેખો અપાયા છે તેમા પણ શ્રી ધૂમકેતુ, શ્રી અશોક હર્ષ અને ડૉ હરિપ્રસાદ દેસાઇની રસપ્રદ સાહિત્યસામગ્રી અપાઇ છે, જ્યારે અન્ય લેખકોએ એની વિષયવિવિધતામાં ખાસ આકર્ષણ જમાવ્યુ છે

**યુગાન્તર**—(મહાગુજરાત અંક)–તંત્રી પ્રા શ્રી જગન્નાથ દેસાઇ એમ એ, પ્રકાશક યુગાન્તર કાર્યાલય, કામા બિલ્ડિંગ, દલાલ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ વાર્ષિક લવાજમ રૂ ૭–૦–૦

મુંબઇથી પ્રગટ થતુ આ સાપ્તાહિક એના દરેક અંકમાં કંઈક વિશિષ્ટ નવીન વિચારપ્રચૂર લેખો ઉપરાત પ્રાસંગિક સમાચારો પણ આપે છે ગુજરાતના રાજસ્થાનોના જોડાણને ટાંકણે– ગુર્જરગત એક બને છે ત્યારે– શ્રી દેસાઇએ એ સામયિકનો મહાગુજરાત ખાસ અંક પ્રગટ કર્યો છે. એમા ગુજરાત-બૃહદ્ ગુર્જરગતના પ્રશ્નોની છણાવટ કરતા અને માહિતીભરપૂર લેખો અપાયા છે ઉપરાંત એ સચિત્ર હોઇને ઠીક આકર્ષક પણ બન્યો છે આ રૂપમાં ખાસ અંક આપવા માટે જગન્નાથ દેસાઇને અમારા અભિનંદન.

**"યુગસંદેશ"**–સંપાદક યતિશ્રી હેમચંદ્રજી; લોકાગચ્છ ઉપાશ્રય, નાની છીપવાડ, વડોદરા વાર્ષિ૦ લવાજમ રૂ ૪–૦–૦

છેલ્લા છએક માસથી ઉપર્યુક્ત માસિક પ્રકટ થવા માંડયુ છે એમા આવના લેખો વિચારપ્રેરક હોઇને સમાજવાદની વિચારસરણી તેમજ લોકકલ્યાણની દૃષ્ટિપૂર્વક લખાયેલા હોય છે આપણે ત્યા હમણા હમણા સંખ્યાબંધ સામયિકો પ્રકટ થવા માંડયા છે તે ટાણે વિચારપ્રચૂર વાચન આપતાં આવાં સામયિકો આવકારપાત્ર હોવા ઘટે

કૃષિગોવિદ્યા— તંત્રી ડૉ. મગનભાઇ ડી પટેલ, કૃષિગોવિદ્યાભવન— આણંદ વાર્ષિક લવાજમ રૂા ૩–૦–૦

આપણે ત્યાં ખેતીવાડી વિષયને લગતાં સામયિકો આંગળીને વેઢે ગણાય તેટલા જ છે એ અલ્પસંખ્ય સામયિકોની સખ્યામાં આ માસિકથી એક વિશિષ્ટ (એટલા માટે કે તેમાં) અર્વાચીન ખેતીવાડી–સુધરેલી ઢબની ખેતીવાડી તેમજ જૂની પદ્ધતિ બન્નેના સમન્વયપૂર્વકના લેખો એમા આપવામા આવે છે ઉપરાંત, લેખોની ભાષા પણ આપણી ગ્રામજનતા–જેના ઉપયોગાર્થે એ સામયિક પ્રકટ થાય છે તેઓ સમજી શકે તેવી શૈલીએ રજુ કરાય છે એટલે દરજ્જે એ વિશેષ આવકારપાત્ર છે આપણા ખેડુતો એમાં આવતા લેખો વાચી તેનો ખેતીવાડીના કામ । સદુપયોગ કરતા થાય તો તેથી આજની અનાજની અછતના વખતમા સારો પાક પેદા કરવા શક્તિમાન નિવડે એ નિર્વિવાદ છે ગ્રામપુસ્તકાલયો એ સામયિક પોતાને ત્યા વસાવી ખેડૂત જનતામાં એ વિશેષ વચાય તેવો પ્રબધ જરૂર કરે

વિ. સ ૨૦૦૫નુ ખગોળસિદ્ધ સૂક્ષ્મનિરયન કાર્તિકી પચાંગ–મુખ્ય સપાદક શ્રી દેવશી વીરજી ખોના, પ્રકાશક જન્મભૂમિ પ્રકાશન મદિર, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુબઇ મૂલ્ય રૂા ૧–૧૨–૦

દર વર્ષની માફક આ વર્ષે પણ જન્મભૂમિ કાર્યાલય તરફથી પ્રત્યક્ષ ગણિત અને ખગોળ નિરીક્ષણ પદ્ધતિપૂર્વક તૈયાર કરવામાં આવેલુ પચાગ પ્રસિદ્ધ કરવામાં આવ્યુ છે મુખ્ય સપાદક ઉપરાંત, બીજા છ સહસપાદકોના સહકારથી એ તૈયાર કરવામાં આવ્યુ હોઇને જ્યોતિષશાસ્ત્ર અને ખગોળ ગણિતમાં રસ ધરાવતા અભ્યાસીઓને એ ઠીક ઉપયોગી નીવડે તેવુ છે જ્યોતિષગણિત અને ખગોળશાસ્ત્રમાં રસ ધરાવનાર તદ્‌વિજ્ઞાનપ્રેમીઓને એ જરૂર ઉપયોગી નીવડશે

નાટક—તત્રી શ્રી જશવત ઠાકર, જ્ઞાનભુવન, રિલિફ રોડ, અમદાવાદ વાર્ષિક લવાજમ હવેથી રૂા ૧૦–૦–૦

પાક્ષિક તરીકે જન્મેલુ નાટ્યશાસ્ત્રને લગતુ સાહિત્ય આપી આજની રગભૂમિમાં પરિવર્તન લાવવાના કોડ સેવતુ આ સામયિક તદ્‌વિષયક દેશ–પરદેશનુ સાહિત્ય વખતોવખત આપે છે એનો અક એક ખાસ કાલિદાસઅંક તરીકે આ અગાઉ પ્રસિદ્ધ થઇ ગયો છે હવે એ પાક્ષિક તરીકે નહિ, પરતુ સાપ્તાહિક તરીકે પ્રસિદ્ધ થનાર છે એમાં આવતા લેખો નાટકના વિવેચનો સમીક્ષા તેમજ રંગમ ડળ તરફથી અને ઇતર "એમેચ્યોર્સ" તરફથી ભજવાતાં નાટકોને લગતી સમીક્ષા પણ આપે છે ઉપરાત પરદેશના નાટકોને લગતા લેખો પણ દેશવિદેશની આ વિષયને લગતી માહિતીભરપૂર હોય છે

"જાયસવાલ બધુ"—તત્રી શ્રી બન્સીવાળા અમૃતલાલ જાયસવાલ, કેમ્પ, વડોદરા વાર્ષિક લવાજમ રૂા ૩–૦–૦

જાયસવાલ કોમના હિતપ્રશ્નો માટે શરૂ થયેલુ આ સાપ્તાહિક માત્ર જ્ઞાતિસમાચારો કે જ્ઞાતિને લગતાજ લેખોમા મર્યાદિત ન હોઇને આમજનતાને ઉપયોગી સામાજિક, સાહિત્ય તેમજ અન્ય વિષયક લેખો પણ આપવામાં આવે છે એમાં આવતા લેખો બહુજનસમાજને પણ વાચનીય... એમાં આપણા રહોઇને કઇ ને કઇ નવુ વાચન આપે છે જ્ઞાતિહિતાર્થે પ્રકટ થતા આ પત્ર સાહિત્યસેવા ચાલુ... વિષયો માટે તત્રીને અભિનદન

મ પ્ર વ્યાસ



## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદ તરફનાં પુસ્તકો

૧ પદ્યપરાગ–કર્તા શ્રી કેશવ હ શેઠ, મૂલ્ય રૂા ૧–૮–૦
૨ કાકાની શશી : (બીજી આવૃત્તિ)-લેખક શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી, મૂલ્ય રૂા. ૧-૮-૦
૩ ભાગ્યનિર્માણ–લેખક શ્રી જયભિખ્ખુ, મૂલ્ય રૂા ૩–૮–૦
૪ કવિ કાલિદાસનાં ત્રણ નાટકો–અનુવાદક શ્રી અધ્યાપક કેશવ હ. કા શાસ્ત્રી, મૂલ્ય રૂા ૪–૮–૦
૫ ફૂળઝાડની વાડી–લેખક શ્રી મોમાભાઈ કિશાભાઈ પટેલ, મૂલ્ય ૨–૮–૦

## કુમાર કાર્યાલય લિ. અમદાવાદ તરફનાં પુસ્તકો

૬ કલાકારની સંસ્કારયાત્રા–લેખક શ્રી રવિશંકર મ રાવળ, મૂલ્ય રૂ ૮–૧૨–૦
૭ અજંતાના કલામંડપો–લેખક અને આલેખક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા ૩–૦–૦
૮ શિલ્પપરિચય–પ્રા શ્રી અર્ધેન્દ્રકુમાર ગંગોપાધ્યાય (ગાંગુલી)ના મૂળ બંગાળી ઉપરથી અનુવાદક સૌ અપર્ણાબેન ત્રિવેદી, મૂલ્ય રૂા ૩–૦–૦

## જીવન સાહિત્ય મંદિર–અમદાવાદનાં પુસ્તકો

૯ ચોખેરવાલી–મૂળલેખક કવિવર ટાગોર, અનુવાદક શ્રી રમણલાલ સોની, મૂલ્ય રૂ ૪–૮–૦
૧૦ હમ ભી અફસર થે–લેખક શ્રી સુરેન્દ્રપ્રસાદ અંબાલાલ ત્રિપાઠી, મૂલ્ય રૂા ૨–૮–૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૧ રાષ્ટ્રવલ્લભ સરદાર વલ્લભભાઇ–લેખક : શ્રી અમૃતલાલ નાગજી જોષી, એડવોકેટ, પ્રકાશક બૃહદ્ ગુજરાત પ્રકાશન મંદિર ૪૩, જરીવાલા બિલ્ડિંગ, ચોપાટી, મુંબઈ. મૂલ્ય રૂા ૩–૦–૦
૧૨ કંસવધ–લેખક શ્રી મણિલાલ ન્યાલચંદ શાહ, પ્રકાશક શશિકાન્ત એન્ડ કું, રાવપુરા, વડોદરા મૂલ્ય રૂા ૩-૦-૦
૧૩ ખગોળસિદ્ધ સૂક્ષ્મ નિરયન કાર્તિકી પંચાંગ–મુખ્ય સંપાદક શ્રી દેવશી વીરજી બોના, પ્રકાશક "જન્મભૂમિ" કાર્યાલય, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ મૂલ્ય રૂા ૧–૧૨–૦
૧૪ ઘરસાડા નિયમન નિબંધ–લેખક અને પ્રકાશક શ્રી ભગવતગવ વાકડે, મુ વડોદરા.
૧૫ ગૃહઉદ્યોગ યાને સિધ્ધ હુન્નર પ્રયોગો (૨૯૮૧) –લેખક શ્રી જેઠાભાઇ ગોવિંદજી, પ્રાપ્તિસ્થાન-શ્રી મેઘરાજ જૈન પુસ્તક ભંડાર, ગોડીજીની ચાલ, પાયધુની, મુંબઇ ૩
૧૬ સાદી રમતો–(બીજી આવૃત્તિ) - લેખક શ્રી. ચિનુભાઇ પુ શાહ બી એ પ્રકાશક ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ જવાહર બજાર, ભરૂચ. મૂલ્ય રૂા ૪–૦–૦

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર તેમજ માનદ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઈને ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે, અને દફતરી તથા પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી છે વર્ગીકરણ તથા વાચનપ્રચારની પણ કામગીરી બજાવી છે

(૧) વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા છગનભાઇ મથુરભાઇ પટેલ માહે-જુલાઇમાં-નવસારી મહાલનાં -(૧) ધામણ (૨) સરાઈ (૩) વેજલપુર (૪) પરુજણ (૫) પીનસાડ (૬) આમલપુર (૭) સદલપુર (૮) કુચેદ (૯) મીયોદરા (૧૦) વેસ્મા (૧૧) હોલામવા (૧૨) કડોલી (૧૩) છીણમ (૧૪) મીરજાપુર (૧૫) સામર (૧૬) તવડી (૧૭) કરબાપાર (૧૮) માણેકપુર (૧૯) વીગવળ, મહુવા મહાલનાં (૨૦) ધોળીકુઇ (૨૧) કુચેદ

માહે મે મહિનામાં (૧) અનાવલ તા મહુવા, કામરેજ મહાલનાં (૨) કરજણ (૩) વળા (૪) ધાતવા (૫) ડુંગરા (૬) કામરેજ, માંગરોળ મહાલનાં (૭) મહુવેજ (૮) નદાવ (૯) ટટવા (૧૦) દીણોદ (૧૧) બોરીઆ (૧૨) હથુરણ (૧૩) કુંવારદા (૧૪) કોસંબા (૧૫) વેલાછા (૧૬) લીબાડા (૧૭) સીમોદ્રા (૧૮) વાંકળ (૧૯) માંગરોળ (૨૦) મોસાલી (૨૧) નાની નરોલી (૨૨) લીંબોદરા (૨૩) પીપોદરા કામગીરી દિન ૨૧

(૨) મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારક રા. ચીમનલાલ જ. દવે. માહે જુન માસમા-મહેસાણા મહાલનાં.-(૧) મેઉ (૨) પઢારિયા (૩) ધુધુસણ (૪) પાલાવાસણા (૫) વડાસણ (૬) મીઠા (૭) સામેત્રા (૮) લાખવડ (૯) બેરવા (૧૦) દેવરાસણ (૧૧) જગુદણ (૧૨) ગોભાસણ (૧૩) કુકસ (૧૪) પુનાસણ કામગીરી દિન ૨૩

(૩) ચાણસ્મા મહાલ માનદ પ્રચારક (૧) રા. કરુણાશંકર મોહનલાલ વ્યાસ માહે જુલાઈમાં -(૧) ચવેલી (૨) રણાસણ (૩) મીઠા ધરવા

(૪) ચાણસ્મા મહાલ માનદ પ્રચારક રા. રામશંકર મોહનલાલ જાની માહે મે માસમા -(૧) પલસર (૨) દનોડા (૩) જેતપુર (૪) રણેલા (૫) સદુથળા (૬) સણ્ડેર

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઇઓએ જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે જે સૂચના-સમજૂત આપી હોય તે દરેકનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે સંસ્થાના મંત્રી ભાઇઓને ભલામણ કરવામાં આવે છે

ના. ન. ચોકસી
સહમંત્રી
વ. રા. પુ. મંડળ





પરિણામ—શિષ્ટવાચનની ૨૬મી પરીક્ષાનુ પરિણામ આ અકમાં પ્રસિદ્ધ થયુ છે તે જોઇ લેવા લાગતા વળગતાઓને વિનતિ

—પ્રમાણપત્ર માટેની પરીક્ષા ઠરેની તારીખે લેવાઇ ગઈ હોય તેનુ પરિણામ સપ્ટેમ્બર અકમાં પ્રસિદ્ધ થશે

**સભાઓ ભરો** —સાલાનુબાદ જૂથ મડળોની તેમજ મહાલ મંડળોની વાર્ષિક સભા ભરવા માટે જાહેરાતો જુલાઈ અકમાં બહાર પડી છે. તદનુસાર જે મડળોની સભાઓ ભરાઇ ગઇ હોય તેના હેવાલ હિસાબ રાજ્ય પુ મડળ તરફ મોકલી આપવાની જે તે મડળના મત્રી મહ રાયો કૃપા કરે

જે જૂથ ૨ મહાલ મડળોની સભાઓ નમુદ કરાયલી તારીખોએ સજોગવશાત્ ન ભરી શકાઇ હોય તેમણે બનતી અનુકૂળતાએ પણ વહેલામા વહેલી તકે તેમ કરી દઇને અહેવાલ જરૂર મોકલી આપવા

**પ્રાંત પુ. મડળોની વાર્ષિક સભાઃ**—સાલાનુબાદ પ્રાંત પુ મડળોની વાર્ષિક સભાઓ આગામી સપ્ટેમ્બરમા ભરાવાની હોઇ તેને માટેનો પરિપત્ર જે તે પ્રાત મડળ તરફ મોકલી આપવામા આવેલાં છે જુદા જુદા પ્રાત માટે નીચે પ્રમાણે તારીખો સૂચવાઇ છે તેને માન્ય રાખી પ્રાત મડળો પોતપોતાના સભાસદ મહાશયોને તેમ જ લાગતા વળગતા સર્વ કોઇને ખબર આપશે. એ મળેથી ઠરેલી તારીખ ધ્યાનમા રાખીને જે તે પ્રાંત મડળોના સભાસદો પોતપોતાની પ્રાંત સભામાં ઉલટભેર હાજર રહેવાની કૃપા કરે

**ઠરેલી તારીખો**

(૧) નવસારી પ્રાત માટે તા ૪-૯-૪૮ (૨) મહેસાણા પ્રાંત માટે તા ૧૧-૯-૪૮ (૩) અમરેલી પ્રાંત માટે તા ૧૯-૯-૪૮ અને વડોદરા પ્રાત માટે તા ૨૬-૯-૪૮

## ગ્રામ પુસ્તકાલયના મંત્રીઓ જરૂર વાંચે.

મજૂર થયેલ બજેટનાં નાણા પુસ્તકાલય સ સ મડળ લિ વડોદરા જ મોકલવાનાં છે

નીચે જણાવેલ બાબત પૈકી મોકલેલ નાણાં શાના છે એ મનીઓર્ડર કુપનમાં સ્પષ્ટ જણાવવુ

૧ લોકમદદ ૨ કાયમફડ

૩ ગ્રામપચાયત મદદ. ૪. પસ્તી વેચાણ

૫ ઇતર

મનીઓર્ડર કુપનમાં ગામનુ નામ તથા તાલુકો જરૂરથી લખવો

# શિષ્ટ વાચનની ૨૬ મી પરીક્ષા

## " મોતીભાઈ અમીન " પુસ્તકનુ પરિણામ સહિત નિવેદન

ઉપરોક્ત પરીક્ષા અગાઉ જાહેર થયા પ્રમાણે જુનની ૨૦ મી તારીખે જે તે સ્થળે લેવાઈ ગયેલી એને આ માટે ગુજરાત-કાઠિયાવાડના ૯૪ ગામોના ૧૭૮ ઉમેદવારોની અરજીઓ આવેલી અને તેમને પ્રશ્નપત્રો મોકલવી આપેલા. પરંતુ તેમાથી ફકત ૩૪ ગામોમાં ૫૦ ઉમેદવારોની જ ઉત્તરવહીઓ અમારા તરફ આવેલી હોવાથી ફક્ત ૫૦ જણે આ પરીક્ષાનો લાભ લીધો હોવાનું જણાઈ આવે છે. પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોની ધંધાવાર સખ્યા નીચે પ્રમાણે છે

૪૪ શિક્ષક, ૧ ગ્રંથપાલ, ૧ કારીગર, ૧ પટાવાળો, ૨ ખેડુત, ૧ વેપારી મળી કુલ ૫૦ જેમાંની ૧ શિક્ષિકા બહેન છે ઉત્તરપત્રોની તપાસ કરતાં પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોમાંથી ૪૫ ઉત્તીર્ણ થયા છે એટલે પરીક્ષાનુ પરિણામ આ વખતે ૯૦ ટકા આવ્યુ કહેવાય ઉત્તીર્ણ થનારમાં ૩૯ શિક્ષકો, ૧ ગ્રંથપાલ, ૧ કારીગર, ૧ પટાવાળો, ૨ ખેડૂત અને ૧ વેપારી છે

અગાઉ જાનેવારી માસમાં પ્રસિદ્ધ થયેલી સદર પરીક્ષા માટેની જાહેરાતમાં જણાવ્યા પ્રમાણે પ્રથમ ૨૦ નબરો ઉપરાંત * ચિહ્નવાળા ટ્રેનિંગ કોલેજનો લાભ સપૂર્ણ નહિ પામેલા શિક્ષકો અગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થીઓ, ખેડૂત વ ઈતર ધધાદારી ઉમેદવારો બેઠાં. ઉત્તીર્ણ થનાર ૬ જણ ગુણાનુક્રમે ૦-૮-૦ નુ ઉત્તેજનાર્થ ઇનામ મેળવવાને પાત્ર ઠરે છે જેને તેને મળતી ઈનામની રકમ જેના તેના નામની સામે શેરાના ખાનામા દર્શાવવામાં આવી છે કુલ રૂ ૩૩ ના ઇનામો આ પરીક્ષા અગે વહેચાશે, અને અત્રેની તેમજ ઉમેદવારોની સગવડ ખાતર શિરસ્તા મુજબ રોકડ અપાશે, છતાં જેમની ઈચ્છા ઈનામની રકમ પૂરતી કિમતના પુસ્તક લેવાની હોય, તેઓ પુસ્તક, અહીંથી, મગાવી શકશે તેથી ઈનામ મેળવવા ભાગ્યશાળી નીવડેલાઓને વિનતિ કરવામા આવે છે કે તેમને મળતું ઇનામ રોકડમાં જોઈએ છે કે પુસ્તકરૂપે તથા તે કોઈની મારફત રૂબરૂથી મગાવી લેવુ છે કે ટપાલ રસ્તે, તે ચાલુ માસ આખર સુધીમાં જેણે તેણે અવશ્ય લખી જણાવવુ મુદત વીત્યે જ તે રકમ અત્રેથી જેને તેને ખર્ચે મની-ઓર્ડરથી રવાના કરી દેવાની તજવીજ રહેશે

અગાઉની પરીક્ષાઓની જેમ આ વખતે પણ જે તે સ્થળના શિક્ષક, મત્રી કે અન્ય ગૃહસ્થોએ નિરીક્ષક તરીકેના સેવા અર્પી પરીક્ષાના કામમા જે મદદ કરી છે તે બદલ એ સર્વેનો અતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે

## પરિણામ

| નબર | નામ | ગામ | ધધો અભ્યાસ | ગુણ | શેરો ઇનામ રૂ |
|---|---|---|---|---|---|
| ૧ | પ્રહ્‌લાદરાય અં વ્યાસ | ધારીસણા | શિ પૂ ૫ | ૭૫ | ૫ |
| ૨ | ભીમજીભાઈ છ પડયા | ડાંગરા | શિ ઉ | ૭૩ | ૪ |
| ૩ | રવિશંકર મ ઠાકર | ગલદણ | શિ પૂ ૫ | ૭૨ | ૩ |
| ૪ | નારણસિંહ ન જાધવ | વેલણ | મુ શિ | ૭૦ | ૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫ | ડાહ્યાભાઈ કે બારોટ | ધારીસણા | શિ ઉ | ૬૬ | ૧ |
| ૬ | મણિલાલ ત્રિ. દવે | પોઇચા | શિ. ઉ | ૬૬ | ૨ |
| ૭ | જટાશંકર ૭ વ્યાસ | માલવણ | શિ ઉ | ૬૦ | ૧ |
| ૮ | મગુભાઇ વી પઠાન | ચાણસ્મા , | પ્રથપાન | ૫૯ | ૧ |
| ૯ | સેમાભાઇ ર પટેલ | અજેસર | શિ મે. શિ | ૫૯ | ૧ |
| ૧૦ | બણુબેન વે પટેલ | ચાણસ્મા | શિ પૂ પ. | ૫૮ | ૧ |
| ૧૧ | હરગોવિંદલાલ ઉ વ્યાસ | ઉ લપુર | મુ શિ | ૫૮ | ૧ |
| ૧૨ | ઠાકોર ખેડાજી સાદા૭ | ચાણસ્મા | પટાવાળા વગ | ૭ ૫૮ | ૧ |
| ૧૩ | નારદલાલ બે જોશી | અમૃતપુર | શિ પૂ પ | ૫૭ | ૧ |
| ૧૪ | મોતીભાઇ ના. ચૌધરી | લાચ | ,, | ૫૭ | ૧ |
| ૧૫ | પ્રેમભાઇ કન્શનજી પટેલ | ધીણોજકુઈ | શિ ઉ | ૫૬ | ૧ |
| ૧૬ | ઉસ્માનભાઈ ન મનસુરી | ધામણવા | શિ ઉ | ૫૬ | ૧ |
| ૧૭ | વિધાભા ગગાભા માણેક | દ્વારકા | ,, | ૫૬ | ૧ |
| ૧૮ | ચપકલાલ ભ ગવગ | ઈસનપુર મેટા | શિ. પૂ પ | ૫૬ | ૧ |
| ૧૯ | નંદલાલ પ્ર મહેતા | સરભડા | શિ મે સિ | ૫૫ | ૧ |
| ૨૦ | પચેલી વિઠ્ઠલદાસ મા | ગણેશપુરા | શિ મે. નિ. | ૫૫ | ૧ |
| ૨૧ | સોમેશ્વર મ ભટ્ટ | પોઇચા | શિ. પૂ. પ | ૫૪ | |
| ૨૨ | મણિભાઇ કી પટેલ * | નાણીઆ | ઉ મે શિ | ૫૩ | ાા ઉ |
| ૨૩ | તાજમહમદ અ સિંધી * | ધારીસણા | શિ વ ૭ | ૫૦ | ાા ઉ |
| ૨૪ | મોતીલાલ હીરાલાલ દવે | વાંસા | શિ ઉ | ૫૦ | |
| ૨૫ | બેચરભાઇ હ આહીર | ધીણુજી | શિ પૂ. પ | ૪૯ | |
| ૨૬ | મોહનલાલ જ. ભટ્ટ | કુનપાડ | ,, | ૪૭ | |
| ૨૭ | ખેડાભાઈ ૭ પટેલ | જમલપુર | ,, | ૪૭ | |
| ૨૮ | ભગવત ર ઠક્કર | કુકાવ | શિ. મે, | ૪૬ | |
| ૨૯ | રવિશંકર ઉ ત્રિવેદી | હારીજ | શિ પૂ પ | ૪૪ | |
| ૩૦ | સોમાભાઇ લ પટેલ | જખાના | શિ | ૪૩ | |
| ૩૧ | બાપુભાઈ મોતીભાઇ * | સોખડા રાધુ | શિ પૂ. પ | ૪૨ | ાા ઉ |
| ૩૨ | જેસગભાઇ વાવાભાઇ | ચાણસ્મા | શિ વ ૭ | ૪૨ | |
| ૩૩ | મગનલાલ શુ પુજારી | બહુચરાજી | શિ પુ. પ | ૪૧ | |
| ૩૪ | હરગોવિંદ કે ત્રિવેદી | ગણેશગઢ | મુ શિ | ૪૦ | |
| ૩૫ | નાનજીભાઇ જે. પટેલ | મહેસાણા | શિ ઉ | ૩૯ | |
| ૩૬ | દેવીદાસ મુ મકવાણા | સોખડારાધુ | શિ પુ પ | ૩૮ | |
| ૩૭ | રમણલાલ પું શાહ * | ધારીસણા | વેપાર-ખેતી અ | પ ૩૬ | ાા ઉ |
| ૩૮ | ભગવાનજી દે. અલદાણીઆ | ખાંભા | શિ મે ઉ, | ૩૫ | |
| ૩૯ | કાંતિલાલ કે. દવે | ચવેલી | શિ અ | ૩૪ | ાા ઉ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૦ | સાણુમિયાં મોટામીયાં | વડાવલી | શિ મ ૫ | ૩૩ | |
| ૪૧ | રણછોડભાઈ અં પાટણવાડીઆ સોખડાગણુ ખેતી વ. ૫ | | | ૩૩ | ૦॥ ઉં |
| ૪૨ | લલ્લુભાઈ લખાભાઇ | વલવાડા | ચિ પુ ૫ | ૩૦+૩ | |
| ૪૩ | શિવુજી સાલુજી વાઘેલા | મ્હેસાણા | શિ ઉ | ૨૬+૪ | |
| ૪૪ | ગોવિંદભાઇ મગનભાઇ | સોખડારાઘુ | સુથાર વ. ૫ | ૨૯+૪ | |
| ૪૫ | ભીખાભાઇ મ મકવાણા | „ | ખેતી વ ૫. | ૨૯+૪ | |
| ૪૬ | અંબારામ ના શર્મા | રૂપપુર | શિ | ૨૮ | |
| ૪૭ | અબ્દુલભાઇ ઇસબખા | રૂપપુર | શિ | ૨૫ | |
| ૪૮ | વિશ્વનાથ મો. વ્યાસ | મીઠીયારિયાદ | શિ | ૨૨ | |
| ૪૯ | લક્ષ્મીદાસ ઠુ ઠાકર | દ્વારકા | શિ | ૨૦ | |
| ૫૦ | સોમાભાઇ જે ચૌહાણ | પોઇચા | શિ | ૧૦/ | |

ઉમેદવારી નોધાવનાર બધાં ભાઇબેનો પરીક્ષામાં નથી બેઠાં તેની સખદ નાંધ લઇયે છીએ ઉમેદવારી નોધાવ્યા પછી કારણવશાત્ પરીક્ષા આપવાનુ શકય ન બને તેમ હોય તો તેવી ખબર સવેળા આપી દેવી જોઇએ કે જેથી ખર્ચ તેમજ ખટપટ બન્નેનો બચાવ થઇ શકે આ પુસ્તકનો રસ ચાખનારાં ભાઇબેનો પોતાના ભાઇબધ દોસ્તદારો તથ સામાન્ય વાચકવર્ગ-મા એનો છૂટથી પ્રચાર કરે એમ ઇચ્છવામા આવે છે.

વ. રા પુ મંડળી
ના ન ચોકસી

---

સામયિક લહેર

# સ્વાશ્રયી પ્રવૃત્તિઓ

આજે ગામડાંના લોકોને પૂરતા ઉદ્યોગો નથી એટલે તેમનો સમય સારી રીતે જતો નથી. ગામડાંનુ જીવન જોઇએ તો નિર્માલ્ય લાગશે મકાનોનું ઠેકાણું નથી, ધૂળ અને ગંદવાડનો પાર નથી પાણીની કે બીજી સવડો નથી. અભ્યાસ કે તંદુરસ્તી સુધારવાનાં સાધનો નથી બધાં ગામડામાં આ બધા સાધનો ઊભા કરવાનુ અશક્ય છે એટલે સૌથી પ્રથમ ગામડાં અને શહેરને જોડતા રસ્તા કરવા પડશે. ગામડાંના બધા લોકોને શહેરમા કામ મળવાનુ નથી એટલે ગામડામાં ખેતીવાડી, હાથવણાટ તથા ઢોર વગેરે ઉદ્યોગો ચાલુ કરવા પડશે ઉદ્યોગો તથા ખેતી માટે નાણાંની જરૂર પડશે. એટલે દરેક ગામદીઠ અથવા અમુક ગામડાના જૂથવાર ધીરધાર કરનાર તથા માલ ખરીદવેચાણની સહકારી મંડળીઓ કાઢવી પડશે

• અમુક મોટા શહેરમા જ બધા ઉદ્યોગો ઊભા થાય છે, એમાં નથી શહેરનુ જીવન સુખી થતુ, ઊલટુ ગામડાં ભાંગી જાય છે એટલે ઉદ્યોગો જુદા જુદા સ્થળે ઊભા થાય તે માટે સરકારે ગોઠવણ કરવી પડશે એ જ રીતે લાયબ્રેરી, દવાખાનાં અને શાળાકોલેજો અમુક સ્થળે જ વધુ પ્રમાણમાં ઊભાં થય છે, એટલે જે સ્થળે આવી સવડો થાય છે ત્યાં જરૂર કરતાં વધુ ભીડ થઇ જાય છે. અને જ્યાં આવી સવડો નથી થતી ત્યાંની વસતી ભાગતી જાય છે. એટલે આ જાતની સવડો પણ જિલ્લામાં જુદાંજુદા કેન્દ્રો ઉપર થવી જોઇએ

આજે કેળવણી માટે ઠેર ઠેર મોટી મોટી કોલેજો નીકળે છે. દેશની ઉન્નતિ માટે આ જરૂરનું છે જ. પરંતુ કોલેજોની પાછળ જ બધી શક્તિ સરકાર ખર્ચે તે કરતાં જાતજાતની મદદ આપી જુદે જુદે સ્થળે નાના નાના ઉદ્યોગો કે હુન્નરો શીખવવાની સંસ્થાઓ ઊભી થાય તે માટે જરૂરી યોજનાઓ કરવી એ ખાસ આવશ્યક છે કેળવણીની દિશામાં હાઇસ્કૂલો અને કોલેજો તરફ જ ધ્યાન અપાય છે, પરંતુ મેટ્રિક થતાં અગાઉ અભ્યાસ છોડી દેનાર હજારો જુવાનોનાં જીવન નષ્ટ થઇ જાય છે નોનમેટ્રિક વિદ્યાર્થી નોકરીના કામનો નથી રહેતો. મજૂરીનુ કે કપડાંને ડાઘ પડે તેવુ કામ કરતાં તે શરમાય છે એટલે તે બેકાર રખડે છે જુવાનીને લીધે તેનામાં શક્તિ અને ચંચળતા છે. પરંતુ તેને ગમતું કામ મળતુ નથી. એટલે તે આમતેમ રખડી પોતાનું અને ગામનુ જીવન બગાડી રહ્યો છે દેશનુ ઘણુ માનવધન આ રીતે વેડફાતુ જતું અટકાવવા માટે નાના ઉદ્યોગો શીખવવાની સંસ્થાઓ ઠેર ઠેર સ્થાપવી જોઇએ

( અનુસંધાન પાછળ પૃષ્ઠને છેડે ) [ 33

# પાટણનાં પટોળાં

### " પડી પટોળે ભાત ફાટે પણ ફીટે નહિ "

એક કાળે પાટણ ગુજરાતનુ સંસ્કાર-કેન્દ્ર હતુ ત્યારે ત્યાં સાહિત્ય ને કળાના મૌલિક સ્વરૂપો ખીલતા એ પાટણની સંસ્કૃતિના અવશેષરૂપ દુર્ભાગ્યના ખંડેરો અને એ ખંડેરો જેવી જ અવદશાને પામેલો પટોળાનો ઉદ્યોગ આજે છે એ ઉદ્યોગનો પુનરુદ્ધાર કરવાની પ્રવૃત્તિ ગુજરાતના કલાપ્રેમીઓ હાથ ધરે

પટોળું નામ લેતાંની સાથે પાટણ નામ નજર સામે ખડુ થાય છે. ઘણી વ ર તો બહારના લોકો પટોળું એટલે પાટણ અને પાટણ એટલે પટોળુ એમ જ માની લે છે

## હિંદમાં ચોમેર ખ્યાતિ

પટોળું સૌભાગ્યવતી સ્ત્રીનુ ભૂષણ મનાય છે વળી ગુજરાતમાં ઘણી જગ્યાએ નવવધૂને લગ્ન વખતે પહેરાવવામા પણ આવે છે અને ઉત્તરોત્તર વહુઓને વારસામાં અપાય છે આ પટોળુ ઘણુ જ કિંમતી હોય છે સારા સામાન્ય પટોળાની કિંમત રૂ. ૮૦૦ થી ૯૦૦ ગણી શકાય

જૂના સમયમાં તેની માગ વધારે હતી ઠેઠ જાવા સુમાત્રાના ટાપુઓની સ્ત્રીઓ આ પટોળાની સુંદર કારીગરીથી આકર્ષાઇ હતી, અને ત્યા પણ એ નવાઇનો પહેરવેશ બન્યો.

આ પટોળાનો હુન્નર તો ઘણો પુરાણો છે ખાસ કારીગરો જ આ કામ કરતા હતા. આજે આ પટોળાં બનાવવાનુ કામ ફક્ત નામના કુટુંબો જ કરે છે પટોળાં બનાવવામાં ઘણો સમય લાગે છે, અને તેથી જ તેની કિંમત વધ રે થાય છે આજના જમાનામા એટલા દામ અને સમય આપવો પાલવે તેમ નથી, એટલે પટોળાંના કારીગરો ઓછા થતા ગયા છે

( પાછલા પૃષ્ઠનુ અનુસંધાન )

કેટલાક ધનિકોના છોકરાઓને પણ કંઇ જ કામ હોતુ નથી. એટલે તે જુગાર, વ્યભિચાર અને બીજી જાતની કુટેવોમાં પોતાનો સમય વ્યતીત કરે છે. એમ કરીને તેઓ પોતાનુ જીવન-ધનદોલત-વેડફી રહ્યા છે એટલુ જ નહિ, પરંતુ સમાજમા દુર્વ્યસનો અને કુટેવોનો રોગ ફેલાવનાર જંતુઓ બની તેઓ સમાજના ઘણા માણસોને બગાડે છે એમની પાસે ફરજિયાત પ્રવૃત્તિ કે સંસ્થામાં અમુક સમય કામ લેવુ જોઇએ

સમાજમાં દારૂ, જુગાર વગેરે અનેક બદીઓ ચાલે છે એનો નાશ થયા વગર પ્રજાની ઉન્નતિ નથી એનો નાશ કરવા સરકાર તો શક્ય પ્રયાસ કરશે જ, પરંતુ પ્રજાના સહકાર વગર એમાં ઝાઝી સફળતા મળવી શક્ય નથી. પ્રજાજીવનની શુદ્ધિ માટે ઠેર ઠેર યુવકમંડળો કાઢવાં જોઈશે આવાં મંડળોને સરકારે સક્રિય રીતે ઉત્તેજન આપવુ જોઇશે.

સ્વતંત્રતાનો લાભ લઈ આપણા દેશને દુનિયાના મોખરાના દેશોની હરોળમાં આણવો હશે તો આપણે સરકારી પ્રયત્નો ઉપર જ આધાર રાખી બેસી રહે નહિ પાલવે પ્રજાએ સ્વાશ્રયના ધોરણે આગળ વધવાની ઘણી પ્રવૃત્તિ આદરવી પડશે અને સરકારે તેને સારી રીતે ઉત્તેજન આપવુ પડશે.

—ચિમનભાઇ મૂ. અમીન

 ( 'પાટીદાર'માંથી )

## ભાત નક્કી કરાય છે

પટોળાં બનાવતા પહેલાં તેની ભાત નક્કી કરવા આવે છે, પછી રેશમના દોરાઓ પર એ ભાત પ્રમાણે નિશાનો કરી તેટલો ભાગ સુતરના દોરાથી મજબૂત બાંધી દે છે, અને પછી ઘેરો રંગ થાય ત્યાં સુધી આછા રંગથી રંગમાં તેને વારંવાર રંગવામાં આવે છે વાણા અને તાણાને આ રીતે જુદા જુદા રંગોની ભાત પ્રમાણે તૈયાર કરે છે આ રંગ સુકાઈ જાય ત્યારે બધિયા સુતરના દોરા ઉકેલી નાખી રેશમ ને વાણાને શાળ પર મૂકી દે છે અને પછી તેમાં તાણા નાખે છે આ રીતે આખું પટોળું તૈયાર થાય છે ભાત બનાવતા ઘણો સમય લાગે છે એટલે કારીગરો અમુક નક્કી કરેલી ભાતો જ તૈયાર કરે છે નવી ભાત કરવી હોય તો તેને તે ડિઝાઇન કરી તેમાં રંગો ભરી ફરી રેશમના તાણાવાણા તૈયાર કરવા પડે છે ખાસ કરીને ત્રણ ભાતો પ્રચલિત છે

(૧) 'ખંભાતી' (૨) 'પાટણી' અને (૩) 'સુરતી'.

## પટોળાંની જાતો

'ખંભાતી' ભાતમાં સફેદ લીટીઓની ચોકડીની અંદર ઘેરા લીલા ડાળખાવાળાં સફેદ ફૂલો કરવામાં આવે છે, અને તેવા પોતનો રંગ ઘેરો-જાંબુડી તપખીરી વગેરે કરવામાં આવે છે. કિનાર અને પાલવ એક હાથી ડાળખીવાળા ફુલ સાથે એ પાંદડાંના બનાવવામાં આવે છે.

'પાટણ'ની બનાવટમાં અંદરની ભાત હોય તેને લગતી જ કિનાર અને પાલવ હોય છે. ઘણી વાર સિંહ, હાથી, હરણ, પોપટ, મોર, ફૂલવાડીવાળી ભાતો પણ આમાં તૈયાર થાય છે. આમાં અંદરનો રંગ તો ઘેરો જ પસંદ કરવામાં આવે છે, અને બીજી વાતો કોઇ આછા રંગની અગર સફેદ રાખવામાં આવે છે.

## રંગની સુંદર મિલાવટ

'સુરત'ની બનાવટમાં કિનારની વચ્ચેનો રંગ ઘેરો લીલો અને વચ્ચે ઘેરો લાલ રંગ રાખવામાં આવે છે.

પટોળાંના રંગોમાં ઉતાવળ કરવી કામ નથી લાગતી. પહેલાં તદ્દન આછો, પછી સહેજ ઘેરો, પછી વધારે ઘેરો એમ ધીમે ધીમે એક પછી એક રંગથી રેશમ તૈયાર કરવામાં આવે છે આ રંગો બનાવતી વખતે ઝીણામાં ઝીણી વસ્તુ ખ્યાલમાં રાખવામાં આવે છે રંગની ખીલાવટ અને ઉઠાવ ઘણો જ સારો હોય છે બહુ આંખને ખુંચે તેવા ચળકતા રંગો પટોળામાં તમે નહિ જુઓ. ખાસ કરીને તેમાં માટીનો, પથ્થરનો અને કુદરતના આબેહુબ આંખને ગમે તેવા રંગો જ તેઓ પસંદ કરે છે.

## પાટણની એ ભવ્યતા

પટોળાં આજે પુરાણા બનેલા પાટણના ભૂતકાળની ભવ્યતાનો ખ્યાલ આપે છે. હજારો કુટુંબો આવાં પટોળાં બનાવી પોતાનું ગુજરાન ચલાવતા એ તે વખતની જાહોજલાલીનો અચ્છો ખ્યાલ આપે છે

( તા ૩૧-૭-૪૮ ના "પ્રતાપ" માંથી )

# ચીનની ઐતિહાસિક દિવાલ

જગતની નવ અજાયબીઓમાં ચીનની ઐતિહાસિક લાંબી દિવાલ પણ એક છે માનવ-જાતનું એ એક સમર્થ કાર્ય છે કેટલાક જ્યોતિષીઓ તો એમ પણ હિંમતભેર કહે છે કે ચંદ્રલોક-માંથી જો પૃથ્વી પર કાંઈ નીરખવું હોય તો માનવ પરિશ્રમની આ એક જ ભેટ છે, જે ત્યાંથી નરી આંખે નીરખી શકાય ઇ સ ૧૭૯૦માં એક વૈજ્ઞાનિકે એમ જણાવ્યું હતું કે ઇંગ્લેંડ, સ્કોટલેંડ, આયર્લેન્ડ અને વેલ્સનાં તમામ મકાનોમાં જે ઇંટ પથ્થર વપરાયા હશે તેના કરતાં વધુ ઇંટ-પથ્થરનો ઉપયોગ આ દિવાલ બાંધવામાં થયો છે એક ઇજનેરે પણ જણાવ્યું હતું, કે આ દિવાલ બાંધવામાં જે મજૂરી ખરચાઇ છે તેટલી જ મહેનતથી આપણી તમામ રેલ્વેઓ, નહેરો, રાજમાર્ગો અને આપણાં ઘણાંખરાં શહેરો બંધાયાં હોત

દિવાલની શરૂઆત દરિયાઇ સપાટીની નીચેથી થાય છે અને ધીમે ધીમે ઊંચે બાંધવામાં આવી છે એક છેડાથી બીજા છેડા સુધીની તેની લંબાઇ ૧૧૪૫ માઇલની છે, અને તેના તમામ છેડાઓ બાહુઓ વગેરેની ગણતરી કરીએ તો એ લંબાઇ વધીને ૨૫૦૦ જેટલી થાય છે

આ દિવાલનો જન્મદાતા સમ્રાટ ચીનશીન હોંગ માત્ર તેર વર્ષની વયે ચીનની ગાદીએ આવ્યો હતો, અને ઘણો મહત્ત્વકાંક્ષી હતો એના અમલ દરમ્યાન આખું ચીન વેરવીખેર થયું હતું ચીનશીનના અમલના સાત વરસ દરમિયાન ચીને ધીમે ધીમે પાસેનાં નાનાં રાજ્યો કબજે કર્યાં.

ચીનશીન મહેત્ત્વાકાંક્ષી ઉપરાંત વિલાસી પણ હતો એનો મહેલ અતિભવ્ય હતો, અને આખું જીવન રંગીલું હતું પાંચ લાખ માણસોની મહેનતને અંતે તેનો મહેલ તૈયાર થયો હતો એમાં હજારો ઓરડાઓ હતા મહેલની અંદરના સભાગૃહમાં લગભગ ૧૦,૦૦૦ બેઠકો હતી એ જ પ્રમાણે ચીનશીનનું અંતઃપુર પણ એટલું જ મોટું હતું. એને અસંખ્ય પત્નીઓ હતી ચીનશીનને મૃત્યુનો ડર ઘણો લાગતો અને એટલે હંમેશાં તે પોતાના અંગત અને સ્વતંત્ર શયન-ગૃહમાં જ સૂતો તે પોતાના જ તરમંતરથી પણ ઘણો બીતો હતો

એને ગાદી પર આવ્યાને થોડો વખત થયા બાદ રાજજોશીએ તેને જણાવ્યું, કે 'હુ' નામની જંગલી જાતને હાથે તેનો વિનાશ થશે આ જાતિ ઉત્તર પ્રદેશની વતની હતી અને તેણે ૫૦૦ વર્ષ સુધી ચીની પ્રજા પર અત્યાચારો અને જુલ્મો ગુજાર્યા હતા તેમના અણુચિંતવ્યા હુમલાથી પ્રજા એટલી બધી ભયભીત રહેતી કે પ્રજામાં એક કહેવત પ્રચલિત બની હતી કે દક્ષિ-ણમાંથી આવતા વાઘથી બ્હીવાની જરૂર નથી, પરંતુ ઉત્તરનો એક તણખલાથી પણ સાવચેત રહેજે

એટલે હુમલાખોરોથી બચવા ચીનશીને ઉત્તર દિશા તરફ એક તોતીંગ દિવાલ બાંધવાનો નિર્ણય કર્યો કે જેથી હુમલાખોરો ચીનમાં પ્રવેશી શકે જ નહિ પણ એટલી લાંબી દિવાલ બાંધવા એટલા બધા મજૂરો લાવવા ક્યાંથી? એ માટે સમ્રાટે ચીનના દરેક સશક્ત આદમીને હાકલ કરી, અને તેમને કામમાં જોડાવાની ફરજ પાડી કુમળા વિદ્યાર્થીઓને પણ બાકાત ન રખાયા. ઉપરાંત,

ખુનીઓ, ચોર, લાંચીઆ ન્યાયાધીશો અને બીજા તમામ ગુન્હેગારોને પણ કામમાં જોતર્યાં. કામદારો પાસેથી હટરના ફટકે કામ લેવામાં આવતું, એનો વિરોધ કરનારને ત્યાં જ દિવાલમાં જીવતા ચણી લેવાતા. જે કામદારો માંદા પડતા તેમને મરવા માટે ત્યાં જ છોડી મુકાતા, અને તેમના મૃત દેહોને ખાઇ અને ખાબોચીયામાં ફેંકી દેવાતા. આમ આખરે ચીનની એ જગપ્રસિદ્ધ દિવાલ બંધાઇ.

દિવાલની શરૂઆત ચાન્હેકવાઇ પાસેના સમુદ્રમાંથી થાય છે. એ બાદ ૨૫ ફીટને સમાંતરે બે દિવાલો ચણવામાં આવી અને એ બન્ને વચ્ચેનું પોલાણ ચૂનામાટીથી ભરી દેવામાં આવ્યું.

પરસેવાથી રેબઝેબ કામદારોને પહેલા ૩૦૦ માઈલ સુધી તો ખૂબજ પરિશ્રમ વેઠવો પડયો કારણ કે પગ સ્થિર રહી શકે તેની સપાટી પણ ન હતી. એમને અર્ધા પેટે કામ કરવું પડતું, એમનાં કપડાં ફાટેલતૂટેલ હતાં, અને કામમાં ચૂક કે ઢીલ થતી તો મુકાદમ કોરડાથી એમના બરડા ફાડી નાખતો. એમને ઘેરથી મોકલાવેલો ખોરાક કે કપડાં એમના સુધી ભાગ્યે જ પહોંચતાં. કામદારોને જીવતા દિવાલમાં ચણાઇ જવાનો બહુ મોટો ભય રહેતો. એક ઇતિહાસકાર જણાવે છે કે કામદારોને ઘેરથી મોકલાતા ચોખા વગેરે ખોરાકમાંથી બસો કિસ્સામાં ભાગ્યે જ એકાદ પહોંચતો. ચીનની ગાયિકાઓ હજુ સૈકા જૂના લોકગીતો ગાય છે, અને તેમાં આ દિવાલ બાંધનારા કામદારોની નવવધૂઓના પતિને પામવાના પ્રયત્નો તો ઠીક પણ તેમની જોગવાઇઓ અને આરામ પહોંચાડવાના પ્રયત્નોની નિષ્ફળતાનાં કરૂણ ગીતોમાંથી દર્દ વહાવે છે.

કામદારો પર દેખરેખ રાખનારાઓ ઓવરસીયરો કામની ચીવટાઇની અને એક એક પથ્થર સરસ ઘાટદાર રીતે કપાએલો હોય તેની તેઓ ખૂબ કાળજી રાખતા. અત્યારના ઇજનેરોનું કહેવું છે કે અત્યારે જો આ દિવાલ બાંધવામાં આવે તો એમાં ભાગ્યે જ કાંઇ ફેરફાર કરી શકાય.

અને એ પ્રમાણે દિવાલ મહિના પછી મહિને અને વરસ પછી વરસે બંધાતી ચાલી. દિવાલને બંધાતાં ખરેખર કેટલો સમય થયો હશે તે માલમ પડતું નથી, પરંતુ એક ઇતિહાસકારનું કહેવું છે કે આટલા અસંખ્ય મજદૂરો કામે લગાડયા હોવાથી અને કેટલેક સ્થળે તો બીજી દિવાલોનો પણ માઇલો સુધી ઉપયોગ કરેલો હોવાથી તે ૧૮ વરસોમાં બંધાઇ ગઇ હોવી જોઇએ, બીજા કેટલાકનું કહેવું છે કે ચીનશીન બાદ કેટલાક સમ્રાટોએ તેને પુરી કરી હતી.

આ મહાન દિવાલ જે હેતુ માટે બાંધવામાં આવી હતી તે હેતુ પૂરી રીતે સધાયો. ૧૪૦૦ વરસ સુધી ઉત્તર પ્રદેશમાંથી હુમલાખોરો આક્રમણ કરી શકયા ન હતા. તેરમી સદીમાં ચંગીસખાન ચીન પર ચઢી આવ્યો, પરંતુ તે ત્યાં કાયમી રહી શકયો નહિ.

આ દિવાલ અંગે એક ભયંકર પણ સત્ય કહેવત છે કે દિવાલ બાંધવામાં એક આખી પેઢીનું નિકંદન નીકળી ગયું હતું. પણ પરિણામે બીજી સેંકડો પેઢીઓ ઉગરી ગઈ હતી.

અત્યારે જે દિવાલ હયાતીમાં છે તે ચીનશીને બંધાવેલી અખંડ અને સંપૂર્ણ દિવાલ નથી. પાછળથી તેમાં ૧૩૮૦–૧૬૮૦ ના વરસો દરમ્યાન ઘણાખરા સુધારા વધારા થયા હતા. આ દિવાલ માનવજાતના પરિશ્રમના મહામોંઘા ફળરૂપે અને ચિરંજીવ સ્મારક તરીકે હજુ ખડી છે.

( " પ્રતાપ " ના એક અંકમાંથી )

# જ્યારે ઘાતકી જંઘીસખાન કંપે છે.

ચાલતો ચાલતો એક મુફલિસ, જઘીસખાનના સિંહાસન આગળ આવે છે ઊભો રહે છે. જઘીસખાનના જમણા ખભા ઉપર લટકતુ નિલમનુ નંગ, સળગેલી હરિયાળી વાડી જેવું ઝગારા મારે છે એક ગરીબ મુસાફર અને સામે જગતનો વિજેતા ! જઘીસખાનની આસપાસ બહારથી ઉછીની લીધેલી, લૂંટેલી રોશની છે. મુફલિસની આંખમાં તેજ ભર્યું છે.

દુનિયાની સતત મુસાફરી કરતાં કરતાં મુફલિસના દિલમાં ફિલસૂફીએ ઘર કર્યું છે ફિલસૂફી એણે માત્ર અક્ષરથી પીધી નથી એ વનવગડામાં ભટક્યો છે, જ્ઞાન માટે એણે જુદા જુદા દેશોની જમીનને પગ તળે આવવા દીધી છે, અને એના મસ્તક ઉપર દેશ દેશનું જ્ઞાન ચડાવ્યુ છે, એ જ્ઞાન લમણામાં ઉતારી દીધુ છે

માનવજાતને રંજાડતી બુરાઇની બિમારી સામે એણે એની ફિલસૂફી ધરી છે જગતમાં યાત્રા કરીને એણે સંસારના નરનારીઓના કલ્યાણની માત્રા શોધી છે

આવા આ મુસાફરને જઘીસખાનની વિજયની ભૂખ હેરાન કરે છે હજારો માણસોને પીંખી નાખનારી જઘીસખાનની તરકીબ, યાત્રીના હૃદયની શૂળ બની જાય છે

જઘીસખાન પરાયાંની હત્યામાં રાચે છે, પણ એને પોતાને અમર રહેવાની મુરાદ છે. જગતના કોઇ ખૂણામાથી માણસને અમર બનાવે એવી જડીબુટ્ટી શોધી આપનારને જઘીસખાન ન્યાલ કરી દેવા માગે છે જઘીસખાનને જીવવાના કોડ છે મોત બીજાઓ માટે હોવુ જોઇએ, એમ એ માને છે

જઘીસખાનની ઉમર થઇ છે જીવનની આવી સાંજે, એને એની જિંદગીની બામદાદ યાદ આવે છે એને જીવનનુ પ્રભાત કાયમ જાળવવુ છે

જઘીસખાન પૂછે છે ' તમારી મુસાફરી તો આબાદ બની છે ને ? તમને મારા રાજમાં ક્યાંય કોઇ વાતની ખોટ લાગી છે ? '

મુસાફર જણાવે છે ' જે દેશમા તમારા લશ્કરના ધાડાં પહોચ્યાં નહોતાં ત્યાં મને ઉત્તમ ખાવાનુ મળ્યુ પણ જ્યાં જ્યાં તમારી ફોજો ગઇ એને પગલે પગલે સત્યાનાશ ગયો. ખાન, તમને હુ કહુ છુ કે, લોકોના હોઠ લગી રોટીય પહોચવી મુશ્કેલ કરી મૂકી છે, તમારી ફોજોએ '

જઘીસખાન સ્વાર્થને પપાળવા માગે છે આ ફિલસૂફ પાસેથી એને અમર બનવાની માત્રા જોઇએ છે. જઘીસખાન હાસ્ય લાવી બોલે છે ' પરવા નહિ હવેથી તમારા ખાણાનો હુ બરાબર બંદોબસ્ત કરું છુ. જે વાનગીની ઇચ્છા તમને થાય એ માટે અવાજ કરજો, એ હાજર થશે. '

મુસાફર હસી પડે છે. ' ખાન, જંગલી જનાવરને જ એના પોતાના ખોરાકની ચિંતા રહે છે, મને તમારી વાનગીઓ સાથે કોઇ મહોબ્બત નથી '

જઘીસખાન આ જવાબ પણ ગળી જાય છે. એના સ્વાર્થનુ દિગ્દર્શન ચાલે છે. જઘીસખાન ઊભો થઇ જાહેર કરે છે

'મુસાફર, તમે હમણાં અહીં રહો અને વખત હશે ત્યારે તમને બોલાવીશ આપણે ખાસ ખાસ વાતો કરીશું.'

મુસાફર જાય છે જંઘીસખાનના ફરતા રસાલા સાથે એને ગણવામાં આવે છે. જંઘીસખાન એની કૂચ રોકતો જ નથી

વિજય માટેની ચાલુ કૂચ, એ જ જંઘીસખાનની જિંદગી છે. જંઘીસખાનની ફોજો પહેલા ધસારો કરે છે પછી ફોજો ગામડાં બાળી દે છે પછી વસતિને ખતમ કરે છે, વિરોધીઓ ઉપર સૌની નજર પડે, એવો સિતમ કરવામા આવે છે અને આ રીતે કેડી સાફ કર્યા પછી, જંઘીમખાનની સવારી આવી પહોચે છે.

આ સવારી એક રાતે પડાવ નાખી પડી છે અંધારી મોડી રાત છે. છાવણી અંદરના સૈનિકોમાં ઘોંઘાટ અટકી પડયો છે. દેડકાઓનુ ડ્રાઉં ડ્રાઉં ઉચા સૂર પર પહોંચ્યુ છે અને જંઘીસખાનને ફિલસૂફ મુસાફર યાદ આવે છે

જંઘીસખાનના પીળા રેશમી તંબુમાં મુસાફરને લઇ આવવામાં આવે છે

ચાંદીની દીવાલગીરીમાં મીણબત્તીઓ બળે છે જંઘીસખાનના દેહ ઉપર લોંકડીની રેશમી રુંવાટાવાળી પૂંછડીઓ ઝુલે છે.

મુસાફરની જબાન ચાલે છે

'ખાન, હું તો વનવગડાનો એક ફકીર છુ. એકાંત—એ મારી યાત્રાનુ ધામ છે જગતનું દિવ્ય સૌંદર્ય શું છે એ, જ્ઞાનનો કટોરો પીવાની મે કોશિશ કરી છે તમે મને તમારી સાથે રાખો છો મારા હોઠ આગળ શરબતની પ્યાલીઓ ફેરવો છો. મારા ચમ્મ સામે રેશમ અને ઝીક ઝગમગાવો છો. મારા ભોજનના થાળમા નવીનોખી વાનગી પૂરો છો પણ તમારા આ ખૂની ભડાકા મને સતાવે છે તમારી ફોજના અવાજમા હુ કરોડોની હત્યાની ચીસ સાંભળુ છું તમારા આ અસબાબમા મને સામ્રાજ્યનું મોત નજરે પડે છે. ખાન, મને જવા દો, મને મારી બેચેનીમા રાચવા દો મને મારૂ એકાંત પાછુ આપો'

જંઘીસખાન આસ્તેથી જણાવે છે 'જોયુ જશે, મુસાફર, તમને મેં અર્ધી રાતે નાહક બોલાવ્યા નથી. મને સમજાવો આસમાનના કડાકા ભડાકાનો ભેદ! બીજા જ્ઞાનીઓએ મને કહ્યુ છે કે ફિરસ્તાઓ જ્યારે ઇનસાન ઉપર ક્રોધે ભરાય છે ત્યારે તેમના ગુસ્સાનો ધ્વનિ આસમાનમાં ભળે છે અને આપણે આકાશમાં ગર્જના સાંભળીએ છીએ ફિરસ્તાઓ એટલા નારાજ છે કે આપણે જે ભોગ ધરીએ છીએ એ ઓછા છે? આપણે બત્રીસલક્ષણાઓનો ભોગ નથી ધરતા એનુ એમને દુ:ખ છે?'

મુસાફર કહે છે: 'તમારા જ્ઞાનના આ માનવભક્ષકોએ દેવાળુ કાઢયું છે આકાશ તમો કહો છો એવો કોઇ ભોગ માગતુ નથી! આકાશને ઇનસાન ખૂની કૃત્યોથી અપમાન કરે છે ત્યારે આકાશને કંપારી છૂટે છે આ કંપારીનો અવાજ એટલે આકાશની ગર્જના. માણુસ એ! માણુસાઇને સર્પની કાંચળી સમજી ઉતારી દે છે, ત્યારે આકાશ બોલે છે. ત્યારે આસમાનમાં વીજળી થાય છે.

જંઘીસખાનનો પડછાયો કાંપતી મીણબત્તીમાં ધ્રુજે છે. જંઘીસખાન મુદ્દાની વ ત ઉપર આવે છે ' માગ પ્યાગ મુસાફર, હું તમને ફિરસ્તા તરીકે માન આપુ છુ બોનો, મારે યૌવન ખરીદવું છે મારે મારી જુવાની પાછી જોઈએ છે મારી સુસ્ત તબિયતને જોમનની આગની જરૂર છે. તમારા જ્ઞાનમાંથી મને માત્રા આપો કે હું અમર રહું નદી જેમ વહ્યા જ કરે છે એમ હું ય વહ્યા જ કરૂ સાંય ! મને તમે અમર બનાવો તમારે આખી દુનિયા ખોળવી હોય તો ખોળી આવો ગમે ત્યાંથી પણ આ રહસ્ય હાથ કરો પછી હુ તમારે ચરણે સ્વર્ગ મૂકી દઈશ '

મુસાફર ખડખડાટ હસી પડે છે. તમારી દોલત ? તમારો એશઆરામ ? પહાડ મને આપે છે એ તમે નહિ આપી શકો. પ્રકૃતિ મને જે એશઆરામ આપ્યો છે એ સામે તમે મામુલી છો. ચિંતને મને નવાજ્યો છે એની પાસે તમારાં હીરામાણેક તુચ્છ છે. ખાન, કઠોર પાષાણ ઉપર બેસીને મે જીવનની વિદ્યા જાણી છે અનેક રહસ્યો મે ઉકેલ્યાં છે માગ માનવીને ઉગારવા માટેની દવા મને યાદ છે, પણ માણસને અમર બનાવવાનો કીમિયો હું જાણતો નથી '

જંઘીસખાન પરાણે ધીરજ જાળવે છે, પૂછે છે

' સાંય, હુ તો તમને નવાજવા માગુ છુ બોલો, તમારી શી ઇચ્છા છે ? '

મુસાફર જરા પણ કંપ અનુભવ્યા વિના બોલે છે

' તમારે મને નવાજવો હોય તો મારી એક ઇચ્છાને કબૂલ રાખો તમે આ માનવીઓની હત્યા છોડી દો, તમે તમારા લોભની મર્યાદા મૂકો તમે આ સિતમનું રાજ ત્યજી દો ખાન ! અંધારી રાત્રિઓને માથા ઉપર રાખી, તારકોનાં તેજને શિર ઉપર રહેવા દઇ, હુ રણમાં ચાલી ચાલીને, તમને આ અરજ કરવા માટે આવ્યો છુ આ માનવશિકાર જતો કરો. અશાંતિને વળાવી દો લોકોની વચ્ચે શાંતિનો તણખો ઊભો કરી દો '

હવે જંઘીસખાનનો ગુસ્સો પ્રગટે છે, ખાન ત્રાડ નાખે છે

' એય, મુસાફર, તને સમજ નથી, પણ અશાંતિ વિના શાંતિ આવતી જ નથી, યુદ્ધ વિના શાંતિ સ્થપાતી જ નથી બીજી વાર મારી સામે આવી જબાન કાઢીશ નહિ, તુ જા અહીંથી ! '

અને સાંય ચાલ્યા જાય છે રણમાં એમનાં પગલાં પડે છે માથા ઉપર સિતારા ગૂંથેલુ આકાશ છે સાંયનુ પ્રિય એકાંત એમની સાથે છે

મનમાં ને મનમા સાંય ગુંજે છે

' ડુંગરનો એક મુફલિસ મુસાફર, જાય છે ખાનના ઘર પર સેંકડો દિવસો પછી, નદીઓ ઓળંગ્યા પછી, પહાડો ટપ્યા પછી, માંડ માંડ ખાનને એ મળે છે મુસાફરને કહેવી છે, સિતારાના દિલની છૂપી વાર્તા સાંયને સમજાવવી છે, બાદલની બોલી રાત્રિની છાતીમાં જિંદગીનાં રહસ્યની ચાવી પડી છે દિશાના દરવાજા બંધ છે પવનનો પહેરો છે તોયે સાંયનું ચિંતન હાથ કરે છે, રહસ્યની ચાવી ખાનને એ સમજાવવા માગે છે હત્યા છોડી દે માણસજાતનો નાશ કોઈથી થનાર નથી ખાનને અમર બનવુ છે, બીજાઓને મારીને, ખાનને જુવાન રહેવુ છે, લોકોને ખતમ કરીને મુસાફરની બોલી નકામી ઠરે છે. ખાનને નથી સમજવી આકાશની જબાન મુસાફર ચાલ્યે જાય છે. દૂર દૂર ' એકનો. ચિંતનના સથવારે ખજૂરીનાં ઝાડ પાછળની બીજને અજવાળે ચાલ્યો જાય છે. દુનિયાને સાંય નથી જોઇતો જગતને જીવનનો જ્ઞાની નથી ખપતો. એકલો એ ચાલી નીકળે છે, મનમાં ને મનમાં રહસ્ય ઘૂંટતો મનમાં ને મનમા પ્રકૃતિની બોની ઉકેલતો...

( "વંદેમાતરમ" ના એક અંકમાંથી )

# વર્ષાઋતુમાં તમારું આરોગ્ય કેમ જાળવશો?

ઋતુ ઋતુના ફેરફારો આપણા શરીર ઉપર કેવી અસર કરે છે તેનો કદી વિચાર કરો છો? ઋતુના ફેરફારો સમસ્ત પ્રકૃતિને અસર કરે છે, નિર્જીવ સૃષ્ટિ પણ તેનાથી મુક્ત નથી, તો પછી સજીવ સૃષ્ટિ તો કેમ મુક્ત હોય? ઋતુ દ્વારા કુદરતનો અદૃષ્ટ હાથ આપણી સૃષ્ટિને અડે છે અને જાદુગરના હાથની જેમ પ્રકૃતિને બદલી નાખે છે. ઋતુના ફેરફારોનું નિરીક્ષણ કરવામાં આનંદ આવે છે, તેમ એ ફેરફારોને અનુકૂળ થતા જવાની પણ આપણી ફરજ છે એ કર્તવ્યમાં તમે ચૂકશો તો તમે રોગનો ભોગ થઇ પડવાનું જોખમ ખેડો છો

આપણે જ્યારે વેગના માર્ગમાં હોઇએ ત્યારે એ ગતિને અનુકૂળ ન થઇએ તો ઊડી પડીએ એ ગતિના માર્ગમાં રહીને તેનાથી વિરુદ્ધ દિશામાં જવા પ્રયાસ કરીશું તો પરિણામ ખતરનાક આવશે સૌથી સારો અને ડહાપણભરેલો ઉપાય એ છે કે એ ગતિને આપણે અનુકૂળ થઇ જવું. દરેક ઋતુ પોતાની શક્તિનો પ્રવાહ પોતાની સાથે લાવે છે તેને અનુકૂળ થવ અને એ પ્રવાહ તમને પછાડી નાખવાને બદલે તમને આનંદ આપશે

## વર્ષાઋતુમાં તમારો આહાર-વિહાર

છએ ઋતુમાં વર્ષાઋતુ સૌથી વધારે સાવચેતી માગી લે છે કુદરતના તત્ત્વો આ ઋતુમા આપણાં શરીર પર પરસ્પર વિરોધી અસર કરે છે તેની ખબર છે? જુઓ આ રહી એમની અથડામણ.—

(૧) આપણે ત્યાં દરિયાકાંઠો બાદ કરતાં બાકીના દેશમાં વર્ષાની પહેલાં હવા સૂકી એટલે કે ભેજ વિનાની હોય છે જેવો વરસાદ ચડી આવે છે કે તરતજ હવા ભેજથી જાણે નીતરતી બની જાય છે ગ્રીષ્મમાં આપણા શરીરમાં વાયુ બળવાન હોય છે અને ગરમીથી પિત્તનો પ્રકોપ થયો હોય છે વર્ષાનો ભેજવાળો વાયુ એક બાજુથી આપણા શરીરના વાયુને જોર આપે છે અને બીજી બાજુથી પિત્તને દબાવે છે.

(૨) ગ્રીષ્મની ગરમીથી કંટાળેલા આપણે વરસાદને વધાવીએ છીએ અને તેના શીતળ પાણીમાં સ્નાન કરવાની મજા માણીએ છીએ, ખરૂં ને? પણ તેથી અચાનક આપણું શરીર ઠરી જાય છે, ગરમી દબાઇ જાય છે અને એક બાજુથી ઠંડા પવને આપણા પિત્તનું શમન કર્યું હશે ત્યારે બીજી બાજુથી વરસાદના પાણીમાં પલળવાથી પિત્ત જોર પકડશે

## ખટાશવાળા પદાર્થો

(૩) ગ્રીષ્મ અને વરસાદની શરૂઆતમાં પણ હજી આપણે ખટાશવાળા પદાર્થોનું સેવન કરતા હઇશું કેટલાક ખાટા પદાર્થ પિત્તશામક છે, પણ ઘણાખરા પિત્તને ઉત્તેજન આપે છે વર્ષાનું તાજું પાણી પિત્તને શમાવે છે, કફને ઉત્તેજન આપે છે, જ્યારે ખટાશવાળા પદાર્થ કફનું શમન કરે છે

દરેક મનુષ્યને દરેક વસ્તુ વાત, પિત્ત અને કફ ઉપર એક સરખી અસર નથી કરતી, વ્યક્તિગત પ્રકૃતિ ઉપર તેનો આધાર છે, પરંતુ વર્ષામાં કુદરત આપણા શરીર ઉપર પરસ્પર વિરોધી અસર કરતી હોવાથી તે ઋતુમાં આહારવિહારનું બરોબર નિયમન કરવું જરૂરી છે.

## વર્ષા ઋતુમાં શું ખાશો ?

ગ્રીષ્મની ગરમી તથા ટુંકી રાતના કારણે નિદ્રાની અપૂર્ણતાએ મંદાગ્નિ પેદા કરી હોય છે વરસાદની હેલીમાં સૂર્યના પ્રકાશના અભાવથી મંદાગ્નિમાં વધારો થાય છે આ ઋતુમાં હળવો ખોરાક લેવો એ ખૂબ જરૂરી છે ભારે ખોરાકથી છેટા રહેવું

તમે ચોમાસામાં ખટાશવાળો ખોરાક લેતાં ડરો છો ? વ્યક્તિગત પ્રકૃતિને બાદ કરીએ તો ખટાશવાળા પદાર્થ આ ઋતુમાં નુકશાનકારક નથી, પરંતુ તેનો આધાર વસ્તુ ઉપરનો છે લિંબુ નુકશાન કરતા નથી પણ આંબલી બધાને અનુકૂળ નહિ આવે વળી કઈ વસ્તુ ઇષ્ટ અને અનિષ્ટ છે તે દેશ ઉપર પણ આધાર રાખે છે ખટાશવાળી વસ્તુઓ સૂકી હવા-વાળા દેશમાં જેટલી અનુકૂળ આવશે તેટલી દરિયાકાંઠાના ભેજવાળા પ્રદેશમાં માફક નહિ આવે

## ચોમાસામાં દહીં ખવાય ?

આહાર વિષે આપણી માન્યતાઓ વિચિત્ર છે. ગ્રીષ્મમાં આપણે ખૂબ ઠંડા ખાણા-પીણા લઇએ છે, પરંતુ તેથી તો વિપરીત પરિણામ આવે છે. ઉનાળામાં આપણે દહીં ખાઇએ છીએ અને તે એમ સમજીને કે દહીંથી ઠંડક થશે, પરંતુ સાચી વાત એ છે કે દહીં ઉનાળામાં ગરમી કરે છે ! દહીં પિત્તનો પ્રકોપ કરે છે અને પરિણામે ગરમી કરે છે ચોમાસામાં દહીં ઠંડુ લાગશે એમ ધારીને આપણે દહીં તજી દઇએ છીએ, પરંતુ તે માન્યતા પણ ખરી નથી.

તમે ઉનાળામાં જો દહીંમાં સાકર નાખીને ખાશો તો તે તમને ખરેખર ઠંડક આપશે સાકરવાળું દહીં પિત્તને દબાવી દેશે, સાકર વિનાનું દહીં પિત્ત પેદા કરશે વરસાદમાં દહીં મંદાગ્નિને હઠાવે છે, જઠરાગ્નિને ઉત્તેજન આપે છે, વાયુનો નાશ કરે છે મીઠું (એટલે સાકરવાળું નહિ પણ ખાટું થઇ ગયું ન હોય તેવું) દહીં કદી નુકશાન કરતું નથી છતાં સાવચેતીને ખાતર તમે તેમાં મીઠું કે સિંધાલુણ નાખીને દહીં ખાવ તો તેમાં પણ જરાય ભય નથી, એટલું જ નહિ પણ વર્ષાઋતુમાં સિંધાલુણવાળું દહીં સ્વાસ્થ્ય માટે અનુકૂળ છે

## ચોમાસામાં શું ન ખાવું ?

ચોમાસામાં તળેલી અને ભારે ચીજો ખાશો નહિ ખોરાક બને તેટલો સાદો, સાત્વિક અને હળવો લ્યો નિયમિત રીતે જમો તમે જો રોજ બે વખત કે ત્રણ વખત જમતા હો પણ વચ્ચે ચાહ-નાસ્તો લેશો નહિ એકલી ચાહ જઠરાગ્નિને ઠારી નાખે છે કસમયે નાસ્તો કરવાથી જઠરાગ્નિ વધુ પડતા બોજાથી ગુંગળાઇ જાય છે. જ્યારે ઋતુના કારણે મંદ પડી ગયેલી જઠરા-ગ્નિને પ્રદીપ્ત કરવાની જરૂર રહે છે ત્યારે તેની ઉપર બોજો નાખીને ગુંગળાવી નાખવામાં ડહાપણ છે?

## વર્ષા અને વ્યાયામ

ભારે વર્ષામા આપણી પ્રવૃત્તિ મર્યાદિત થઇ જાય છે આમ જ્યારે વધુ પ્રવૃત્તિ દ્વારા વધુ જઠરાગ્નિની જરૂર હાય છે ત્યારે મર્યાદિત પ્રવૃત્તિના કારણે બેઠાડુ જીવનથી જઠરાગ્નિ મદ પડી જાય છે એટલે આ ઋતુમા હળવા વ્યાયામ દ્વારા જઠરાગ્નિને સતેજ રાખવાની જરૂર સૌથી વધારે છે ખાસ કરીને જ્યારે વરસાદ વરસતો ન હોય ત્યારે વનવગડામાં ભ્રમિ સુધી ફરવુ એ મનની પ્રફુલ્લતા અને શરીરની સ્વસ્થતા માટે ઘણુ જરૂરી છે

## પીવાનું પાણી ખાસ જોજો.

વર્ષા ઋતુમાં રોગનું એક મુખ્ય મૂળ પીવાનું પાણી છે. વાવ, નદી, તળાવ વગેરે જળાશયોમાં વરસાદનુ પાણી જમીનની અશુદ્ધિઓ લઈને ભળાયુ હોય દેખીતી રીતે સ્વચ્છ લાગે તો પણ એ પાણીમાં રોગ જન્ય અપવિત્રતા હશે, રોગના જતુ હશે, કોલેરા, મરડો, ટાઇફોઇડ વગેરે કષ્ટસાધ્ય અને ભયંકર રોગ માટે ચોમાસાનુ આવુ પાણી જવાબદાર છે, એટલા માટે વર્ષા અને શરદ ઋતુમા (અષાડથી આસો સુધી) પાણી ઉકાળીને પીવુ એમાંજ સલામતી છે

## ભેજથી બચજો.

સૌરાષ્ટ્ર જેવા પ્રદેશમાં જ્યાં ઓછો વરસાદ પડે છે ત્યાં તો ભેજનો ભય નથી, પરતુ મુ બઇ જેવા પ્રદેશમાં જ્યાં લગભગ સતત વરસાદ પડે છે ત્યા ભેજ બહુ ભયરૂપ હોય છે ઘરમાં ભેજ રહે એ રોગને આમંત્રણ છે ભેજવાળી જમીન પર સૂવુ નહિ. ભીની જગ્યામાં ફર્યા કરવુ નહિ. ઘરમા છો કોરી રાખો ભીની કે કાદવવાળી જગ્યામાં ફર્યા કરવુ નહિ અને ભીના લુગડા પહેરી રાખશો નહિ ખાસ કરીને બાળકોનુ ભેજથી રક્ષણ કરજો વરસાદના પાણીમાં ન્હાયા કરવુ એ રોગને નોતરવા જેવું છે.

## સ્વાસ્થ્ય અને નિદ્રા

સ્વાસ્થ્ય માટે પૂરતી અને ગાઢ નિદ્રા અનિવાર્ય છે શાન્ત અને સપૂર્ણ નિદ્રા માટે સપૂર્ણ પાચનની જરૂરીઆત છે અને તે માટે સાદો અને પ્રમાણસરનો ખોરાક અનિવાર્ય છે આમ આહાર અને વિહાર પરસ્પર અવલબી છે અને સ્વાસ્થ્ય આહાર-વિહાર ઉપર અવલંબે છે આ જમાનામાં અને ખાસ કરીને ખર્ચાળ શહેરી જીવનમાં માંદા પડવુ એ એક શારીરિક જ નહિ પણ આર્થિક શિક્ષા પણ છે. એટલે જ એ જરૂરી છે કે આપણે આપણા આહારવિહારમાં એવી નિયમિતતા અને સાદાઇ કેળવવી જોઇએ, આહારવિહારને ઋતુ પ્રમાણે એવા અનુકૂળ બનાવવા જોઈએ કે જેથી માંદગીની એવડી સજામાથી આપણે બચી જઇએ

## ખડતલ પ્રજા જોઇએ છે.

આ ચેતવણી આપીને એમ નથી સૂચવવુ કે તમે ડરી ડરીને ચાલો અમે તો એવી ખડતલ પ્રજા જોવા માગીએ છીએ કે જે ઋતુના તોફાનોનો પણ સામી છાતીએ સામનો કરે, જે ટાઢથી ધ્રૂજે નહિ, તડકાથી ત્રાસે નહિ, વરસાદથી ભાગે નહિ ઋતુ ઋતુના ફેરફારો જેની ઉપર અધિકાર ભોગવે એવી બેરોમિટરના કાટા જેવી નાજુક પ્રજા ભારતવર્ષને નથી જોઇતી ઋતુના ઝંઝાવાતોને સામી છાતીએ ઝાલી શકે એવી કસાયેલી પ્રજા જ દેશનો અને પોતાનો ઉદ્ધાર કરી શકશે.

દરેક મનુષ્યને દરેક વસ્તુ વાત, પિત અને કફ ઉપર એક સરખી અસર નથી કરતી, વ્યક્તિગત પ્રકૃતિ ઉપર તેનો આધાર છે, પરંતુ વર્ષામાં કુદરત આપણા શરીર ઉપર પરસ્પર વિરોધી અસર કરતી હોવાથી તે ઋતુમાં આહારવિહારનું બરોબર નિયમન કરવું જરૂરી છે.

## વર્ષા ઋતુમાં શું ખાશો ?

ગ્રીષ્મની ગરમી તથા ટુંકી ગતના કારણે નિદ્રાની અપૂર્ણતાએ મંદાગ્નિ પેદા કરી હોય છે વરસાદની હેલીમાં સૂર્યના પ્રકાશના અભાવથી મંદાગ્નિમાં વધારો થાય છે આ ઋતુમાં હળવો ખોરાક લેવો એ ખૂબ જરૂરી છે ભારે ખોરાકથી છેટા રહેવું

તમે ચોમાસામાં ખટાશવાળો ખોરાક લેતાં ડરો છો? વ્યક્તિગત પ્રકૃતિને બાદ કરીએ તો ખટાશવાળા પદાર્થ આ ઋતુમાં નુકશાનકારક નથી, પરંતુ તેનો આધાર વસ્તુ ઉપરનો છે લિંબુ નુકશાન કરતા નથી પણ આંબલી બધાને અનુકૂળ નહિ આવે વળી કઈ વસ્તુ ઇષ્ટ અને અનિષ્ટ છે તે દેશ ઉપર પણ આધાર રાખે છે ખટાશવાળી વસ્તુઓ સૂકી હવાવાળા દેશમાં જેટલી અનુકૂળ આવશે તેટલી દરિયાકાંઠાના ભેજવાળા પ્રદેશમાં માફક નહિ આવે

## ચોમાસામાં દહીં ખવાય ?

આહાર વિષે આપણી માન્યતાઓ વિચિત્ર છે ગ્રીષ્મમાં આપણે ખૂબ ઠંડા ખાણા-પીણાં લઈએ છે, પરંતુ તેથી તો વિપરીત પરિણામ આવે છે ઉનાળામાં આપણે દહીં ખાઈએ છીએ અને તે એમ સમજીને કે દહીંથી ઠંડક થશે, પરંતુ સાચી વાત એ છે કે દહીં ઉનાળામાં ગરમી કરે છે! દહીં પિત્તનો પ્રકોપ કરે છે અને પરિણામે ગરમી કરે છે ચોમાસામાં દહીં ઠંડુ લાગશે એમ ધારીને આપણે દહીં તજી દઈએ છીએ, પરંતુ તે માન્યતા પણ ખરી નથી.

તમે ઉનાળામાં જો દહીંમાં સાકર નાખીને ખાશો તો તે તમને ખરેખર ઠંડક આપશે સાકરવાળું દહીં પિત્તને દબાવી દેશે, સાકર વિનાનું દહીં પિત્ત પેદા કરશે વરસાદમાં દહીં મંદાગ્નિને હઠાવે છે, જઠરાગ્નિને ઉત્તેજન આપે છે, વાયુનો નાશ કરે છે મીઠું (એટલે સાકરવાળું નહિ પણ ખાટું થઈ ગયું ન હોય તેવું) દહીં કદી નુકશાન કરતું નથી છતાં સાવચેતીને ખાતર તમે તેમાં મીઠું કે સિંધાલુણ નાખીને દહીં ખાવ તો તેમાં પણ જરાય ભય નથી, એટલું જ નહિ પણ વર્ષાઋતુમાં સિંધાલુણવાળું દહીં સ્વાસ્થ્ય માટે અનુકૂળ છે

## ચોમાસામાં શું ન ખાવું ?

ચોમાસામાં તળેલી અને ભારે ચીજો ખાશો નહિ ખોરાક બને તેટલો સાદો, સાત્વિક અને હળવો લ્યો નિયમિત રીતે જમો તમે જો રોજ બે વખત કે ત્રણ વખત જમતા હો પણ વચ્ચે ચાહ-નાસ્તો લેશો નહિ એકલી ચાહ જઠરાગ્નિને ઠારી નાખે છે કસમયે નાસ્તો કરવાથી જઠરાગ્નિ વધુ પડતા બોજાથી ગુંગળાઈ જાય છે જ્યારે ઋતુના કારણે મંદ પડી ગયેલી જઠરાગ્નિને પ્રદીપ્ત કરવાની જરૂર રહે છે ત્યારે તેની ઉપર બોજો નાખીને ગુંગળાવી નાખવામાં ડહાપણ છે?

## વર્ષા અને વ્યાયામ

ભારે વર્ષામા આપણી પ્રવૃત્તિ મર્યાદિત થઇ જાય છે આમ જ્યારે વધુ પ્રવૃત્તિ દ્વારા વધુ જઠરાગ્નિની જરૂર હાય છે ત્યારે મર્યાદિત પ્રવૃત્તિના કારણે એઠાડુ જીવનથી જઠરાગ્નિ મંદ પડી જાય છે એટલે આ ઋતુમા હળવા વ્યાયામ દ્વારા જઠરાગ્નિને સતેજ રાખવાની જરૂર સૌથી વધારે છે ખાસ કરીને જ્યારે વરસાદ વરસતો ન હોય ત્યારે વનવગડામાં લાંબે સુધી ફરવુ એ મનની પ્રફુલ્લતા અને શરીરની સ્વસ્થતા માટે ઘણુ જરૂરી છે.

## પીવાનું પાણી ખાસ જોજો.

વર્ષા ઋતુમાં રોગનું એક મુખ્ય મૂળ પીવાનું પાણી છે. વાવ, નદી, તળાવ વગેરે જળાશયોમાં વરસાદનું પાણી જમીનની અશુદ્ધિઓ લઇને ભળ્યું હોઇ દેખીતી રીતે સ્વચ્છ લાગે તો પણ એ પાણીમાં રોગજન્ય અપવિત્રતા હશે. રોગના જંતુ હશે, કોલેરા, મરડો, ટાઇફોઇડ વગેરે કષ્ટસાધ્ય અને ભયંકર રોગ માટે ચોમાસાનુ આવુ પાણી જવાબદાર છે, એટલા માટે વર્ષા અને શરદ ઋતુમા (અષાડથી આસો સુધી) પાણી ઉકાળીને પીવુ એમાંજ સલામતી છે

## ભેજથી બચજો.

સૌરાષ્ટ્ર જેવા પ્રદેશમાં જ્યાં ઓછો વરસાદ પડે છે ત્યાં તો ભેજનો ભય નથી, પરંતુ મુંબઇ જેવા પ્રદેશમાં જ્યા લગભગ સતત વરસાદ પડે છે ત્યાં ભેજ બહુ ભયરૂપ હોય છે ઘરમાં ભેજ રહે એ રોગને આમંત્રણ છે ભેજવાળી જમીન પર સૂવુ નહિ ભીની જગ્યામાં ફર્યા કરવું નહિ ઘરમા છો કોરી રાખો ભીની કે કાદવવાળી જગ્યામાં ફર્યા કરવુ નહિ અને ભીના લુગડા પહેરી રાખશો નહિ ખાસ કરીને બ ળકોનુ ભેજથી રક્ષણ કરજો વરસાદના પાણીમાં ન્હાયા કરવુ એ રોગને નોતરવા જેવું છે.

## સ્વાસ્થ્ય અને નિદ્રા

સ્વાસ્થ્ય માટે પૂરતી અને ગાઢ નિદ્રા અનિવાર્ય છે શાન્ત અને સંપૂર્ણ નિદ્રા માટે સંપૂર્ણ પાચનની જરૂરીઆત છે અને તે માટે સાદો અને પ્રમાણસરનો ખોરાક અનિવાર્ય છે આમ આહાર અને વિહાર પરસ્પર અવલંબી છે અને સ્વાસ્થ્ય આહાર–વિહાર ઉપર અવલબે છે આ જમાનામાં અને ખાસ કરીને ખર્ચાળ શહેરી જીવનમાં માંદા પડવુ એ એક શારિરીક જ નહિ પણ આર્થિક શિક્ષા પણ છે. એટલે જ એ જરૂરી છે કે આપણે આપણા આહારવિહારમા એની નિયમિતતા અને સાદાઇ કેળવવી જોઇએ, આહારવિહારને ઋતુ પ્રમાણે એવા અનુકૂળ બનાવવા જોઈએ કે જેથી માંદગીની બેવડી સજામાથી આપણે બચી જઇએ

## ખડતલ પ્રજા જોઇએ છે.

આ દોરવણી આપીને એમ નથી સૂચવવુ કે તમે ડરી ડરીને ચાલો અમે તો એવી ખડતલ પ્રજા જોવા માગીએ છીએ કે જે ઋતુના તોફાનોને પણ સામી છાતીએ સામનો કરે, જે ટાઢથી ધ્રૂજે નહિ, તડકાથી ત્રાસે નહિ, વરસાદથી ભાગે નહિ ઋતુ ઋતુના ફેરફારો જેની ઉપર અધિકાર ભોગવે એવી બેરોમિટરના કાંટા જેવી નાજુક પ્રજા ભારતવર્ષને નથી જોઇતી ઋતુના ઝંઝાવાતોને સામી છાતીએ ઝાલી શકે એવી કસાયેલી પ્રજા જ દેશનો અને પોતાનો ઉદ્ધાર કરી શકશે.

## રોગ પર વિજય મેળવો

પરંતુ જો દરેક માણસ ઋતુના ઝંઝાવાતોને સામી છાતીએ ન ઝીલી શકે, સામા પૂરમાં ન તરી શકે તો પણ દરેક માણસ રોગ સામે તો પોતાનો બચાવ કરી શકે એ દરેક માણસ સામા પૂરમાં ન તરી શકે તો પૂરની સાથે તો જરૂર તરી શકે; પરંતુ પૂરમાં ડૂબી જવું તો કોઈને ન પાલવે.

તમે લાચાર બની માંદગીને વશ થાઓ અને પરિણામે આર્થિક સજા પણ ભોગવો તેના કરતાં રોગથી કેમ બચવું એ જાણો રોગનું એક મૂળ ઋતુના ફેરફારોમાં છે માટે જ આ ઋતુ ચર્ચા અહીં આપવામાં આવી છે તમે તમારા આહારવિહાર ઋતુ ઋતુને અનુકૂળ બનાવતા જાઓ એટલે રોગ સામેની અરધી લડાઈ તો તમે જીતી જશો

જીવન એક સંગ્રામ છે, તે અકાળે હારવા જેવો નથી
રોગ ઉપર જીત મેળવવી એ મનુષ્યની એક મહાન સિદ્ધિ છે

---

## તમે જાણો છો ? સૌથી વધારે શું ?

સૌથી વધારે અબરખ હિંદુસ્તાનમાંથી નીકળે છે.
„ „ એસ્બેસ્ટોસ કેનેડામાંથી નીકળે છે.
„ „ આગળ પડતો દેશ યુનાઈટેડસ્ટેટ્સ ગણાય છે
„ „ ઊંડી ખીણ કોલોરાડો ( યુ એસ એ ) ની છે
„ „ કોલસો બ્રિટિશ ટાપુઓમાંથી નીકળે છે.
„ „ કોપરાં ફીલીપાઈનમાં થાય છે
„ „ કોફી બ્રાઝીલમાં થાય છે
„ „ ઊન ઑસ્ટ્રેલીઆમાં થાય છે
„ „ ગરમી સહરાના રણમાં પડે છે.
„ „ ઘડિયાળો ઝુરીચ (સ્વીટ્ઝર્લૅન્ડ) માં બને છે
„ „ કલાઈ મલાયામાંથી નીકળે છે.
„ „ ઘઉં કેનેડામાં થાય છે
„ „ ચા હિંદુસ્તાનમાં થાય છે
„ „ ચોખા બ્રહ્મદેશમાં થાય છે
„ „ સૌથી વધારે ખાંડ ક્યુબામાં થાય છે.
„ „ ઠંડી વર્ખોયાન્સ્ક ( સેબેરીયા ) માં પડે છે

સૌથી વધારે પેટ્રોલ કોકેસસમાંથી નીકળે છે
„ „ પારો સ્પેનમાંથી નીકળે છે
„ „ એલચી હિંદુસ્તાનમાં થાય છે
„ „ મેંગેનીઝ હિંદુસ્તાનમાં થાય છે.
„ „ મોતી મનારના અખાતમાંથી મળે છે
„ „ મકાઈ યુનાઈટેડ સ્ટેટસમાં થાય છે
„ „ હીરા દક્ષિણ આફ્રિકામાંથી નીકળે છે
„ „ સોનુ ઑસ્ટ્રેલિયામાંથી નીકળે છે
„ „ યુરેનીયમ રશિયામાંથી નીકળે છે.
„ „ લોખંડ યુનાઈટેડ સ્ટેટ્સમાંથી નીકળે છે
„ „ રૂપું મેક્સીકોમાંથી નીકળે છે.
„ „ સુરોખાર ચીલીમાંથી નીકળે છે
„ „ રૂ બ્રાઝિલમાં થાય છે.
„ „ રેશમ જાપાનમાં થાય છે
„ „ બનાવટી રેશમ ઈટાલીમાં થાય છે
„ „ શણ હિંદુસ્તાનમાં થાય છે
„ „ રબર મલાયામાં થાય છે
„ „ લવંગ ઝાંઝીબારમાં થાય છે

# આવતા માસની કાર્યદિશા

૧ તમારા પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન ન મોકલાવ્યુ હોય તો આજે જ મે થી તૈયાર કરી મોકલો કારણ, તમારી ભૂલ કે આળસથી આખા વર્ષનું સરકારી નિવેદન તૈયાર કરવામા વિલબ થાય છે અદાજ મોકલતા સુધી એને મુલતવી રાખશો નહિ

૨ દરેક સાર્વજનિક પુસ્તકાલય જૂથમંડળની સભામા હાજર રહી સરકારના ધોરણે શ્રીમત સરકારે મજુર કરેલી ટકાવારી પ્રમાણે અંદાજપત્ર બનાવે

૩ ચાતુર્માસમા ગામડાઓમાં ધાર્મિક લાગણીના કારણે વાચનમાં ઘણો વધારો થઈ શકે તેમ છે તમે એ પ્રજાની લાગણીનો લાભ લઇ તમારા પુસ્તકાલયને લોકપ્રિય બનાવવા બનતુ કરજો

૪ અદાજપત્રમાં તમામ હકીકત કાળજીપૂર્વક લખીને મોકલો.

૫ કમી કરવા પાત્ર પુસ્તકો તેમ જ ઇતર સાહિત્ય વગેરેની યાદી મોકલવાનું ભૂલશો નહિ

૬ પ્રૌઢ શિક્ષણના વર્ગોમા પાસ થયેલાઓ માટે તમારા પુસ્તકાલય દ્વારા પૂરતુ વાંચન પૂરું પાડો, પ્રૌઢ શિક્ષણ પત્રિકાનો ઉપયોગ નવીન ભણેલા માણસોમા કરાવો

૭ ગયા વરસના બજેટમાની પુસ્તકયાદીઓ જેમની અધુરી હોય તેમને વેળાસર ખાતા મારફત મજુર કરાવવી તમારી લોકમદદ પુ. સ સ મંડળમાં મોકલવા સત્વર તજવીજ કરવી

વડોદરા
તા. ૮-૮-૪૮

ઉ મો. પટેલ.
મદદ વ્યવસ્થાપક.

મધ્યવર્તી પુસ્તકાલય ખાતુ સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના અંક ૧૫/૪૭-૪૮

## વિષય :

### ખૂટતા પુસ્તકોની જવાબદારી વિષે.

કેટલાક સાર્વજનિક પુસ્તકાલયો તરફથી પુસ્તકો કમી કરવા માટે લખાણો આવે છે તે સંબંધે સ્પષ્ટતા કરવાની જરૂર જણાય છે

૧ તદ્દન ફાટી ગયેલા અને નિરુપયોગી પુસ્તકો હોય તેની યાદી વ્યવસ્થાપક મંડળની ભલામણ સાથે મોકલવી જોઈએ

૨ ખૂટતાં પુસ્તકો માટેની યાદી મોકલતાં પહેલાં શાથી ખૂટે છે? કોને વાચવા આપ્યાં છે? પરત મંગાવવા શું તજવીજ કરી છે? તેની સ્પષ્ટતા વિના કમી કરાવવાની તજવીજ થશે તો તે કમી કરી શકાશે નહિ આ માટે પુસ્તક આપનાર જવાબદાર ગણાશે

૩ ઇસ્યુ નોંધમાં હોય અને ખૂટતાં હશે તો તેનાં નાણાં સંચાલન કરનારે જ ભરવાં પડશે, કારણ કે ગેરશિરસ્ત ચલાવાય નહિ

આ સૂચનાનું પાલન કડક રીતે થાય તેની પ્રમુખ તથા મંત્રી ભાઈઓ કાળજી રાખશે

વડોદરા.
તા ૨૦-૭-'૪૮

ઉ. મો. પટેલ
મદદ વ્યવસ્થાપક

---

મધ્યવર્તી પુસ્તકાલય ખાતું સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના અંક ૧૬ સને ૧૯૪૭-૪૮

## વિષય :

### પુસ્તકાલયોના ઉપયોગ માટે જ્ઞાતિભેદ ન રાખવા બાબત

વડોદરા રાજ્યના સાર્વજનિક પુસ્તકાલયો દરેક જનતાના ઉપયોગ માટે છે શ્રીમંત સરકાર તથા સમાજના હિતૈષીઓએ જનતામાંથી અજ્ઞાન ટાળવા પુસ્તકાલયોનો બહોળો ઉપયોગ થાય એ સારૂ ઘોષણા કરેલી છે જ્ઞાન મેળવવાનો હક્ક ગમે તે મનુષ્યને હોય છે અને તે હક્ક ઉપર તરાપ મારવી એ સામાજિક પાપ છે. કેટલાંક સાર્વજનિક પુસ્તકાલયોના સંચાલકો તરફથી અંત્યજ વગેરે ભાઈઓને પુસ્તકાલયનો ઉપયોગ કરવા માટે અંતરાય નાખવામાં આવે છે, એમ અમને જણાવવામાં આવ્યું છે આ ઘણું શરમજનક કહેવાય કોઈપણ જાતનો કોમી ભેદ રાખ્યા સિવાય પુસ્તકાલયોનો ઉપયોગ જનતાને કરવા દેવા માટે આ પહેલાં સૂચનાઓ અપાઈ છે, છતાં તેની અવગણના થાય છે એ જણાતાં સાર્વજનિક પુસ્તકાલયોના મંત્રી,

ગ્રંથપાલ તથા અન્ય સંચાલક ભાઈઓને આથી સૂચના કરવામાં આવે છે કે, પુસ્તકાલયોનો ઉપયોગ કરનાર વ્યક્તિ ગમે તે કોમ, જાતિ કે ધર્મની હોય તેનો બાધ તેમણે લેવો નહિ અને આ બાબત મે અત્યંજ ઇન્સ્પેક્ટર સાહેબ તરફથી કાંઈ ફરિયાદ કરવાનો પ્રસંગ ન આવે તેની કાળજી રાખવી આયદેથી જે પુસ્તકાલયો માટે આવા પ્રકારની ફરિયાદ આવશે તો તેમની સામે નિરુપાયે ઘટિત પગલાં લેવાં પડશે તેની તમામ જવાબદારી સંચાલકોના શિર રહેશે આશા છે કે આવો પ્રસંગ ભવિષ્યમાં કોઈ સ્થળે બનશે નહિ

વડોદરા,
તા ૨૧-૭ ૪૮

ઉ મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

મધ્યવર્તી પુસ્તકાલય ખાતુ

સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચનાઅંક ૧૭/૪૭-૪૮

## સૂચક શબ્દ પુસ્તકખરીદી

## વિષય :

### પ્રાત, કસ્બા અને મહિલા તથા બાળ પુસ્તકાલયોનાં પુસ્તકો પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાંથી ખરીદવા બાબત

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ એ રાજ્યના તમામ સાર્વજનિક પુસ્તકાલયોને કિફાયત ભાવે પુસ્તકો પૂરાં પાડનાર સંસ્થા છે અને તેને ઉત્તેજન આપવા માટે જોઈતાં પુસ્તકો પુસ્તકાલય સહાયક સહકારી મંડળ દ્વારા ખરીદાય એ ઇચ્છવા જોગ છે. અમારી તપાસણીમાં જણાયુ છે કે પુસ્તકો કેટલીક વખત પુસ્તક વિક્રેતાના માણસો રૂબરૂમાં આવી સંસ્થાના સંચાલકોને એક વા બીજી રીતે સમજાવી પુસ્તકોનો ઓર્ડર લઈ જાય છે કોઈ પ્રસંગમાં એમ બનતું હશે કે કોઈ એક વિક્રેતા સંસ્થાના પુસ્તકો કદાચ જુજ કિંમતના ફેરફારે મળી જાય, લગભગ ૯૦ ટકા પુસ્તકોનાં બિલો જોતાં જણાયું છે, કે સંસ્થાઓને નુકસાન થાય છે, તેમની સંસ્થાના ગ્રંથપાલ કે સંચાલકને પુસ્તકો લાવવા લઈ જવાના ખર્ચના બોજામા ઊતરવું પડે છે

ઉપરોક્ત જણાવેલા કારણોને લઈને અમે પુસ્તકાલયોના તમામ સંચાલકોને વિજ્ઞપ્તિ કરીએ છીએ કે મોટા ભાગનાં પુસ્તકો પરભારે ન ખરીદતાં પુસ્તકોની યાદી વ્યવસ્થાપક સા પાસેથી મંજુર કરાવી ખરીદવાં આથી પુસ્તકાલયોના સંચાલકોને વર્ષ દરમ્યાન કોઈ નવીન પુસ્તક પ્રસિદ્ધ થયુ હોય અને તાત્કાલિક પ્રકાશન સંસ્થા પાસેથી ખરીદવુ હોય તો અત્રેથી મંજુરી લઈ ખરીદવુ પણ સામાન્યત પુસ્તકોનો ઓર્ડર પુસ્તકાલય સહાયક મંડળમા જ મૂકવો જોઈએ એવી અમારી આગ્રહભરી વિનંતિ છે

વડોદરા,
તા. ૨૨-૭-૪૮

ઉ મો પટેલ
મદદ વ્યવસ્થાપક

---

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૮) બાકરોલ | ૫૧૭-૯-૧૦ | *રામોલા | ૨૫૭-૨ ૧૧ | વિરોલ | ૧૪૫-૫-૩ |
| (૧૨) કાસર | ૧૮૫-૦-૭ | ,, મ ડુ ફે | ૮૯-૯-૭ | *માણજ | ૫૭૭ ૧૦-૧૧ |
| ખણસોલ | ૧૯-૧-૫ | રૂણ | ૦-૧૦-૮ | બામણોલી | ૪૬-૫-૧ |
| *ગાડા | ૨૪-૧૨-૧૦ | રૂણજ | ૧૬૩-૧૦-૬ | *સંજાયા | ૫૦૮-૭-૬ |
| *ધુંટેલી | ૬૭૨-૪-૭ | વટાવ | ૮૭-૩-૩ | સંસેદ | ૫૯-૩-૮ |
| જાળ | ૩૬-૧-૦ | પચરાણીઆ | ૨૦-૬-૦ | સિહોલ | ૮૬૧-૦-૩ |
| *ડભોઉ | ૨૪૪-૮-૨ | *શેખડી | ૧૭૪-૦-૧ | *મીમગડા | ૪૩૬-૨-૩ |
| *મલાતજ | ૯૬૫-૧૧-૫ | *ડેમોલ | ૯૩૯-૧૪-૧૦ | સુંદરણા | ૧૬-૭-૧૦ |
| ભડકદ મ. ડુ. | ૧૬-૦-૬ | જ ખોવાડ | ૪૦-૬-૫ | લીંબાલી | ૨૨-૬-૪ |
| ફે | | સુદરા | ૧૧૫-૧-૪ | *ભડેરજ | ૫૨-૦-૦ |
| *મહેલાવ | ૨૪૮-૮-૭ | ચલેંડી | ૧૨૭-૨ ૧ | (૨) માનપુરા | ૨૪૨-૧૦-૬ |
| *માલાવાડા | ૨૬૬-૧૪ ૯ | *ધર્મજ મ પુ | ૭૭૬-૭-૧ | *દેવા | ૩૬૫-૫-૧૦ |
| મોગરી | ૧૨૩૭-૦ ૬ | *રામપુર | ૧૭૭-૭-૮ | *ધર્મજ સા પુ } | |
| મોરડ | ૧૫૨૯-૧૦-૩ | *નવાગામ | ૧૪૩૭-૩-૩ | નોકર મોતી કાળા } | |
| રામોદડી | ૪૬-૧૪-૨ | *વિશ્રામપુરા | ૫૯-૬-૮ | નું પ્રો ફંડ } | |

## ભાદરણ મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| કણુજ્ટ | ૨૩૨-૪-૩ | *ઝારોળા | ૧૮૯૩-૧૦-૪ | રૂદેલ મ. ડુ. ફે | ૭૩-૧૪-૯ |
| કિંખલોડ | ૪૯૬-૨-૪ | ,, મ. ડુ. ફે. | ૬૭-૬-૪ | લાલપુરા | ૧૯૧-૬-૬ |
| *કોસિંદ્રા | ૪૧૭-૧૧-૦ | *પીપળી | ૪૩૭-૧૪-૯ | *વટાદરા | ૮૫૧-૫-૮ |
| *ગભીરા | ૧૪૦૩-૫-૫ | *બામણગામ | ૧૭૬૧-૮-૫ | *વાસણા | ૧૨૫-૧૦-૬ |
| ,, મકાન ડુ ફે | ૦-૧૨-૫ | | | બામણગામ- | |
| *ચમારા | ૨૩૬-૧૫-૫ | *સુણ | ૩૬૦-૫-૧૦ | મ ડુ ફે. | ૧૧૬-૧૪-૯ |
| ચુવા | ૩૪૦-૪-૦ | *શેરડી મોટી | ૨૫-૯-૨ | *વાલવોડ | ૨૦૭૪-૧૪-૪ |
| *જલુધ | ૨૦૭-૬-૮ | *રણોલી મ ડુ ફે | ૫૪૪-૧૫-૧ | *ઝાંઝ | ૨૭૯-૩-૨ |
| કોસિંદ્રા મ | ૨૮-૧-૭ | | | *શાણોસા | ૧૮૯-૧૪-૫ |
| ડુ. ફે. | | *જલસણ | ૬૦૩-૧૫-૩ | *શીલાવ | ૨૨૪-૬-૮ |
| *જોશીકુવા | ૯૫૮-૧૧-૮ | *રૂદેલ | ૨૩૪૫-૩-૧૧ | | |

## વડોદરા મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| આકોટા | ૪૪-૧૧-૧ | ગોસિંદ્રા | ૩૧-૧૧-૬ | મેથાકુઈ | ૨૧૩-૨૧૧ |
| આમલીઆરા | ૧૨૮-૩-૧૧ | *દુમાડ | ૧૭૯-૬-૮ | સમસપુરા | ૮૨-૮-૨ |
| આટલાદરા | ૧૩૭-૧૦-૩ | ધનિયાવી | ૧૨-૧૪-૭ | કલાલી | ૪૫૭-૧૪-૭ |
| *આજોડ | ૩૮૪-૧૫-૫ | ધનોરા | ૩૩-૧૧-૮ | *કાશીપુરા | ૩૧૨-૩-૦ |
| (૨) અંકોડીઆ | ૫૭૮-૧૨-૪ | પદમલા | ૬૪૧-૦-૫ | કેલનપુર | ૫૫-૭-૪ |
| બીલ મ ડુ ફે. | ૭૭૨-૨-૪ | અલ્હાદપુર | ૩૯-૨-૯ | *ભાયલી | ૫-૧-૭ |
| *ખાનપુરા | ૧૯૨-૧૧-૩ | *ઉંડેરા | ૪૦૧-૦-૩ | કરાલી | ૧૫-૮-૮ |
| ગોરવા | ૪૫૫-૬-૦ | ભીટીઆમેહાદ | ૯-૧૪-૧૧ | *કોયલી | ૨૩૩૩-૦-૪ |
| કપુરાઈ | ૫-૫-૨ | (૩) કચ્ચીઆ | ૨૮૮-૧૩-૬ | (૨) માણેજા | ૧૧૬-૭-૯ |
| *છાણી | ૧૧૭-૧૪-૯ | સમા | ૧૬૯-૩-૪ | ગાયપુરા | ૧૨૯-૫-૩ |
| ગોત્રી | ૫૩૫-૧૫-૩ | *મકરપુરા | ૫૦૨-૯-૧૦ | સુભાનપુરા | ૭૨-૦-૬ |
| તાદળજા | ૩૧-૦-૩ | *દશરથ | ૧૧૫-૧૫-૧૦ | મારેઠા | ૬-૨-૧૦ |
| *મોતીઆપુરા | ૫૧-૮-૧૦ | કોટણા | ૧૯૦- -૨ | માંજલપુર | ૧૩૮-૪-૧ |
| *રણોલી | ૧૫૭૯-૯-૩ | દામાપુરા | ૬૩-૮૧૧ | ફાજલપુર(સાકરદ) | ૩૧-૬-૨ |
| રાયલપુર | ૨૦-૫-૧૦ | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| રમણગામડી | ૧૩૬-૧૨-૨ | (૧૦)ત્રગ્ગામા | ૨૧૭-૧૨-૫ | *મે-પી | ૨૯૭-૭-૧ |
| વડદલા | ૭૨-૦-૧૧ | „ મિત્રમંડળ | ૭૫૦-૪-૭ | *સેવાસી | ૧૬૨૮-૧૫- |
| વેમાલી | ૮૨-૧૦-૧૧ | વાસણા કોતરીઆ | ૫૧૩-૧૦ ૧ | *સોખડા | ૧૦૬૫-૦-૨ |
| *વડઝર | ૧૦૩-૯-૯ | *સમીઆલા | ૧૪૪-૮-૧૦ | મોનારકુઈ | ૮૦-૩-૧ |
| મીસ્વા | ૧૮૮ ૯-૨ | (૨) સદાડ | ૩૩૦-૧૩-૧૦ | *સૈયદવાસણા | ૨૬૮-૧૧-૫ |
| વીરોદ | ૪૦-૧૩-૯ | *સુંદરપુરા | ૩૧-૧૧-૭ | *સાંકરદા | ૨૭૦-૧૫-૬ |
| કરોળીઆ | ૩૦-૧૧-૮ | *પાતળવેણી | ૨૨૨-૧૧-૭ | શહાપુરા | ૭-૭ ૭ |
| ચાપડ | ૩૪૩-૫ ૩ | ફાજલપુર | ૨૨-૧૦-૧૧ | હરણી | ૧૦૮-૧-૬ |
| *છાણી | ૨૭૪૨-૧૪-૧૧ | *બાજવા | ૮૭૬ ૪-૨ | *અણાખી | ૪૧૦-૧૦-૩ |
| જાંબુવા | ૩૦૪-૧૪ ૭ | (૨) બીલ | ૪૦૨૮-૫-૧૧ | *સમસાબાદ | ૩૯૬-૮-૩ |
| *તતારપુર | ૧૮૨-૧૦-૯ | મહાપુરા | ૭૬-૦-૧૦ | અ પાડ | ૨૪ ૧૩-૪ |
| *તરસાળી | ૨૬૫-૦-૬ | *રૂવાદ | ૩૪૨-૧૦-૩ | લાલજીપુરા | ૪૦-૧૧-૯ |
| વડસાલ | ૨૧૨-૧૦-૧ | | | | |

## વાઘોડીઆ-મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ફલોડ | ૩૫-૯-૮ | લીમડા | ૧૧૦-૦-૧ | *માડોધર | ૨૮૬-૧૨-૩ |
| *ખેરવાડી | ૩૩૪-૮-૭ | ખંધા | ૧૭૪-૫-૫ | (૪૦) વાઘોડીઆ | |
| કુમેટા | ૭૫-૧૧-૭ | રવાલ | ૯૧૬-૧૩-૧૧ | મ દુ ફં | ૧૯૭-૩-૧ |
| *ગજાદરા | ૪૨-૮-૨ | શંકરપુરા | ૫૭-૧૨-૧૧ | કરમાલીઆપુરા | ૩૫-૧-૬ |
| (૪) જરોદ | ૫૪૫-૦-૧૧ | રાહકુઈ | ૭-૩-૦ | ગુગલપુર | ૫૦-૧-૧ |
| કાશીપુરા | ૧૧૭-૨-૫ | *આસોજ | ૨૧-૨-૬ | સાંગાડોલ | ૪૮-૯-૪ |
| દાડીઆપુર | ૧૧૨-૬-૮ | *લીલોરા | ૧-૧-૩ | અલુવા | ૬૧-૯ ૮ |
| *ગુતાલ | ૧૩૦-૭-૧ | અંડીરણ | ૨૫-૧૫-૧ | *પીપળઆ | ૪૯૩-૦-૨ |
| *બાણીઆરા | ૧૫૨-૧૫-૮ | *કોટંબી | ૨૦૧-૧૦-૧૧ | (૫) કામરોલ | ૩૨૩-૮-૧૧ |

## શિનોર મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૨) આનંદી | ૬૫૫-૧૩-૪ | તેરસા | ૧૪૦-૧૨-૩ | સાધા | ૧૦૫-૧૩-૦ |
| *અચીસરા | ૧૮૬-૧૧-૪ | દામનગર | ૮૯-૧૩-૦ | માલેથા | ૧૬૪-૯-૪ |
| અંબાલી | ૨૫૨-૯-૧૧ | દામાપુરા | ૧૫૮-૧૩-૭ | (૨) વણીઅદ | ૧૩૨ ૧૩-૨ |
| કણજેઠા | ૧૭૨-૦-૧૧ | દરીઅપુર | ૭૯-૪-૩ | *વરખડ | ૨૩૦-૯-૪ |
| *નાના કરાળા | ૩૦૫-૩-૧૧ | પુનીઆદ | ૧૯૫-૧૫-૫ | સિરોળા | ૧૫૩-૮-૭ |
| (૩) મોટા કરાળા | ૧૦૩૫-૩-૪ | ગોફળીઆ મોટા | ૭૭૪-૧૩-૩ | *સીમળી | ૯૧૬-૧૪-૬ |
| *કુકસ | ૩૦૭-૨-૨ | બરકાલ | ૧૨૦૪-૩-૧૧ | સેગવા | ૨૫૩-૭-૯ |
| *છણભોઈ | ૧૦૨-૯ ૨ | *માત્રણીઆ | ૧૩૪-૧૧-૧૦ | માંઢેળ | ૧૩૦-૧૦-૪ |
| *ઝાંઝડ | ૭૪૧-૭-૦ | *માલપુર | ૮૧-૮-૧૧ | *તેનતલાવ | ૧૭૯૯-૦-૮ |
| *ટીંબરવા | ૫૦૩-૧૦-૪ | માલસર | ૨૦૫-૨-૯ | *નાના હબીપુરા | ૧૪૧-૧૨-૫ |
| બાંધલી | ૨૦૦-૮-૮ | *માંજરોળ | ૮૬-૧૫-૧૦ | *ગરાડી | ૮૨-૫-૮ |
| તેનતલાવ મ. દુ ફ. | ૪૨-૦-૦ | *માડવા | ૫૦-૦-૧ | સાઢલી | ૯૭૭-૩-૧ |
| *અનસૂયા | ૩૯૧-૧૨ ૧૦ | સતીઆસણા | ૧-૪-૧ | સારલી | ૧-૨-૨ |

## સંખેડા મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| અહમદપુરા | ૬૪-૧૧-૧૧ | બોડેલી | ૩૨૯-૧૨-૩ | માંજુ | ૧૭૮-૭-૧ |
| અજીઠા | ૧૩૪-૨-૧ | ફોરટ | ૬૬-૩-૪ | ગુંડેર | ૪-૧૪-૧ |
| આનંદપુરા | ૧૧-૨-૭ | ભાટપુર | ૨૫૭-૧-૧૦ | *ગુડીચા | ૧૫૭૧૧-૯ |
| કસુંબીઆ | ૫૭૨-૧૨-૫ | મગનપુરા | ૯-૭-૬ | પીઠા | ૯૫-૧૦-૦ |
| *કાવીઠા | ૨૪૪-૦-૧૦ | માંકણી | ૭૦૩-૮-૪ | ગરડા | ૯૬-૫-૧ |
| (૨) બહાદરપુર | ૪૮૨-૫-૧૧ | | | | |
| કલેડીઆ | ૩૦-૪-૫ | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખુનવાડ | ૨૭૩–૦–૧ | માલપુર | ૧૪૫–૫–૧૧ | ઝાંબ | ૯૩–૮–૧ |
| કાટા | ૨૨૫–૧૩–૧ | માજરોલ | ૨૬૦–૧૩ ૧૦ | ચંદાનગર | ૧૦૯–૮–૧૧ |
| *ટીંબા | ૩૪–૪–૯ | *તાદળજા | ૨૨૬–૩–૦ | સરડીઆ | ૩૦૭–૧૨–૨ |
| રાજનગર | ૩૬–૨–૩ | નદપુર | ૬૯–૧–૪ | મોનગીર | ૧૩૪–૫–૬ |
| રતનપુ -કામા | ૫૩–૬–૧૧ | પગવટા | ૩૫–૧૪–૨ | (૨) હડિદ | ૨૮૩–૯–૦ |
| *ધરોદ | ૧૮૧–૧૦–૩ | (૨) પીપળસડ | ૬૨–૧૨–૬ | પતરા | ૧૧૮–૮–૬ |
| લાછરસ | ૨૭–૩–૫ | *સંખેડા | ૭૪૮–૪–૯ | સુર્યાધોડા | ૧૨૧–૧૩–૧ |
| વાગેથા | ૩૪–૦–૯ | વડેલી | ૨૧૯–૧૧–૭ | પાટણા | ૧૧૧–૨–૩ |
| વાસણા | ૩૦૮–૬–૧૦ | ગોલાગામડી | ૫૨–૪–૬ | હરેશ્વર | ૨૯–૫–૩ |
| ડોળમાર | ૧૦૫–૫–૧૧ | લોટીઆ | ૫૪–૨–૬ | ઝરવણ | ૨૨–૧૨–૬ |
| પારોજ | ૪૮–૮–૧૦ | | | | |

## સાવલી મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| કુનપાડ | ૩૫–૧૪–૬ | *ધ ટીઆગ | ૧૦–૧૫–૭ | *મંજુસર | ૬૮૯–૧૪ ૮ |
| મમલાયા | ૮૩–૧૫–૧૦ | *ડેસર | ૪૦૦–૨–૪ | શારદાપુર–વેજપુર | ૪૮૩–૧–૧૧ |
| *અંજેસર | ૩૭૦–૧૦–૬ | ડેસર મ દુ ૬ | ૮૪–૪–૭ | શાંતિપુર–વેજપુર | ૧૧૨–૧–૫ |
| અલીંદ્રા | ૧૬–૬–૧૦ | *ધનતેજ | ૨૩૩–૩–૬ | રાખીઆ | ૧૧૬–૯–૮ |
| ઉત્તમનગર | ૯૮–૧૫–૯ | (૮) ધર્મપુર | ૧૫૬–૮–૧ | રાણીપુરા | ૯૨–૫–૨ |
| *ખાખરીઆ | ૪૫૪–૭–૯ | *નમીસરા | ૨૩૩–૧૧–૫ | *વરસડા | ૩૨૦–૫–૦ |
| *જવલા | ૧૦–૦–૫ | નાની ભાડોલ | ૧૪૨–૨–૩ | વાલાવાવ | ૧૪૬–૮–૨ |
| કડાચલા | ૯૪–૧૫–૯ | પીનોવ | ૧૨૫–૦–૫ | *વેજપુર | ૧૩૩૨–૧૩–૮ |
| ગુલ્તમીપુરા | ૧૯૦–૧૦–૧ | *ભાકરોલ | ૫૨૧–૫–૨ | મોટીભાડોલ | ૧૭૯–૦–૯ |
| સાંઢાસાલ | ૩૯૩–૧૪–૪ | *રતનપુર | ૨૮૪–૭–૧ | *ઇંદ્રાદ | ૨૪૪–૧૧–૮ |
| ગરધીયા | ૧૬૪–૮–૮ | મિરાકુવા | ૭–૬–૦ | બહુથા | ૯–૬–૬ |
| (૪) ગોગડીઆ | ૩૪૦–૧–૧ | *સુદેલા | ૧૦૭–૧–૧૧ | રામનગર પેટા- | |
| ગોઠડા | ૧૫૦–૪–૭ | મુવાલ | ૧૭૨–૧૧–૪ | પરા પમલા | ૨૨–૧–૨ |
| ટુંડાવ | ૩૯૫–૧૫–૩ | સમલાયા સ્ટેશન | ૭૦–૧–૧ | વેજપુર મ દુ. ૬ | ૧૯૨–૩–૨ |
| *પોઇચા | ૩૬૮–૨–૧૧ | લામડાપુરા | ૧૬૫–૦–૧ | શકિતપુરા | ૧૨–૧૦–૧૦ |
| વસ્ક્રેમર | ૧૩૨–૧૨–૬ | જાગુગોરલ | ૧૦૪–૨–૪ | વેમાર | ૧૫–૪–૫ |

## દા૦ ન૦ વાચનાલય

| | | | | | |
|---|---|---|---|---|---|
| અજરપુરા | ૨૫–૧૧–૯ | કાસોર | ૫૯–૪–૮ | મહીસા | ૬૩–૧૨–૦ |
| આમેદ | ૨૧૪–૯–૪ | કુંજરાવ | ૬૦–૧૭–૭ | રતનપુરા | ૧૯–૨–૧૧ |
| આત્રોલી | ૭૬–૧૦–૧૧ | ખાનપુર | ૫૩–૩–૮ | રૂઢણ | ૨૮–૪–૪ |
| નાવલી | ૪૧–૧૧–૧૧ | ધોડાસર | ૧૩૭–૦–૬ | લસુન્દ્રા | ૧૪૦–૧૫–૬ |
| પણુમોગ | ૧૯–૧૪–૨ | ચીખોદ્રા | ૦–૧–૫ | વડદલા | ૭૭–૧૫–૨ |
| પડોળી | ૮૭–૧૧–૧૦ | છીપડી | ૨૭–૧૪–૮ | સામરખા | ૬–૯–૨ |
| વાસણા | ૧૪૩–૭–૧૦ | નાપાડ | ૧૭૦–૧–૧ | સારસા | ૨૪–૧૩–૦ |
| વીણા | ૩૦૭–૧૫–૯ | *પીપળાવ | ૧૨૧–૧૨–૧૧ | સીંજીવા | ૪૫–૧–૭ |
| ઇસણાવ | ૨૧૫–૧–૨ | ઓચાસણ | ૨૬–૧૦–૧૦ | સિહુંજ | ૨૫–૧૪–૫ |
| | | ભરોડા | ૩૨–૬–૫ | સંદેસર | |

# નોટિસ

આથી ખબર આપવામાં આવે છે કે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડના સભાસદોની ચોવીસમી વાર્ષિક સાધારણ સભા, રાવપુરા, વડોદરામાં આવેલી મંડળની રજીસ્ટર્ડ ઑફિસમાં રવિવાર તા. ૧૦ મી ઑક્ટોબર સને ૧૯૪૮ના રોજ બપોરના ૩—૦ વાગે નીચેનાં કામો કરવા મળશે:—

૧ તા ૧–૮–૪૭ થી તા ૩૧–૭–૪૮ સુધીના બાર માસનો વ્યવસ્થાપક મંડળનો રિપોર્ટ તથા ઑડિટરે તપાસેલો હિસાબ મંજુર કરવો.

૨. નફાની વહેંચણી જાહેર કરવી

૩ નવા વર્ષ માટે પ્રમુખ, ઉપપ્રમુખ, ઑડિટર તથા વ્યવસ્થાપક મંડળના હોદ્દા છોડતા ત્રણ વ્યવસ્થાપકોને બદલે બીજાઓને નીમવા અગર તેઓને ફરી ચૂંટી કાઢવા

૪ નવા વર્ષની આવક તથા ખર્ચનું અંદાજપત્રક મંજુર કરવું

૫ મે પ્રમુખ સાહેબ તરફથી સભામાં બીજું જે કામ રજુ થાય તે કરવું
સર્વે સભાસદોને વખતસર સભામાં પધારવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે

વડોદરા, }
તા ૧૦–૯–૪૮ }

વ્યવસ્થાપક મંડળની આજ્ઞાથી
વા. ના અમીન
મંત્રી

ટીપ:—વ્ય મંડળમાં ખાલી પડેલી જગાઓ માટે ઉમેદવારી કરવા ઇચ્છનાર સભાસદે પોતાની લેખી ઉમેદવારી સાધારણ સભાની તારીખ પહેલાં સાત દિવસ અગાઉ મંડળની ઑફિસે મોકલવી જોઇશે આવા ઉમેદવાર કોઇ પુસ્તકાલયના મંત્રી વા પ્રતિનિધિ તરીકે ઉમેદવારી કરવા માગતા હોય તો તે પુસ્તકાલયના મંત્રી વા પ્રતિનિધિ તરીકે તેમને સ્વીકાર્યા બાબતનો જે તે પુસ્તકાલયનો ઠરાવ પોતાની ઉમેદવારી સાથે મોકલવો જોઇશે અને જો તે સ્વતંત્ર રીતે ઉમેદવારી કરતા હોય તો તેમની ઉમેદવારીને બીજા એક સભાસદનું લેખી અનુમોદન સદર ઉમેદવારી સાથે મોકલવું જોઇશે.

# આવતા માસની કાર્યદિશા

(૧) અદાજો ટકાવારીના ધોરણે જ મંજૂર થાય છે, માટે તે પ્રમાણે જ ગોઠવી મદદની માગણી કરશો કસ્બાઓએ અને મકાનવાળા પુસ્તકાલયોએ આ સૂચના ખાસ ધ્યાનમાં લેવા વિનંતિ છે

(૨) તમામ કાયમનિધિ અને લોકમદદની રકમ તૈયાર હોય તે જે તો સ્થળે મોકલવા તજવીજ કરો

(૩) મોટા ભાગના ગ્રામ તેમ જ કસ્બા પુસ્તકાલયો તરફથી હજી વાર્ષિક નિવેદનો ખાતા તરફ આવ્યા નથી તે તાકીદે મોકલી આપવા તજવીજ કરવી.

(૪) થોડુ ભણેલા પ્રૌઢો માટે પણ વાચનપ્રચાર માટેની પુસ્તિકાઓનો પ્રચાર કરો.

વડોદરા,
તા. ૮-૯-૪૮

ઉ મો. પટેલ
મદદ વ્યવસ્થાપક.

મધ્યવર્તી પુસ્તકાલય ખાતુ — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૧/૪૮-૪૯

## વિષય:

### લોકોપકારક મંડળમાં નિયમો નોંધાવવા બાબત

આથી સર્વ કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયોના જેમનાં સ્વતંત્ર મકાન છે તેના મંત્રી ભાઇઓને વિનંતિ કરવામા આવે છે કે પોતાના પુસ્તકાલયોના નિયમો અત્રેથી મંજુર કરાવી લોકોપકારક મંડળમા નોંધાવવા જોઇએ તે બદલ કેટલીક વખત જાહેરાત કરી છે અને ચાલુ સાલના બજેટમાં મુખપૃષ્ઠ ઉપર પણ અ. નં. ૧ માં જણાવેલું છે. છતાં તે પ્રમાણે હજુ વર્તન થતુ નથી એ ઘણુ શોચનીય છે સબબ આથી જણાવવામા આવે છે કે જે પુસ્તકાલયોએ લોકોપકારક મંડળમા નોંધાયાનો દાખલો બજેટ જોડે નહિ મોકલ્યો હોય તેમના અદાજપત્રકો ચાલુ સાલે મંજુર થશે નહિ, તેમજ રકમ રાખી મૂકવામાં આવશે નહિ માટે તે બદલની વ્યવસ્થા કરી અત્રે જણાવવા આથી વહીવટ રાખવા બધા પુસ્તકાલયોના મંત્રીઓને વિનંતિ કરવામાં આવે છે

સદર સૂચના સર્વેની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

વડોદરા,
૨૪-૮-૪૮

ઉ. મો પટેલ
મદદ વ્યવસ્થાપક

મધ્યવર્તી પુસ્તકાલય ખાતુ સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના ન ૨/ ૪૮-૪૯

## વિષય:

લોકમદદ તથા કાયમ ફંડની રકમ મોકલવા બાબત

આથી ગજ્યના મદદ મેળવતા સાર્વજનિક પુસ્તકાનયોને વિનંતિ કરવામા આવે છે કે કાયમ ફંડ તથા લોકમદદની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલવાને બદલે અત્રે ખાતામાં રકમ મનીઑર્ડરથી મોકલે છે તે બરાબર નથી દરેક પુસ્તકાલયે સ ર રકમો મંડળમાં મોકલવી જોઈએ. એ બદલ પ્રથમ સૂચનાઓ કાઢેલી છે, ગઈ સાલ સૂચના ન. ૨/૪૭-૪૮ તા ૧-૮-૪૭ ની કાઢેલી હતી છતા કેટલાક પુસ્તકાલયો હજુ રકમ મ ઓ. થી અત્રે મોકલે છે. સદર રકમ અત્રે લઇ શકાતી નથી અને પરત કરવામા આવે છે. આથી પુસ્તકાલયને મ ઑ કમિશનનું નુકસાન વેઠવુ પડે છે, એ બરાબર નથી. સબબ આથી વિન તિ કરવામાં આવે છે કે રાજ્યના સર્વ પુસ્તકાલયોના મંત્રીઓ બન્ને પ્રકારની રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં મોકલવા વહીવટ મે. થી રાખશે

વડોદરા,
તા ૨૪-૮-૪૮

ઉ. મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

મધ્યવર્તી પુસ્તકાલય ખાતું સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના ન. ૩/૪૮-૪૯

## વિષય:—

નિવેદન તથા અંદાજમાં પુરતા કરો મોકલવા બાબત.

રાજ્યના કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયોના નિવેદન અને અદાજપત્રો ગયા માસથી આવવાનાં શરૂ થઇ ગયા છે તેનુ નિરીક્ષણ કરતાં એમાં કેટલીક ખામીઓ દેખાય છે દાખલા તરીકે ભણેલાની સખ્યા, મકાનની કિમત, કાયમનિધિની રકમ, લોકોપકારક મંડળમાં પુસ્તકાલયોના નિયમો નોંધાવ્યાનો દાખલો વગેરે

હજુ ઘણાં ખરાં પુસ્તકાલયોનાં બજેટ તથા નિવેદનો થવાનાં બાકી રહ્યા છે તો આથી જણાવવાનું કે હવે પછી જે અદાજપત્ર અને નિવેદન મોકલે તે પરિપૂર્ણ હકીકત ભરી વેળાસર મોકલી આપે એવી તજવીજ કરવા આ સૂચનાથી સૂચવવામાં આવે છે.

વડોદરા,
તા ૨-૯-૪૮.

ઉ. મો પટેલ
મદદ. વ્યવસ્થાપક

મધ્યવર્તી પુસ્તકાલય ખાતું સાર્વજનિક પુસ્તકાલય શાખા

જાહેરાત ૧/ ૪૮–૪૯

# વિષય:

## પુસ્તકો તથા સામયિકોની ભલામણ કરવા બાબત

જ્યાં નાણાંનો સવડ હોય ત્યાં નીચેનાં પુસ્તકો તથા સામયિકો પુસ્તકાલયમાં વસાવવા પુસ્તકાલયોના મંત્રીઓને અમારી ભલામણ છે.

## પુસ્તકો

| નામ | પ્રકાશક | કિંમત |
|---|---|---|
| ૧ મહાદેવભાઇની ડાયરી પુસ્તક ૧ લુ | નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદ | ૪–૮–૦ |
| ૨ સત્યાગ્રહની મીમાંસા | ,, | ૩–૦–૦ |
| ૩ आरोग्यकी कुंजी (हिंदी) | ,, | ૦–૧૦–૦ |
| ૪ રવિશંકર મહારાજ | કમળ પ્રકાશન મંદિર | ૫–૮–૦ |

## સામયિકો

| નામ | પ્રકાશક | લવાજમ |
|---|---|---|
| ૧ હિંદુસ્તાન | અમુતખરાય વૈષ્ણવ વડોદરા | ૪૦–૦–૦ |
| ૨ તસ્વીર | રવિશંકર વ્યાસ (એડિટર) | ૩–૦–૦ |
| ૩ હિતેચ્છુ | જયવંત એમ. દાણી | ૩–૪–૦ |
| ૪ સંકીર્તન | કૌશિક ભટ્ટ | ૩–૪–૦ |
| ૫ મહિલા જગત | વિષ્ણુભાઇ જોશી | ૬–૮– |
| ૬ જયગુજરાત | જયંતકુમાર યાજ્ઞિક | ૨૫– –૦ |

વડોદરા
તા ૨૫-૮–'૪૮

ઉ. મો. પટેલ
મદદ વ્યવસ્થાપક.

અનુસંધાન પૃષ્ઠ ૬૧ નુ (પુસ્તકાલય નોધનુ )

પાદરા મહાલ પુ. મડળની સભા તા ૫-૯-૪૮ ના રોજ મોભારોડ વાકળ વિદ્યાર્થીગૃહમાં મળી હતી. સભાએ નિવેદન તથા હિસાબની મજુરીનો નવા વર્ષ માટે પ્રમુખ,-મંત્રીની ચૂટણીનો, નવા વર્ષના બજેટનો અને નવા વર્ષની કારોબારીનો એમ જુદા જુદા મળી કુલ આઠ ઠરાવો પસાર કર્યા હતા નવા વર્ષ માટે પ્રમુખ શ્રી રા રા શાંતિલાલ પૂ જાલાલ શાહ-મહાલ શાળાધિકારી-પાદરા તથા મત્રી તરીકે શ્રી રામભાઇ જી પટેલ ચૂટાયા છે. ચાલુ વર્ષે શિષ્ટ વાચન પરીક્ષા માટે ' આપણા જવાહર ' એ પુસ્તક રાખવા સભાએ જાહેર કર્યું છે. તો મહાલનાં પુસ્તકાલયોના મત્રી ભાઇઓ સહકાર આપે એવી મડળના મંત્રીની વિનતિ છે

## પુસ્તકાલયોને મદદ

સાં પુ. વાસણા ( તા વિસનગર ) ને ૫) ચૌ નાગયણ અભેગજ દેલા, ૫) ચૌ ચેલજી ડુગર દેલા, ૫) ચૌ લાલજી સવજી દેલા, ૫) ચૌ ઘેમરજી જોરાજી પાનડી, કુંભાર મઘા કરશન, ૫) કુભાર કચગ ચેનજી ચિલોડા મોટા, ૫) ચૌ જેઠાજી મોઘજી બામોસણા, ૩) ચૌ ઘેમરજી જોરાજી પાનડી, ૩) ચૌ. ખુમા નાથા પાલડી, ૩) ચૌ કુબેર વાલજી ગામ બાસણા

## ખાસ નોંધી લ્યો.



કેટલાક પુસ્તકાલયોના મત્રી ભાઇઓ પોતાના બજેટની રકમમા સાધેલા લોકમદદ તથા કાયમનિધિના નાણા, વખતોવખત સૂચનાઓ પ્રસિદ્ધ કર્યા છતા હજી પણ એ પુસ્તકાલય ખાતામા મોકલ્યે રાખે છે, તે બરાબર નથી

સદર નાણાં પુસ્તકાલય ખાતામા નહિ મોકલતાં **પુસ્તકાલય સહાયક સહકારી મડળ લિ. પો. બો. ૧૦, વડોદરા** એ સરનામેથી મોકલવાની નોધ લેવા ખાસ તાકીદ રાખવા વિનતિ કરવામા આવે છે પુસ્તકાલય ખાતામા મોકલેલા ઉપરની રકમના નાણાંના મ ઓ ત્યાથી પરત કરવામા આવે છે, જેથી મ ઓ ખર્ચ નકામો જાય છે

## આ અંકમાં




: વાર્ષિક લવાજમ

દેશમાં રૂા ૩-૮-૦ પરદેશ રૂા ૫-૦-૦ છૂટક નકલ રૂા ૦-૬-૦

વ્યવસ્થાપક
મોતીભાઈ નારણભાઈ અમીન (બી. એ.)
મંત્રી પુ. સ. સ. મંડળ લિ. વડોદરા.

તંત્રી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

અનુસંધાન પૃષ્ઠ ૬૧ નું (પુસ્તકાલય નોંધનું)

**પાદરા મહાલ પુ. મંડળની સભા** તા ૫-૯-૪૮ ના રોજ મોભારોડ વાકળ વિદ્યાર્થી-ગૃહમાં મળી હતી. સભાએ નિવેદન તથા હિસાબની મંજુરીનો નવા વર્ષ માટે પ્રમુખ,-મંત્રીની ચૂંટણીનો, નવા વર્ષના બજેટનો અને નવા વર્ષની કારોબારીનો એમ જુદા જુદા મળી કુલ આઠ ઠરાવો પસાર કર્યા હતા નવા 'વર્ષ માટે પ્રમુખ શ્રી રા રા શાંતિલાલ પૂંજાલાલ શાહ-મહાલ શાળાધિકારી-પાદરા તથા મંત્રી તરીકે શ્રી ગમભાઇ જી પટેલ ચૂંટાયા છે. ચાલુ વર્ષે શિષ્ટ વાચન પરીક્ષા માટે ' આપણા જવાહર ' એ પુસ્તક રાખવા સભાએ જાહેર કર્યું છે તો મહાલનાં પુસ્તકાલયોના મંત્રી ભાઇઓ સહકાર આપે એવી મંડળના મંત્રીની વિનંતિ છે

## પુસ્તકાલયોને મદદ

સાં પુ. વાસણા ( તા વિસનગર ) ને ૫) ચૌ નારાયણ અમેગજ દેલા, ૫) ચૌ. ચેલજી ડુંગર દેલા, ૫) ચૌ લાલજી સતજી દેલા, ૫) ચૌ ઘેમરજી જોરાજી પાલડી, કુંભાર મંઘા કરશન, ૫) કુંભાર કચરા ચેનજી ચિલોડા મોટા, ૫) ચૌ જેઠાજી મોધજી બામેસણા, ૩) ચૌ ઘેમરજી જોરાજી પાલડી, ૩) ચૌ ખુમા નાથા પાલડી, ૩) ચૌ કુબેર વાલજી ગામ બાસણા

## ખાસ નોંધી લ્યો.



કેટલાંક પુસ્તકાલયોના મંત્રી ભાઇઓ પોતાના બજેટની રકમમા સાધેલા લોકમદદ તથા કાયમનિધિના નાણાં, વખતોવખત સૂચનાઓ પ્રસિદ્ધ કર્યા છતા હજી પણ એ પુસ્તકાલય ખાતામાં મોકલ્યે રાખે છે, તે બરાબર નથી

સદર નાણા પુસ્તકાલય ખાતામા નહિ મોકલતા **પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. પો. બો. ૧૦, વડોદરા** એ સરનામેથી મોકલવાની નોંધ લેવા ખાસ તાકીદ રાખવા વિનંતિ કરવામા આવે છે પુસ્તકાલય ખાતામા મોકલેલા ઉપરની રકમના નાણાના મ. ઓ ત્યાથી પરત કરવામા આવે છે, જેથી મ ઓ ખર્ચ નકામો જાય છે

## આ અંકમાં




વાર્ષિક લવાજમ

દેશમાં રૂ ૩-૮-૦ પરદેશ રૂ ૫-૦-૦ છૂટક નકલ રૂ ૦-૬-૦

વ્યવસ્થાપક
મોતીભાઈ નારણભાઈ અમીન (બી ઠામે)
મંત્રી પુ સ સ મંડળ લિ. વડોદરા.

તંત્રી
મણિલાલ [illegible]



પુસ્તક ૨૨ મું | ઑક્ટોબર-નવેમ્બર-૧૯૪૮ | અંક ૩-૪

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

હમણાં હમણાં ગાંધીજી વિષેનું સાહિત્ય ઠીક પ્રમાણમાં પ્રગટ થવા લાગ્યું છે. કાશી વિદ્યાપીઠે ૨૫ ભાગોમાં પ્રગટ કરવા ધારેલ 'ગાંધી ગ્રંથમાળા' નો ઉલ્લેખ અગાઉના અંકમાં થઈ ગયો છે. કલકત્તાની ઝેકોસ્લોવેક સોસાયટીએ 'મહાત્મા ગાંધી, પિક્ટોરિયલ હિસ્ટરી ઑફ એ ગ્રેટ લાઈફ ( Mahatma Gandi Pickorial History of a Great life )" ના શીર્ષક હેઠળ સંખ્યાબંધ ફોટોગ્રાફીનું આલ્બમ પ્રગટ કરેલ છે. ગાંધીજીનો જે ઓરડામાં જન્મ થયો હતો, ત્યાંથી માંડીને રાષ્ટ્રપિતાના અવસાન સુધીનાં તેમાં ચિત્રો છે. કેટલાંક ચિત્રો તો હિંદમાં પહેલીજ વાર જોવામાં આવે છે. દરેક ચિત્ર પર અંગ્રેજી તથા હિંદી મથાળું છે.

સંગ્રાહક જેન એરોસ પ્રસ્તાવનામાં દિલગીરી પ્રદર્શિત કરતાં કહે છે, કે ગાંધીજીના જીવનના અમુક બનાવોના ચિત્રો ન મળી શકવાથી આમાં આપી શકાયાં નથી.

આ આલ્બમ અંગત લાભ માટે નહિ, પણ રાષ્ટ્રપિતાને અંજલિરૂપે પ્રગટ કરવામાં આવ્યું છે. સંગ્રાહકે આ દેશના ગાંધીજીના અસંખ્ય પ્રશંસકોની મહાન સેવા બજાવી છે. પુસ્તકની કિંમત પંદર રૂપિયા છે.

ગાંધીજીના અવસાન પછી હિંદના જુદા જુદા રેડિયો સ્ટેશનો પરથી તેમને આપવામાં આવેલી અંજલિઓનો સંગ્રહ 'મહાત્મા ગાંધીને અંજલિ' શીર્ષક હેઠળ અખિલ હિંદ રેડિયો તરફથી બહાર પાડવામાં આવેલ છે. આ અંજલિઓમાં, તે વખતના હિંદના ગવર્નર જનરલ લોર્ડ માઉન્ટબેટન, વડા પ્રધાન પં. નહેરૂ, નાયબ વડા પ્રધાન સરદાર પટેલ, પ્રાંતોના ગવર્નરો તથા વડા પ્રધાનો, સુપ્રસિદ્ધ સાક્ષરો, પ્રખ્યાત હિંદીઓ, પરદેશી પત્રકારો વગેરેની અંજલિઓનો સમાવેશ થાય છે. કેટલાંક વાણીપ્રવચનો પૂરેપૂરાં છાપ્યાં છે તો જગ્યાના અભાવે કેટલાંકને ટુંકાવી નાખવા પડયા છે. આ પુસ્તિકાને સચિત્ર બનાવવામાં આવી છે.

ન્યુ દિલ્હીથી પ્રગટ થતા 'હિંદુસ્તાન ટાઈમ્સ' તરફથી 'મેમરીઝ ઓફ બાપુ'(Memories of Bapu) ની બીજી આવૃત્તિ બહાર પડી છે

છેક કવાલા (યુગાન્ડા) જેટલે દૂરથી શ્રી. પુરુષોત્તમ હરજીભાઈ ભોજાણીએ ગાંધીજી વિષેની પોતાની બધી કવિતાઓ 'વિભૂતિ વેદના' ના શીર્ષક હેઠળ બહાર પાડી છે.

ગાંધીજી વિષે અંગ્રેજી કાવ્યોનો સંગ્રહ 'મેન ઓફ ફેઇથ' એ શીર્ષક હેઠળ એમ એલ જૈતાને બાટાનગરથી પ્રકટ કર્યો છે

O

'ભીતરની વાતો' જાણવામાં એક પ્રકારનો રસ રહેલો છે દાખલા તરીકે ૧૮૭૦ ની ફ્રેંકો પ્રશિયન યુદ્ધની ભીતરની વાત જાણતા બિસ્માર્કે તારમા સુધારો કર્યાની આપણને ખબર મળે છે ગંથરે 'એશિયાની ભીતરમાં' 'યુરોપની ભીતરમાં' વગેરે પુસ્તકો લખ્યાં છે. એવી ખબર મળી છે કે અત્યારે એક ફ્રેંચમેન 'ગંથરની ભાષામાં' નામક પુસ્તક લખી રહેલ છે જો તે પ્રગટ થશે તો ભીતરની વાતો લખવાનો ઉત્સાહ ઓસરી જશે તેમ દેખાય છે પરંતુ મનુષ્યો હમેશાં મનુષ્યોજ રહેશે અને ભીતરની વાતો વાચવાનો તેમનો રસ ચાલુ જ રહેવાનો

O

પ્રખ્યાત ઈતિહાસકાર ટોન્બી(TEYNBEE) એ રાષ્ટ્રસમૂહની દષ્ટિએ નહિ પણ સંસ્કૃતિની દષ્ટિથી જગતનો મોટો ઇતિહાસગ્રંથ લખ્યો છે આ ગ્રંથમાં સંસ્કૃતિનો અર્થ, ઇતિહાસના અમુક સમયમા લોકોના પરસ્પર અસ્તિત્વ ધરાવતા સંબંધોના અભ્યાસ તરીકે ગણવામા આવે છે સર્વ પ્રકારના વિપરીત સંજોગો વચ્ચે જે ગણી ગાંઠી સંસ્કૃતિ જીવંત રહી છે તેમા હિન્દી સંસ્કૃતિને આગળપડતી ગણવામા આવી છે આ સંસ્કૃતિઓના ભવિષ્ય વિષે લેખક કંઇ અનુમાન બાંધતો જણાતો નથી

O

હાથી દાતના કામ માટે જગતમાં પ્રસિદ્ધિ મેળવનાર ચેનચીંગ ચીએ ચીનના રાજ્ય બંધારણને તથા ચીનના આખા નકશાને ટપાલની ટિકિટ જેવડા હાથી દાંતના કટકા પર કોતર્યું છે

O

કેમ્બ્રીજની તત્ત્વજ્ઞાન સોસાયટીએ ૧૯૩૯–૧૯૪૨ ના સમયનુ હોપકિન્સ પારિતોષિક "તાતા ઇન્સ્ટિટ્યૂટ ઓફ ફન્ડામેન્ટલ રિસર્ચ" ના ડાયરેક્ટર ડૉ એચ. જે ભાભા એફ. આર એસ ને આપ્યુ છે.

૧૯૧૮ થી હોપકિન્સ પારિતોષિક ફકત પાચ જ પ્રસંગોએ આપવામાં આવેલ છે આગલા મેળવનારાઓના નામ સર આર્થર એડિંગ્ટન, સર જેમ્સ જીન્સ, પ્રાધ્યાપક જી આઇ. ટેલર, પ્રાધ્યાપક પી એ એમ ડિરાક તથા પ્રાધ્યાપક પી એમ એસ બ્લેકેટ છે

O

"સોવિયેટ લેન્ડ'ના જણાવવા મુજબ તુલસીકૃત રામાયણના તાજેતરમાં થયેલ રશિયન ભાષાંતરની આવૃત્તિ શ્રેષ્ઠ છે તેનું ભાષાંતર સોવિયેટ રશિયાની વિજ્ઞાનની એકેડેમીના સભ્ય પ્રાધ્યાપક એલેક્સી બેરેનિકોવે કર્યું છે તેણે વાચનની સુગમતા માટે ટિપ્પણો આપ્યા છે અને સર્વગ્રાહી પ્રસ્તાવના લખી છે

પ્રાધ્યાપક બેરેનિકોવે યુદ્ધ પહેલાં ભાષાંતરની શરૂઆત કરી હતી અને યુદ્ધસમયમાં પણ પોતાનું કાર્ય ચાલુ રાખ્યું હતું તે ધારતા હતા કે તેના પ્રકાશનથી સોવિયેટ રશિયા તથા હિંદના સંબંધો વધારે ગાઢ બનશે

ભાષાન્તરકાર તુલસીદાસને, ચાર હજાર કરતાં વધારે સમયના ઇતિહાસ ધરાવનાર સાહિત્યમાં, અગ્રણીપદે મૂકે છે હિંદી વિદ્વાનો આ કવિને યુરોપના કોઇ પણ મહાકવિની સરખામણીમાં મૂકે છે તે મત સાથે રશિયન લેખક મળતા થાય છે મૌલિકતાનો શકિત તથા કાવ્યની સમૃદ્ધિમાં તુલસીદાસની સરખામણી શેક્સ્પીઅર સાથે થઇ શકે

તુલસીદાસના નામથી લાખો હિંદીઓ પરિચિત્ છે. તેમના જીવન વિષે અનેક વાતો ચાલે છે અત્યાર સુધી તેના જીવન વિષે બહુ જ અલ્પ માહિતી મળી શકતી હતી.

આ કાવ્યમા ત્રણ ભાષાઓનો ઉપયોગ કરવામા આવ્યો હતો પૂર્વની હિંદી, ઓધા રથ વ્રજ

મુખ્ય વર્ણન ઓધી ભાષામાં છે.

પોતાના ભાષાંતર માટે પ્રાધ્યાપકે બનારસ સાયન્ટિફિક સોસાયટી, કાશી નાગરી પ્રચારિણી સભાએ ૧૯૨૨ માં અલ્હાબાદમા પ્રગટ કરેલ આવૃત્તિનો ઉપયોગ કર્યો છે આ ઉપરાંત ટીકાવાળી બીજી ઘણી પ્રતો પણ તેણે ઉપયોગમાં લીધી છે

પ્રકાશકોને તુલસીદાસના આ અમરગ્રંથની બીજી આવૃત્તિ સત્વર બહાર પાડવી પડે તેમ લાગે છે



અત્યારની આર્થિક મંદી, કાગળની ખૂબ તંગી તથા પ્રકાશનસસ્થાનો અભાવ—આ ત્રણ બાબતો આસામી લેખકોના ઉત્સાહને મંદ પાડી દેવામાં તથા સાહિત્યકૃતિઓમા થયેલ અણધાર્યા ઘટાડામાં કારણભૂત છે આ વિઘ્નો છતાં વ્યક્તિગત યત્નો તો થયા જ કરે છે તાજેતરમાં કેટલીક પરદેશી નવલકથા તથા નાટકોના આસામની ભાષામાં ભાષાંતર થયાં છે વિકટર હ્યુગોના 'લા મિઝરાબલ'નું સંક્ષિપ્તિકરણ 'દીન દુખી'ના શીર્ષક હેઠળ તથા પ્રખ્યાત રશિયન નવલ 'રેઇન બો'નું સંપૂર્ણ ભાષાંતર 'રામધેનુ' નામથી કરવામાં આવ્યું છે નવલિકા ક્ષેત્રમા પ્રો સુ કે શર્મા, સૈયદ અબ્દુલ મલેક તથા પ્રિન્સિપાલ ટી એન ગોસ્વામીની નવલિકાઓના સંગ્રહો બહાર પાડવામા આવ્યા છે 'આધુનિક આસામીયા કવિતા' નામથી કાવ્યસંગ્રહો પણ બહાર પાડવામા આવેલ છે નવા સામયિકો પણ મોટી સંખ્યામાં નીકળતા થયાં છે

અર્વાચીન આસામી ભાષાના પ્રકાશનોની ખાસ વિશિષ્ટતા બાલસાહિત્યની વિપુલતા છે ખ્યાતનામા લેખકો એ 'રોબિન્સન ક્રુઝો' એલિસ ઇન વન્ડરલેન્ડ' 'ડોન કિવકઝોટ' અને 'ગુલિવર્સ ટ્રાવેલ્સ' જેવાં પુસ્તકોનાં ભાષાંતરો ઉપરાંત બીજા સાધનોમાંથી મળી આવતી માહિત-

કથાઓનું ભાષાંતર કરવામાં માંડયું છે 'ઉપનિષદ્' તથા પુરાણની વાતોનું ભાષાંતર કરવામાં આવ્યું છે ગ્રીક અને રોમન દંતકથાઓ પણ વિસરાઈ નથી ડૉ. વિરચીકુમાર બરૂઆએ 'રંગ-ધર' નામનું ત્રૈમાસિક પ્રગટ કરવા માંડયું છે

o

રૂ. ૫૦૦૦)નું એક એવા ત્રણ રવીન્દ્ર સ્મારક પારિતોષિકો તથા રૂ. ૧૦૦૦)નું અકિમ સ્મારક પારિતોષિક આપવાનો નિર્ણય કરવા માટે પશ્ચિમ બંગાળની સરકાર તજ્જ્ઞોની બે સમિતિઓ તાત્કાલિક નીમશે તેમ જણાય છે આ પારિતોષિકો દર વર્ષે આપવાના છે

o

'વિશાલ ભારત'ના જુન માસના અંકમાં મહાપંડિત રાહુલ સાંકૃત્યાયનનો 'હિંદી ભાષામાં પારિભાષિક શબ્દો' વિષે એક લેખ પ્રગટ થયો છે સામાન્ય વિજ્ઞાન, વૈદકીય વિજ્ઞાન, એન્જીનીયરિંગ, ભૂસ્તરશાસ્ત્ર, હવાઈ વિજ્ઞાન, રસાયન અને ખેતીવાડીના ક્ષેત્રના પારિભાષિક શબ્દોની રચનાનું ભગીરથ કાર્ય અખિલ હિંદ હિંદી સાહિત્ય સંમેલને માથે લીધું છે

o

'વિશ્વવાણી'ના જુનના અંકમાં પ્રાધ્યાપક ચંદબલિ સિંહે, ગાંધીવાદના દૃષ્ટિબિંદુથી કવિ શેલી પર એક અમૂલ્ય લેખ પ્રગટ થયો છે શાંતિ અને પ્રેમના આ બે દૂતોના સંદેશમાં લેખકને સામ્ય મળી આવ્યું છે

o

મરાઠી ગ્રંથ સંગ્રહાલયનું સંશોધન ખાતું કામે લાગી ગયું છે તેનો હેતુ મરાઠી ભાષા તથા સાહિત્યમાં સ્વતંત્ર શોધખોળ કરવાનો તેમ જ પી એચ ડી ની ડિગ્રી માટે અનુસ્નાતક વિદ્યાર્થીઓને સંશોધનમાં મદદ કરવાનો અને દોરવણી આપવાનો છે સંશોધન ખાતાના માનદ ડિરેક્ટર તથા મંત્રી પ્રાધ્યાપક કે પી કુલકર્ણી મરાઠી પ્રાચીન કાવ્ય વિવેક સિંધુની આવૃત્તિ તૈયાર કરી રહ્યા છે ત્યારે સંશોધન ખાતાના રીડર શ્રી. એ કે પ્રિયોલ્કર મુક્તેશ્વરના મહાભારતનું 'આદિપર્વ' તૈયાર કરે છે

o

હૈદ્રાબાદના ઓસ્માનિયા વિશ્વવિદ્યાલયના મરાઠીના નિવૃત્ત પ્રાધ્યાપક શ્રી સી એન જોશી પૂના ખાતે અડસઠ વર્ષની ઉંમરે સ્વર્ગવાસ પામ્યા છે તેમનું ઉપયોગી મરાઠી પ્રકાશન મરાઠવાડા ( નિઝામ રાજ્યનો મરાઠી ભાષા બોલતો પ્રદેશ ) માં અર્વાચીન મરાઠી સાહિત્યનો ઇતિહાસ છે છેલ્લાં ૭ વર્ષથી તે સુપ્રસિદ્ધ સંત કવિ શ્રીધરનું જીવનચરિત્ર તૈયાર કરી રહ્યા હતા.

o

ઓરિસાના વડા પ્રધાન ઑનં શ્રી હરિકૃષ્ણ મહેતાબ રચિત ૪૦૦ પાનાના ગ્રંથ 'ઓરિસા ઇતિહાસ'થી ઓરિસા સાહિત્યમાં એક મોટી ખોટ પુરાઈ છે તે બે વર્ષના અવિશ્રાંત પરિશ્રમનું પરિણામ છે એડવર્ડ ટોમ્સને 'ધી મેકીંગ ઓફ ઇન્ડિયન પ્રિન્સિઝ'માં કડક ટીકા કરી હતી આ ટીકા પ્રત્યે ૧૯૪૨ના અહમદનગરના કારાવાસ દરમિયાન પંડિત નેહરુએ શ્રી મહેતાબનું ધ્યાન ખેંચ્યું હતું અને પરિણામે આ પુસ્તક તૈયાર થયું છે

એવા ખબર મળ્યા છે કે બિહાર સરકાર, તુલસીકૃત રામાયણને મૈથિલી ભાષામાં પ્રગટ કરનાર છે જનતા । (મથાર પરગણા) ના શાળાઓના ઉપનિરીક્ષક શ્રી હનુક કિસ્કુએ પહેલી જ વખત તેનૂ સથાલી ભાષાંતર કર્યું છે

O

પ્રખ્યાત સિંધી લેખક તથા સૂફી અને શેક્સપીઅર તેમ જ શાહ લતીફ વચ્ચે સમાનતા શોધવાના પ્રેમી, શાંતિચાહક આશાવાદી ઉપરાંત સિદ્ધાંતવાદી પ્રાધ્યાપક જેઠમલ વી ગુલરાજાનીનુ ગભીર માંદગી પછી મુબઇમાં અવસાન નીપજ્યુ છે સ્વાતંત્ર્યયુદ્ધની શરૂઆતના તબક્કામાં તેના સિંધી 'દૈનિક હિન્દવાસી 'એ સિંધી પત્રકારિત્વમાં નવો ચીલો પાડ્યો હતો ચાર્લ્સ લેબે જે અંગ્રેજી સાહિત્યને આપ્યુ તે તેણે સિંધને આપ્યુ છે શાહ લતીફની વાતો તેમાં આપી છે પછી તો તેમણે 'ચચળનુ જીવનવૃત્તાંત' તથા લાઈટ ઓફ એશિયા'નુ અભિનવ સિન્ધી ભાષાંતર આપ્યાં છે તેની કલમમાંથી અનુવાદોનો ધોધ વહેવા લાગ્યો એમ કહેવાય છે કે તેમણે લગભગ ૨૦૦ પુસ્તકો લખ્યા હતા જેમ એ ઈ એ આયર્લૅન્ડને નવા પ્રકારનુ સામાહિક 'ધી આઇરિશ હોમસ્ટેડ" આપ્યુ તેવી રીતે જેઠમલે સિંધને 'ભારતવાસી' આપ્યુ છે

જીવનમાં છેલ્લાં દશ વર્ષોથી તે સિંધી કાવ્યના ઇતિહાસનો મહાન ગ્રંથ તૈયાર કરવામાં રોકાયા હતા જો તેઓ એ ગ્રંથ પૂરો કરવાને જીવ્યા હોત તો પોતાની જન્મભૂમિને સાહિત્યના સમૃદ્ધ વારસો આપી ગયા હોત

O

કોલંબિયા વિશ્વવિદ્યાલય (ન્યુયોર્ક સીટી) ને મળેલ દાનમાંથી ૧૯૧૭ માં સ્થાપવામાં આવેલ પુલિટ્ઝર પારિતોષિકો ૧૯૪૭ માં નીચે પ્રમાણે આપવામાં આવ્યા છે

ટેનેસી વિલિયમ્સને તેના મૌલિક અમેરિકન નાટક 'એ સ્ટ્રીટ–કાર નેઇમ્ડ ડિઝાયર' ( A street car hamed desire ) માટે, જેમ્સ એ મિચેનરને 'ટેઇલ્સ ઓફ ધ સાઉથ પેસિફિક' ( Tales of the south pacific ) માટે, માર્ગરેટ કલેરને અમેરિકન જીવનચરિત્ર 'ફર્ગોટન ફર્સ્ટ સીટીઝન' ( Forgotten first citizen માટે તથા ડબલ્યુ એચ ઓડેનને કાવ્યગ્રંથ 'ધી એઇજ ઓફ એન્કઝાયટી' (The age of anxeiety) માટે

O

૧૯૩૯ માં શરૂ થયેલ 'પોએટ્રી લંડન' દ્વિમાસિક હવે ફરીથી પ્રગટ થવા માંડ્યુ છે. જેમને કાવ્યમાં રસ છે તેઓ આ શ્રેષ્ઠ સામયિકને ફરીથી યુદ્ધ પૂર્વેની સ્થિતિમાં આવેલ જોઇને રાચશે તેમાં કાવ્યો તથા તેની ટીકા આવે છે તેના લેખકોમાં ઘણા અગ્રગણ્ય અંગ્રેજી કવિઓ છે લવાજમ ૧૬ શિલિંગ છે

O

હિંદમાં કાગળ ઉપર લખાયેલ જૂનામાં જૂની હાથપ્રતનો દાવો ધરાવતી ૮૪૩ વર્ષની જૂની નેપાળની એક હસ્તપ્રત કલકત્તાના હિંદી કળાના આશુતોષ સંગ્રહસ્થાનમાં ઉમેરવામાં આવી છે

મહારાજાધિરાજ શિવદિત્યના સમયમાં નકલ કરવામાં આવેલ આ હસ્તપ્રતના લગભગ ૬૦ પાનાં છે તેમાં પાંચ મહાયાન બુદ્ધના પાઠો છે સંગ્રહસ્થાનમાં ક્યુરેટરના કહેવા મુજબ ચિત્રો બંગાળના પાનાંશૈલીના છે અને આકૃતિઓ રંગપૂરણીનું કૌશલ્ય દાખવે છે

O

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં મહાત્મા ગાંધીજીની આત્મકથા પહેલી જ વાર પ્રગટ કરવામાં આવી છે 'ન્યુયોર્ક ટાઇમ્સ' માં વિન્સેન્ટ શીને તેની સમાલોચના કરી છે

આ પત્રના સમાલોચના વિભાગમાં એ પુસ્તકની સમાલોચનાને અગ્રસ્થાન મળ્યુ છે મહાત્માજી તથા તેમના બે અનુયાયીઓનો લગભગ આખા પાના જેવડો ફોટો તેમાં આપવામાં આવ્યો છે

—ઠાકોર લાલ માનસિંગ કામદાર

# પ્રકાશન વ્યવસાયની પારાશીશી

ગયા માસમાં મુંબઈ ખાતે સૂરતની ઉત્સાહી પ્રકાશનસંસ્થા ગાંડીવ સાહિત્ય મંદિરની શાખાનો ઉદ્‌ઘાટનવિધિ સાક્ષર શ્રી દિ. બા. કૃષ્ણલાલ ઝવેરીના હાથે થયો હતો તે પ્રસંગે એ સંસ્થાના સંચાલક શ્રી નટવરલાલ વીમાવાળાએ રજુ કરેલું નિવેદન પુસ્તકપ્રકાશન વ્યવસાયમાં રસ ધરાવનારાઓને ઉપયોગી હોઈ તે અહીં આપ્યું છે. એનાથી આપણા અત્યારના પુસ્તકપ્રકાશનવ્યવસાય આડે આવતી કેટલીક મુશ્કેલીઓનો સહજ ખ્યાલ મળશે —તંત્રી

## નવું પ્રસ્થાન

"પંડિતો કહે છે કે માનવીમાત્રનું શરીર, સમગ્ર અણુએ અણુ સાત સાત વર્ષે બદલાઈ જાય છે, જૂનું કલેવર આખું ય બદલાઈ તદ્દન નવું ઘડતર પામે છે અમારી નાનકડી ગાંડીવ સંસ્થાને પણ કંઈક એવો જ અનુભવ થયો છે સને ૧૯૨૧ માં પુણ્યશ્લોક ગાંધીજીની રજાથી તેમના પુસ્તકોના પ્રકાશન દ્વારા અમે અમારી પ્રવૃત્તિનું મંડાણ કર્યું સને ૧૯૨૭ માં અમે પહેલી જાનમરોસટની કટોકટી વગાવી-વિસર્જનની અણી પર જ હતા એક વડીલની સલાહે ૭ મહિના લંબાવ્યું અને તેમાંથી ઉગી ગયા અને ૧૯૩૪ માં એકમાંથી બે થયાં, શ્રીશક્તિ કાર્યાલય જુદું થયું, અને સ્વ. ગિજુભાઈના પુણ્યશાળી હાથે અમારા ગાંડીવ પખવાડિકની સ્થાપના કરી તે પછીનાં વર્ષો પણ ઘણી લીલીસૂકી, તકલીફો અને નિરાશાઓમાં વીતાવ્યા કેડે સને ૧૯૪૧ માં અમારી બકોર પટેલની માળાને એકાએક ગુજરાતી પ્રજાએ અપનાવી અને અમને ખરેખર જીવતદાન આપ્યું તે સાથે તે જ વર્ષે અમને એ ગુર્જર સાહિત્યસ્વામીનો અતિ મમતાળુ સાથ સાંપડ્યો તેમને તમે સૌ પિછાનો છો એક શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ અને બીજા શ્રી. જ્યોતીન્દ્ર દવે એને પરિણામે જ આજે અઠ્ઠાવીસ વરસે, ચોથો સપ્તવર્ષી તબક્કો પૂરો થાય છે ત્યારે, અમે નવું જ પ્રસ્થાન આ શાખા દ્વારા કરી શકીએ છીએ

## કટોકટી પછી

અઠ્ઠાવીસ વર્ષમાં અમે ઘણા તડકા છાંયા જોયા છે, પણ તેના લંબાણ ઇતિહાસમાં ઊતરીને આપને કંટાળો આપવાનું નથી ઇષ્ટ, નથી જરૂરી, ફક્ત એક બે ઇશારા કરું તો માફ કરશો ૧૯૨૭ ની કટોકટી પછી સને ૧૯૩૦ ની અસહકારની લડત વખતે હું જેલમાં ગયો ને ભાઈ ઇશ્વરલાલ રેંટિયાપ્રચારમાં પડ્યા ત્યારે, ને' ૩૨ ની લડતમાં સરકારે અમારા કાર્યાલય પર જપ્તી બેસાડી તેને સાત મહિના બંધ રાખ્યું અને અમારા ઐતિહાસિક ઇતિહાસગ્રંથો -મોગલ યુગનું બંગાળા, બંગાળાનો બળવો, પંજાબનું પ્રચંડ કાવતરું આદિ પાંચેક હજાર નંગ જપ્ત કરી ઘાસલેટ છાંટી બાળી મુકયા ત્યારે પણ અમારા પાયા ખૂબ જ હમચમી ઉઠ્યા હતા પરંતુ ઇશ્વરની કૃપાએ અને આપ જેવા મમતાળુ સ્વજનોના મમતાળુ સહકાર, ઉત્તેજન ને મીઠી નજરને પરિણામે અમે એ બધી કટોકટીઓ વટાવી ગયા છીએ અને હવે આજે અઠ્ઠાવીસ

વરસની ઉજવણીની પર આવી પહોંચ્યા છીએ ઇંગ્લાંડની સુપ્રસિદ્ધ પેઢી જ્યોર્જ એલન અને અનવિન લિમિટેડના પ્રમુખ, ઇંગ્લંડના તમામ પુસ્તક પ્રકાશનોના મંડળના અધ્યક્ષ અને પ્રકાશક પરિષદના અધ્યક્ષ ડૉ. સર સ્ટેન્લી અનવિને પોતાના 'The Truth about Publishing' નામના પુસ્તકમાં લખ્યું છે કે પ્રકાશકીય વ્યવસાયમાં બાળમરણનું પ્રમાણ બીજા કોઈ પણ વ્યવસાય કરતાં ઘણું વધુ છે ને હોવાનું. એ સમર્થ લેખક-વિચારકે એના કારણોની સમીક્ષા પણ બહુ ઉંડાણપૂર્વક, બહુ સુન્દર ને શાસ્ત્રીય રીતે કરી છે. પણ એમણે તો ઇંગ્લાંડ જેવા ૯૮ / ટકા ભણતરવાળા દેશનો જ વિચાર કર્યો છે. જ્યારે એવા દેશમાં પ્રકાશકીય વ્યવસાયમાં બાળમરણ ઘણું હોવાનું વિધાન સત્તાવાર રીતે થતું હોય, ત્યાં આપણા ૧૦ / ભણતર ને ૯૫ / ગરીબાઈવાળા દેશમાં, અને મુખ્યત્વે વ્યાપારપ્રધાન, અને આપણા સમર્થ બહુશ્રુત વિદ્વાન સજ્જનોની વ્યાખ્યા મુજબ સાંગોપાંગ વૈશ્ય સંસ્કૃતિમંડિત ગુજરાત પ્રાંતમાં તે પ્રમાણ ઘણું વધારે હોય જ, એ આપ સૌ સ્વીકારશો. છેલ્લા પોણોસો વરસના આપણા પ્રકાશન ઇતિહાસમાં ૨૧ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીજીએ પોતાના પહેલી સાહિત્ય પરિષદના પ્રમુખ-પ્રવચનમાં જેની શુદ્ધ અંગત કેવળ સાહિત્ય તરીકે વ્યાખ્યા કરી છે તેવા સાહિત્યના પ્રકાશન માટે શરૂ થયેલી કેટલીય નાની મોટી પેઢીઓ કાળના પ્રવાહમાં વિલીન થઈ ગઈ છે. તેમાં ઘણીક નિર્મળ ધંધાદારી દૃષ્ટિએ પણ નીકળેલી અને કેટલીક સેવાભાવે નીકળેલી પણ વિસર્જન પામી. જ્યાં સેવા ને આ શું ભળ્યું હોય ત્યાં વધુ મુશ્કેલીઓ વેઠવાની પણ હોય, ને તેને માટે એ જીવન્તી તત્પરતા પણ હોય ને હાવી જ ઘટે. આ સંજોગ. અમે અઠ્ઠાવીસ વરસે પાટે ચડી ચૂક્યા છીએ તેથી સ્વાભાવિક રીતે જ સંતાપ માણવાનું ગમે છે.

## મુંબઈમાં શા માટે ?

"લેખન પ્રકાશન વ્યવસાયની આંટીઘૂંટીની શાસ્ત્રીય સમજ માટે સર સ્ટેન્લી અનવિનનું પુસ્તક આધારભૂત છે, તેમ માઈકેલ જોસેફનું Writing for profit લેખનકળાના શિક્ષણ ઉપરાંત મુખ્યત્વે ઇંગ્લાંડ અને અંશતઃ અમેરિકાના પ્રકાશનવ્યવસાયને લગતી માહિતીથી ભરપૂર છે, કેમ કે તેમાં બધા મુખ્ય મુખ્ય પ્રકાશકોએ સ્વાનુભવનાં ટુંકાં નિવેદનો પણ આપેલાં છે. એના પરથી પણ સ્પષ્ટ સમજાય છે કે સામાન્ય રીતે દરેક દેશનો પ્રકાશન વ્યવસાય પાટનગરમાંથી જ ચાલે છે, ને ચાલી શકે, કેમ કે દેશના ઉત્તમોત્તમ લેખકો, કલાકારો, સર્જકો, કલમસ્વામીઓ આદિ પોતાની પ્રતિભાનો સર્વોત્તમ વિકાસ સાધવા સ્વાભાવિક રીતે પાટનગરમાં જ વસવા જાય છે. સુપ્રસિદ્ધ મેકમિલન કંપની સને ૧૮૪૩ કેમ્બ્રીજમાં નાનકડી હાટડી રૂપે શરૂ થઈ, ને સને ૧૯૪૩ માં એમનો સો વરસો. ઇતિહાસપ્રસિદ્ધ કલમસ્વામી ચાર્લ્સ મોરગને The House of Macmillon નામથી લખ્યો છે એ અતિસુંદર અતિ રસિક પુસ્તક છે, દરેક ગુજરાતી લેખકે વાંચવા જેવું, દરેક ગુજરાતી પ્રકાશકે ને ગુજરાતી પત્રસંપાદકે પણ વાંચવા જેવું. આખરે તો આ ધંધો આપણે ત્યાં પશ્ચિમમાંથી આવ્યો છે, અને પશ્ચિમના ધારાધોરણે જ વિકસે એવો સંભવ કદાચ ખરો; એટલે ત્યાંના પ્રવાહો સમજ્યા, વિચાર્યા, ચર્ચ્યા, વાગોળ્યા સિવાય છૂટકો નથી. એ The House of Macmillon પણ સાત વરસ કેમ્બ્રીજમાં ગાળી આઠમે કે નવમે વરસે લંડન આવ્યું, ને તે પછી જ એની, મગરૂરી શબ્દ વાપરું તો 'ભરભરાટી' થઈ-જમાવટ થઈ. આમ આ ધંધા માટે રાજધાનીનું ક્ષેત્ર એક અવિયુજ્ય, અનિવાર્ય અંગ જેવું બન્યું છે. સ્ટે

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો
## સન ૧૯૪૭–૪૮ ની સાલનો
# અહેવાલ

સુજ્ઞ મહાશયો,

૧ પૂરી થયેલી સન ૧૯૪૭–૪૮ સાલનો, રાજ્ય પુસ્તકાલય મંડળનો આવશ્યક અહેવાલ, સાધારણ રિવાજ મુજબ, રજુ કરવાની રજા લઉં છું.

રજુઆત

૨ ઇ. સ. ૧૯૨૫ માં ગણદેવી મુકામે ભરાયેલી વડોદરા રાજ્યના સાર્વજનિક પુસ્તકાલયોની પ્રથમ પરિષદને પરિણામે અસ્તિત્વમાં આવેલા આ મંડળના ઉદ્દેશ નીચે પ્રમાણે છે —

ઉદ્ભવ અને ઉદ્દેશ

(૧) રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રગતિ સાધવી અને તેમને સુવ્યવસ્થિત બનાવવાં, (૨) પુસ્તકાલય વિહોણાં શાળાવાળાં ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘાડવામાં ખાતાને સહકાર આપવો (૩) પુસ્તકાલયોના કાર્યકર્તાઓ વચ્ચે તથા શ્રીમંત સરકાર અને સ્થાનિક સંસ્થાઓ સાથે સહકાર સાધવો, (૪) પ્રજામાં વાચનનો શોખ ફેલાવવો, (૫) પુસ્તકાલય પ્રવૃત્તિ પોષક સાહિત્ય પ્રગટ કરવું, (૬) સાહિત્યના શિષ્ટ વાચનનો પ્રચાર વધારવો, (૭) પુસ્તકાલયનું વહીવટી કામ શીખવવા તાલીમ વર્ગો ભરવા યા સરકાર તરફથી ભરાય તેમાં મદદ કરવી, (૮) ખાતાના સહકાર અને સલાહ મુજબ પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો, અને (૯) પુસ્તકાલયોની તપાસણીનું કામ કરવું.

૩ ઉપરના ઉદ્દેશો વ્યવસ્થિત રીતે પાર પાડવા માટે પ્રાંત, મહાલ તથા જૂથ મંડળો રચવામાં આવ્યાં છે. આ પેટા મંડળો રાજ્ય પુ. મંડળની સલાહ અને દોરવણી મુજબ પોતપોતાના વિસ્તારોમાં યથાશક્તિ કાર્ય કરે છે. પૂરા થયેલા વર્ષ દરમ્યાન નવસારી, મહેસાણા, અમરેલી, અને વડોદરા એ ચારે પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી હતી. મહાલ મંડળો તથા જૂથ મંડળો પૈકી જેઓ જાગતાં છે, અને જેમની વાર્ષિક સભાઓ અહેવાલના વર્ષે ભરાઈ છે તથા હિસાબ નિદાન આ તરફ આવ્યો છે, તેવા જૂથ તથા મહાલ મંડળોનાં નામ નીચે પ્રમાણે છે —

પેટા મંડળો

## જાગતાં જૂથ મંડળો

વડોદરા પ્રાંત (૧) સમ્મવણી (૨) પાદરા (૩) સિનોર (૪) ડેસર (૫) વેજપુર (૬) ઈટાદ (૭) પેટલાદ (૮) વસો (૯) સિહોલ (૧૦) ભાદરણ (૧૧) અરોળા (૧૨) રૂદેલ (૧૩) પીપળી (૧૪) કરજણ (૧૫) ચોરંદા (૧૬) અચાર (૧૭) ગોરવા (૧૮) આસોજ, મહેસાણા પ્રાંત —(૧૯) ધારીસણા (૨૦) કરબટીઆ (૨૧) વેણુપરા (૨૨) નાન્દીપુર (૨૩) પ્રહુચરાજ,

નવસારી પ્રાત (૨૪) નવસારી (૨૫) વેસ્મા (૨૬) પલસાણા (૨૭) ઉમરાખ (૨૮) કામરેજ (૨૯) શામપુરા (૩૦) વલણ-પરબ (૩૧) વણેસાપીસાદ (૩૨) ઓગણા (૩૩) હળધરૂ (૩૪) રોવણી (૩૫) ગણદેવી (૩૬) ગડત (૩૭) અમેટા, અમરેલી પ્રાત (૩૮) અમરેલી (ગઈ સાલ ૨૭)

## જાગતાં મહાલ મંડળો

વડોદરા પ્રાત (૧) વડોદરા (૨) પાદરા (૩) કરજણ (૪) શિનોર (૫) સાવલી (૬) વાઘોડીઆ (૭) પેટલાદ (૮) ભાદરણ (૯) સંખેડા (૧૦) તિલકવાડા (૧૧) ડભોઇ, મહેસાણા પ્રાત (૧૨) દહેગામ (૧૩) કડી (૧૪) કલોલ (૧૫) વિજાપુર (૧૬) વિસનગર (૧૭) મહેસાણા (૧૮) ખેરાળુ (૧૯) પાટણ (૨૦) ચાણસ્મા, નવસારી પ્રાત (૨૧) નવસારી (૨૨) ગણદેવી (૨૩) પલસાણા (૨૪) કામરેજ, અમરેલી પ્રાત (૨૫) અમરેલી (૨૬) દામનગર (૨૭) ખાંભા (૨૮) કોડીનાર (૨૯) રતનપુર (૩૦) ઓખામંડળ (ગઈ સાલ ૨૯)

**પરિષદ પ્રવૃત્તિ**

૪ રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને સંગઠિત બનાવી એનું તંત્ર એકધારૂં અને સુવ્યવસ્થિત ચલાવવાની યોજનાઓ વિચારવા તથા પોતાની મહત્વકાંક્ષાઓ અને જોઈતી સવલતો તથા રાહતોની માગણી પુસ્તકાલય ખાતા આગળ તેમજ શ્રીમંત સરકાર સમક્ષ સમુહગત રીતે રજુ કરવાના આશયથી સને ૧૯૨૪-૨૫ થી શરૂ થએલી મંડળની પરિષદ પ્રવૃત્તિ જારી જ રહી છે વિશ્વવ્યાપી બીજા યુદ્ધના સબબે ઊભી થએલી અસહ્ય મોંઘવાની અન્ન સંકટ, તેમજ પ્રવાસ માર્ગની તકલીફો હજી કાયમ હોવથી અહેવાલવાળા વર્ષે એ માટે આગ્રહ રાખવાનું ઇષ્ટ ગણવામાં નહોતું આવ્યું, છતાં મહેસાણા પ્રાંતના હારીજ મહાલે પોતાની પ્રથમ પરિષદ તથા ચાણસ્મા મહાલે પોતાની ૧૦ મી પરિષદ અહેવાલવાળા વર્ષે ભરવાનો ઉત્સાહ દેખાડયો હતો

રાજ્ય પરિષદ ભરવાનો સમય પાકી ગયો છતા વિશ્વયુદ્ધ અને તેને અંગે ઊભી થયેલી વિવિધ હાડમારીઓને લીધે તે હજી લગી ભરી શકાઈ નથી શરૂ થયેલી ૧૯૪૮-૪૯ ની નૂતન સાલમાં રાજ્ય પરિષદ ભરવાની બાબતમાં યોગ્ય વિચારણા કરવાની કારોબારી સભાને વિનતી કરૂં છુ

**શિક્ષણ વર્ગ**

૫ પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચારકાર્ય માટે કાર્યકર્તા ગુજરાતી વર્ગની તથા ગ્રંથપાલોની તાલીમ માટે મંડળે ૧૯૩૧ થી શરૂ કરેલી પ્રાંતવાર શિક્ષણવર્ગો ભરવાની યોજનાનો અમલ, ચાલુ રહેલી મોંઘવાની અને ખાદ્ય પદાર્થોની તથા પ્રવાસમાર્ગની હાડમારીને કારણે છેલ્લા ચારેક વર્ષથી મોકુફ રખાયેલો તે ચાલુ સાલથી પુન શરૂ કરવામાં આવ્યો છે અહેવાલવાળા વર્ષે વડોદરા પ્રાંતના સાવલી મહાલ માટેનો વર્ગ પોઇચા ગામે, તથા નવસારી પ્રાંતના મહુવા મહાલ માટેનો વર્ગ અનાવલ મુકામે ભરવામાં આવ્યો હતો બન્ને વર્ગમાં થઇને કુલ ૪૦ જણે ગ્રામ-પુસ્તકાલય અંગેના વહીવટની તાલીમ મેળવી હતી આ ઉપરાંત શ્રીમંત સરકારની આજ્ઞાથી પુસ્તકાલય ખાતાએ પખવાડિયાની મુદતનો ત્રીજો શિક્ષણવર્ગ ધારી મુકામે અહેવાલના વર્ષે ભરેલો તેમાં જરૂર પૂરતો સહકાર મંડળે આપેલો

સમ્મેલનો

૬ પરિષદો ભરવાની મુશ્કેલીના સમયમાં પણ પરિષદ પ્રવૃત્તિના મૂળભૂત ઉદ્દેશોને બની શકે તેટલા પ્રમાણમાં બર લાવવા ખાતર મંડળે મહાલવાર મંત્રી સમ્મેલનો ભરવાની યોજના ગઈ સાલથી હાથ ધરી છે તે મુજબ અહેવાલના વર્ષે દહેગામ, કડી, પાદરા, વડોદરા અને કરજણ મહાલોના મંત્રી સમ્મેલનો યોજાયાં હતાં, અને તેમાં કાર્યકરોની વિવિધ મુશ્કેલીઓ સંબંધમાં યથાયોગ્ય વાટાઘાટ અને વિચારોની આપલે કરી મહાલની પુ પ્રવૃત્તિની પ્રગતિ સાધવાની અને સંગીનતા વધારવાની પ્રેરણા કરવામાં આવી હતી

તપાસણી

૭ પુસ્તકાલય સંસ્થાનું તંત્ર સુવ્યવસ્થિત રીતે ધોરણસર ચાલે તેટલા માટે માનદ તથા પગારદાર પ્રચારકો દ્વારા તપાસણી વ પ્રચાર કાર્ય કરવાની મંડળની નીતિ જારી રહી છે અહેવાલના વર્ષે ચાર માનદ મહાલ પ્રચારકોએ ૨૨ સંસ્થાઓની ભેટ લીધી હોવાનું જણાયું છે માનદ મહાલ પ્રચારકો ઉપરાંત પ્રાંત પ્રચારકો નીમવાની નીતિ મંડળે સન ૧૯૩૫–૩૬થી સ્વીકારી છે આર્થિક તેમજ વ્યવહારુ કારણોસર બે પ્રાંત વચ્ચે એક પ્રચારક રોકવાનું ધોરણ સને ૧૯૩૯–૪૦ થી સ્વીકારવામાં આવ્યું છે. તેને અનુસરીને, નિવેદનના વર્ષે, વડોદરા–નવસારી પ્રાંતોના પગારદાર પ્રચારક તરીકે રા. છગનભાઈ મથુરભાઈ પટેલની સેવા ચાલુ રખાઈ હતી મહેસાણા–અમરેલી પ્રાંતો માટેના પ્રચારકની ખાલી રહેલી જગાએ બોરતવાડા તા હારીજના યુવક રા ચીમનલાલ જટાશંકર દવેની નીમણોક માહે એપ્રિલ ૧૯૪૮ થી કરવામાં આવેલી પરંતુ એ ભાઈને કેળવણી ખાતામાં નોકરી મળી ગયાથી ત્રણ માસની નોકરી બાદ પ્રચારક પદેથી છૂટા થઈ ગયા છે એટલે મહેસાણા–અમરેલી પ્રાંતોના પ્રચારકની જગા પાછી ખાલી પડી હોઈ તેને માટે યોગ્ય ઇસમ ખોળી કાઢી તેની ભલામણ કરવા સંબંધકર્તા પ્રાંત મંડળોને વિનંતિ કરવામાં આવે છે.

પૂરા થયેલા વર્ષ દરમ્યાન, રા છગનભાઈએ ૧૭૨ વડોદરા પ્રાંતનાં તથા ૯૪ નવસારી પ્રાંતનાં મળીને કુલ ૨૬૬ ગામોની ફેરણી કરી છે એમની એકંદર કામગીરી ૨૬૦ દિવસની થઈ છે. ત્યારે મહેસાણા પ્રાંતના કામચલાઉ પ્રચારક રા ચીમનલાલ દવેએ ત્રણ મહિનાની નોકરીમાં કુલ ૪૨ ગામોની ફેરણી કરી હોઈ એમની એકંદર કામગીરી ૬૮ દિવસની થઈ છે નિવેદનના વર્ષ દરમ્યાન પ્રાંત પ્રચારકોએ કરેલી આ ૩૦૮ સંસ્થાઓની કામગીરીમાં રાજ્ય પ્રચારકની ફેરણીની ૩૯ અને માનદ મહાલ પ્રચારકોની કામગીરીની ૨૨ સંસ્થાઓનો ઉમેરો કરતાં, અહેવાલવાળા વર્ષે, કુલ ૩૬૯ સંસ્થાઓની તપાસણી પ્રચારક સંસ્થા દ્વારા મંડળે કરી છે પ્રચારકોનાં નામ તથા તેમની કામગીરીનો ખ્યાલ મેળવવા માટે પરિશિષ્ટ ૯મું જોઈ લેવા વિનંતિ છે માનદ મહાલ પ્રચારકભાઈઓની કામગીરી ગઈ સાલ કરતાં લગભગ ત્રીજા ભાગની છે ૪ સિવાયના બીજા માનદ પ્રચારકો આખુંય વર્ષ શાંત રહેલા જણાયા છે, તે ઠીક નથી થયું જેમણે કામગીરી બજાવી છે, તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે અને બધાયને, આ નૂતન સાલમાં, વધારે ઉત્સાહ દેખાડવાની હાકલ કરવામાં આવે છે

૮ પગારદાર પ્રચારકો ફેરણી દરમ્યાન કેવા પ્રકારની કામગીરી કરે છે તેનો ખ્યાલ નીચેની વિગતો પૂરી પાડશે —

(૧) પુસ્તકોને સિક્કા લેબલ જ્યાં થયેલાં ન હોય ત્યાં તે જાતે મદદ કરીને કરાવી લેવાં (૨) નવીન આવેલા પુસ્તકો જનરલ રજિસ્ટરમાં ચઢાવીને તેમનું વર્ગીકરણ કરી આપી નામવારી તથા વિષયવારી પત્રકો તૈયાર કરાવી લેવાં (૩) જીર્ણ થયેલા તેમજ ઉધાઇથી બગડેલા માસિકો વગેરેનું સાહિત્ય કમી કરી આપી તેનું તેમ જ બીજી પસ્તીનું વેચાણ રૂબરૂમાં કરાવી લઇને ઉપજેલી રકમ રોજમેળમાં જમા કરાવી લેવી, તથા તેનો ઉપયોગ કરાવેચે ધોરણે કરવા બાબત સમજ આપવી (૪) ગેરવલ્લે પડેલા તથા વપરાશથી નકામાં બનેલા પુસ્તકોની યાદી કરાવી તેને કમી કરાવી લેવા યોગ્ય અધિકારી તરફ રિપોર્ટ કરાવવો (૫) દફતરી કાગળોની પૂર્તતા કરાવી સંસ્થાના શિક્કા તથા અનુક્રમ નંબર નખાવી એકુણાત કરાવી લેવી (૬) લોકમદદની રકમની પાવતી આપવાનો વહીવટ ન હોય ત્યાં તે દાખલ કરાવવો (૭) રોજમેળ પદ્ધતસર લખી જે તે રકમ સામે વાઉચર કે પાવતીનો નંબર લખવાની સમજૂત આપવી (૮) ત્રિમાસિક તથા વાર્ષિક નિવેદનો તેમ જ અંદાજપત્રો તૈયાર કરવામાં મદદ કરી નાના કરાવવા (૯) વાચનાલયવાળાં ગામોએ પુસ્તકાલયો ગોઠવવા માટે જરૂરી પ્રચાર કરી રકમ ભેગી કરાવીને પુસ્તકાલય માટે માગણી કરાવવી (૧૦) પછાત ગામોને હીરકનિધિમાંથી મળતો લાભ મેળવીને પુસ્તકાલયો ખોલાવી લેવાની પ્રેરણા કરવી (૧૧) વાચક મંડળના લાભ સમજાવી એવાં મંડળો સ્થાપવાને પ્રેરવા (૧૨) ભણતા તથા ઊઠી ગયેલા બાળકોને પુસ્તકો છૂટથી વાચવા આપવાની સમજણ પાડવી, તથા વર્ગ ૩થી ૭માં ભણતા બાળકોને રૂબરૂમાં પુસ્તકો વાચવા આપવા (૧૩) પછાત કોમોના લોકોને બોલાવી તેમને વાચનનો લાભ સમજાવવો અને તેમને ઘરના પુસ્તકો વાચવા અપાવવા (૧૪) પ્રૌઢ શિક્ષિતોને ઉપયોગી થઇ પડે તેવું સાહિત્ય વસાવીને તેનો પ્રચાર પ્રૌઢ શિક્ષિત વર્ગમાં કરતાં રહેવાના સમજૂત મંત્રી-ગ્રંથપાલ ભાઇઓને આપવી (૧૫) કાયમ ફંડની રકમો જ્યાં ન મૂકાઇ હોય ત્યાં મુકાવરાવવી અગર તો વહેલામાં વહેલી તકે તેમ કરી દેવાની સમજ આપી ખાતાનું તે તરફ ધ્યાન દોરવું (૧૬) ખાનગી આસામીઓને ત્યાં રખાયલી કાયમફંડની રકમો બની શકે ત્યાં વસૂલ કરાવી લેવી અગર તેમ કરી દેવાની મંત્રીને તાકીદ આપવી (૧૭) હાથપરની વધુ સિલક ઠરેલા ધોરણે જમા કરાવી દેવાનું સૂચવવું (૧૮) શિક્ષણવર્ગો, પરિષદો તથા શિષ્ટવાચનની પરીક્ષાઓનો લાભ લેવા લેવડાવવાની સમજ આપવી (૨૦) પર્વણીદિન ઊજવવા માટે પ્રેરણા કરી તે માટે કરવાની તૈયારીમાં જરૂરી દોરવણી આપવી

**પગારદાર પ્રચારકોની કામગીરી**

અહેવાલવાળા વર્ષ દરમ્યાન વડોદરા-નવસારી પ્રાન્ત પ્રચારકે ઉપરોક્ત પ્રકારની બધી જ કામગીરી સંતોષકારક રીતે બજાવી હોવાનું જણાય છે અને પ્રાંતોના શિક્ષણ વર્ગોમાં હાજર રહી જરૂરી સાથ આપ્યો હતો. વડોદરા પ્રાંતમાં ૨૬૯૫ અને નવસારી પ્રાંતમાં ૧૦૯૨ મળી કુલ ૩૭૮૭ પુસ્તકો ફેરણી દરમ્યાન રૂબરૂ વાચવા આપ્યાં હતા

**નવીન પુસ્તકાલયો**

૯ તપાસણી ઉપરાંત, દર સાલ મુજબ અહેવાલના વર્ષે પણ ઉઘાડવા ઠરેલા ૧૦ નવીન પુસ્તકાલયોની સંખ્યા પૂરી કરી આપવા બાબતમાં જરૂરી પત્રવ્યવહાર, રૂબરૂ મુલાકાત વગેરે દ્વારા મંડળે પુસ્તકાલય ખાતાને સંપૂર્ણ સહકાર આપ્યો હતો

૧૦ પ્રજોપકારક પુ પ્રવૃત્તિનું મહત્વ જનસમૂહને સમજાવવા કાજે અને સ્થાનિક સંસ્થા પરત્વે સમતા પ્રગટાવવા માટે દર વર્ષે વસંત પંચમીનો દિવસ ખાસ પુસ્તકાલય પર્વણી દિન તરીકે ઊજવવાનું ધોરણ છેલ્લા સોળેક વર્ષથી મંડળે સ્વીકાર્યું છે. અહેવાલના વર્ષે પણ આ પર્વણી ઉત્સવ ચારે પ્રાંતોમાં ઉજવાયો હતો આવેલા અહેવાલોનો સાર 'પુસ્તકાલય' માસિકના ફેબ્રુઆરી અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે ચાલુ નવીન વર્ષે, આ પર્વણીદિન ઠાઠે સ્થળે ઉજવાય એવી તજવીજ રાખવા પુસ્તકાલય પ્રવૃત્તિના ચાહક અને ભક્ત વર્ગને ભલામણ કરીએ છીએ

**પુસ્તકાલય પર્વણી**

૧૧. જનતાને શિષ્ટ વાચન પ્રતિ આકર્ષવાના સદ્ હેતુથી મંડળે શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના સને ૧૯૩૧ થી હાથ ધરી છે અહેવાલવાળા વર્ષે 'સ્વ૦ મોતીભાઇ ન. અમીન'ના જીવન અને કાર્ય વિષયક પુસ્તકની ૨૪ મી પરીક્ષા યોજાયેલી એનો લાભ ૫૦ ઉમેદવારોએ લીધો હતો સિવાય વડોદરા, પાદરા, કરજણ, કડી, કનોલ, ચાણસ્મા અને દહેગામ એ ૭ મહાલ મંડળોએ વિદ્યાર્થીઓ માટે "આપણા સરદાર" અને "આપણા જવાહર" એ પુસ્તકોની પરીક્ષાઓ, નિવેદનના વર્ષે યોજી હતી. મહાલ મંડળો તરફે યોજાતી પરીક્ષાનું ક્ષેત્ર એકલા વિદ્યાર્થી વર્ગ પૂરતુ જ મર્યાદિત ન રાખતા તરુણ તેમજ પ્રૌઢ સમાજમાં પણ વિસ્તારવાની જરૂર ગણીએ છીએ

**શિષ્ટ વાચનનો પ્રચાર**

૧૨ હિતકર અને બોધક સાહિત્યના વાચનની નિયમિત ટેવથી જીવનવિકાસ સાધવામાં માર્ગદર્શક અને મદદગાર થવાના શુભાશયથી મંડળે ગ્રામવાચક મંડળની યોજના જાહેર કરી છે-(યોજના માટે જુઓ 'પુસ્તકાલય' માસિકના સન ૧૯૪૩ ના ઑકટોબર અંકમાં પ્રસિદ્ધ થયેલ મંડળના અહેવાલનું પાન ૪૦૩ )

**ગ્રામવાચક મંડળ**

અહેવાલના વર્ષે પ્રાંત પ્રચારક શ્રીયુત છગનભાઇના પ્રયાસથી ૩૪ નવીન ગ્રામવાચક મંડળો સ્થપાયા છે ને કુલ સંખ્યા ૫૮ થઇ છે આ સંખ્યા હજી બહુ નજીવી હોઇ એમાં આદરપાત્ર ઉમેરો કરવા માટે પ્રચારક ભાઇઓને, આ નૂતન સાલમાં સવિશેષ તજવીજ રાખવાની તથા ગ્રામવાચક મંડળો ઠેર ઠેર સ્થાપન કરાવી તેની લેખી ખબરો આ તરફ જે તે વખતે જ મોકલાવી આપવાની ખાસ નોંધ લેવા સૂચવીએ છીએ વાચક મંડળના ઉત્સાહી સભ્યો તરફથી આવતી વાચન નોંધો વખતોવખત 'પુસ્તકાલય'ના અંકોમાં પ્રસિદ્ધ કરવાની તજવીજ કરાય છે

૧૩ પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક શિક્ષણ ઘેરબેઠાં મેળવીને ગ્રંથપાલત્વની પરીક્ષા પસાર કરવા માગનારાઓ માટે પ્રમાણપત્ર માટેની પરીક્ષાની યોજના મુજબ, અહેવાલવાળા વર્ષે, એક પરીક્ષા યોજવામાં આવી હતી એનો લાભ ૫ જણે લીધો હતો પણ પરીક્ષ્ય ઉમેદવારોનો પુસ્તકોના શાસ્ત્રીય વર્ગીકરણનો અભ્યાસ બિનકુલ કાચો જણાયાથી ફક્ત ૧ જ ઉમેદવાર પ્રમાણપત્ર મેળવવાને ભાગ્યશાળી નીવડયો છે

**પ્રમાણપત્ર માટેની યોજના**

**સ્મારકમાળા**

૧૪ પુસ્તકાલય પ્રવૃત્તિના અઠંગ ઉપાસક સ્વ. શ્રી મોતીભાઈ અમીન સાહેબની યાદગીરીમાં યોજાયેલ સ્મારક ગ્રંથમાળાના છઠ્ઠા પુષ્પ તરીકે 'સબળભૂમિ ગુજરાત' નામનું ગુજરાતની લડાયક ખમીર ધરાવતી કોમોનો રસમય પરિચય કરાવતું માનવ જાતીય શાસ્ત્રને લગતું પુસ્તક, ગુજરાતના જાણીતા લેખક શ્રી ગોકુળદાસ દ્વા. રાયચુરા પાસે તૈયાર કરાવી, અહેવાલવાળા વર્ષે, પ્રકટ કરવામાં આવ્યું છે.

**મહેકમ**

૧૫ મંડળનું મહેકમ ૧ સહમંત્રી, ૧ રાજ્ય પ્રચારક, તથા ૨ પ્રાંત પ્રચારકો મળી ૪ સેવકોનું બનેલું છે. પૈકી મહેસાણા–અમરેલી પ્રાંતના પ્રચારકની ખાલી પડેલી જગા એપ્રિલથી જુનના ત્રણ મહિના માટે જ પૂરી શકાઈ હતી. જુલાઈથી એ જગા ફરી પાછી ખાલી પડી છે. એટલે પૂરી થયેલ સાલ આખરે ત્રણની જ સેવા ચાલુ રહેલી છે. મહેકમના માણસોને ગ્રેડોના પગાર ઉપરાંત સરકારી ધોરણે રૂ. ૨૦) મોંઘવારી ભથ્થું અપાતું હતું તે જાનેવારી ૧૯૪૮ થી રૂ. ૨૫) લેખે આપવાનું સ્વીકાર્યું છે. છતાં મોંઘવારીનો માર દિનપ્રતિદિન વધતો જતો હોવાથી મહેકમ પોતાની ગ્રેડો સુધરવાની આશા રાખે એ બિલકુલ સ્વાભાવિક હોઈ એવી અરજી પણ તેમના તરફથી આવી છે. કારોબારી સભાને એનો સહાનુભૂતિપૂર્વક વિચાર કરવાની ભલામણ કરું છું.

**રાજ્ય પ્રચારક**

૧૬ ઉપરોક્ત પ્રાંત તથા માનદ પ્રચારકો ઉપરાંત પગારદાર રાજ્ય પ્રચારક શ્રીયુત વલ્લભભાઈ મુ. પટેલે 'તપાસણી'ના મથાળાવાળા ફકરામાં જણાવેલી ફેરણી કરવા ઉપરાંત નવાં પુસ્તકાલયો ઉઘાડવામાં ખાતાને મદદ કરવાની, પ્રાંત મંડળોની તથા મહાલ મંડળોની વાર્ષિક સભાઓમાં, મહાલ પરિષદોમાં તથા મંત્રી સંમેલનોમાં હાજર રહીને તેની કાર્યવાહીને દોરવાની, તેમજ કેટલીક ગ્રામ અને કસ્બા પુસ્તકાલયોની તથા પ્રાંત અને મહાલ મંડળોની દફતર તપાસણીની કામગીરી કરી છે. ઉપરાંત રાજ્ય મંડળના હિસાબ કિતાબ અને ઑફિસનું દફતરી કામ પણ એમણે સંભાળ્યું છે. જૂના અને મહાલ મંડળોને જાગતાં રાખવાની ફરજો પણ એમણે બજાવી છે. વડોદરા પ્રાંતના શિક્ષણ વર્ગમાં તેમજ ખાતા તરફથી યોજાયેલા ધારીના શિક્ષણ વર્ગ અંગે સંપૂર્ણ સહકાર આપવાની કામગીરી પણ રાજ્ય પ્રચારકે બજાવી હતી. રાજ્ય પ્રચારકની બહાર ગામની કામગીરી ૬૦ દિવસની થઈ છે.

**સહમંત્રી**

૧૭ સહમંત્રી શ્રીયુત નાજુકલાલ નંદલાલ ચોકસીએ નિવેદનના વર્ષે ગ્રામ વાચક મંડળો ઊભાં કરાવવા અંગે જરૂરી પત્ર વ્યવહારનું તથા શિષ્ટ વાચનના પ્રચાર અને પ્રમાણપત્ર માટેની પરીક્ષાઓ અંગેનું તમામ કામ કર્યું છે. અખિલ હિંદ પુસ્તકાલય મંડળના કાર્યકર્તાઓ સાથે સંપર્કમાં રહેવાની કામગીરી પણ વખતો વખત બજાવી છે. પ્રમાણપત્ર માટેની પરીક્ષાના ઉમેદવારોને પત્ર વ્યવહાર દ્વારા વર્ગીકરણ પદ્ધતિનું ક્રિયાત્મક શિક્ષણ આપવાની કામગીરી પણ એમણે જ બજાવી છે. મંડળને લગતો અંગ્રેજી ગુજરાતી પત્ર વ્યવહાર તેમજ પ્રાંત અને મહાલ પ્રચારકોની દોરવણી અને દેખરેખની કામગીરી ઉપરાંત સ્મારક માળા અંગે જરૂરી પત્ર વ્યવહાર ચલાવી હસ્તલિખિત સામગ્રીઓ મંગાવીને વાંચી વંચાવડાવી સમિતિ પાસે બહાલ કરાવવાની અને

છપાવી પ્રકટ કરાવવાની તમામ કામગીરી સહમત્રીએ બજાવી જે સિવાય, વડોદરા મહાલ મ ડળની વાર્ષિક સભામા હાજર રહી યોગ્ય દોરવણી આપી હતી વડોદરા અને નવસારી પ્રાંતો માટે ગોઠવાયેલા શિક્ષણ વર્ગોના સચાલન અને તેમા શિક્ષણ આપવાની કામગીરી પણ એમણે બજાવી હતી સહમત્રીની બહારગામની કામગીરી ૯ દિનની થઈ છે

૧૮. મડળની કારોબારી સમિતિના પ્રમુખપદે રાજમિત્ર શ્રીમાન મોતીભાઇ છો દેસાઇ સાહેબ તથા ઉપપ્રમુખપદે શ્રી હરિવલ્લભદાસ સુ શાહ ચાલુ

**પ્રમુખપદ**

છો હે, ને તેમણે યોગ્ય દોરવણી આપી છે

**રાજ્યાશ્રય અને પ્રાંત પચાયતાની મદદ**

૧૯ સન ૧૯૪૬-૪૭ ની સાલમા મડળને રૂ ૧૨૦૦) સરકાર મદદના મળતા હતા. ચાલુ રહેલી મોઘવારીને પહોંચી વળવા ખાતર આ મદદમાં વધારો કરી દેવાની માગણી મડળે શ્રીમત સરકાર સમક્ષ પેશ કરેલી તેના પરિણામે રૂ ૪૦૦) નો વધારો મજૂર થયાના હુકમની અવલ નકલ સન ૧૯૪૭ ના જુલાઇની ૭ મી તારીખે મડળ તરફ આવી ગયેલી એટલે સન ૧૯૪૭-૪૮ નુ વાર્ષિક બજેટ ગોઠવતી વખતે સરકાર મદદના રૂ ૧૬૦૦) મળવાના છે એવી ખાત્રીપૂર્વકનુ બજેટ ગોઠવવામાં આવેલુ પરતુ એ પ્રમાણે નક્કી કરેલા બજેટ અન્વયે લગભગ ૧૦ મહિનાનો ખર્ચ પડી ગયા બાદ સદરહુ સરકાર હુકમની છાપેલી નકલ મળી તેમાં વધારો નામજૂર હોવાનો શેરો આવ્યો પરિણામે ખર્ચની બાબતમા મડળને ભારે મુશ્કેલીમા મુકાવું પડયુ છે સદરહુ બાબતમાં શ્રીમત સરકારનુ ધ્યાન દોરતા ફેર વિચારણા કરવાનું યોગ્ય જણાતુ હોય તો નવેસર દરખાસ્ત પેશ કરવી' એવુ લખાઇ આવેલું તે મુજબની દરખાસ્ત શ્રીમત સરકારમા જુલાઇ મહિનામા રજૂ કરવામાં આવેલી છે અને તેમાં પૂરી થયેલા ૧૯૪૭-૪૮ ની સાલ માટેનો વધારો મળવાની પણ માગણી કરાઇ છે એનો નિકાલ સરકાર તરફથી હજી થઈ આવ્યો નથી આશા રાખવામાં આવે છે કે શ્રીમત સરકાર, મદદ વધારાની મડળની આ માગણીનો સહાનુભૂતિપૂર્વક વિચાર કરીને મંડળની મૂઝવણ ટાળશે

અગાઉના ધોરણે સરકાર મદદના રૂ ૧૨૦૦), નિવેદનના વર્ષે મળી ગયા છે ચારે પ્રાંત પંચાયતો તરફથી રૂ ૧૬૦૦)ની મદદ ભાગે પડતે કાળે મળી છે આ બદલ શ્રીમત સરકારનો તેમજ પ્રાંત પચાયતોનો સહૃદય આભાર માનવામા આવે છે

**મડળના સભ્યો**

૨૦ રાજ્યાશ્રિત પુસ્તકાલયો અને વાચનાલયોની કુલ સખ્યા, અહેવાલવાળા વર્ષે, ૧૫૬૧ હતી તેમાથી ૧૧૬૮ સસ્થાઓ મડળના લવાજમી સભ્ય તરીકે ચાલુ રહી હતી પ્રાતવાર સસ્થાઓ ઉપરાંત વ્યક્તિગત સભાસદો કરવાનુ પણ મડળનુ ધોરણ છે ને તેને માટે આજીવન સભ્યનું લવાજમ રૂ ૨૫) તથા વાર્ષિક સભ્યનું લવાજમ રૂ ૩) ઠરાવેલું છે તે મુજબ લવાજમે આજીવન સભ્યોની સખ્યા વર્ષની શરૂઆતમા ૨૬ હતી, તેમાં ૨ નો વધારો થઇ, અહેવાલવાળા વર્ષે, આજીવન સભ્યો ૨૮ થયા છે બન્ને વર્ગના વ્યક્તિગત સભ્યો મંડળના ચોપડે નધાય એ બહુ ઇચ્છવાયોગ્ય હોઇ તે માટે બનતો પ્રયાસ હજી જારી રાખવા મંડળની કારોબારી સમિતિના સભ્યોને વિનતિ કરવામાં આવે છે

**કારોબારી મંડળ અને તેની કાર્ય પદ્ધતિ**

૨૧ મંડળના બંધારણ પ્રમાણે ૧૬ + ૫ મળી ૨૧ સભ્યોનું એક વ્યવસ્થાપક મંડળ અને કારોબારીની સભા સન ૧૯૩૯-૪૦ મા મારોળ મુકામે ભરાયેલી ૭ મા રાજ્ય પરિષદની બેઠકમાં ચૂંટવામાં આવેલી, તેમાં અવસાન તથા રાજીનામાને સબબે કારોબારીએ કરેલા સુધારાવાળુ વ્યવસ્થાપક મંડળ હાલ કામ કરી રહ્યું છે. કારોબારી સભ્યોનાં નામ પરિશિષ્ટ ૪ થામાં આપેલા છે

મંડળની કારોબારીની અને વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા, દર સાલ પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી ગયા બાદ, સપ્ટેમ્બર માસમાં ભરાય છે અને પૂરા થયેલ વર્ષના અહેવાલ-હિસાબ તથા નવી સાલનું અંદાજપત્ર મંજૂર કરવા ઉપરાંત નવી સાલના પ્રશ્નો વિચારી જે તે નિર્ણય કરી લે છે તે પછી વર્ષ દરમ્યાન ઉપસ્થિત થતા પ્રશ્નોનો વિચાર ને નિર્ણય દરેક સભાસદના લેખી અભિપ્રાય પરિપત્ર ફેરવી ટપાલ માર્ગ મેળવીને કરી લેવાનો વહીવટ મંડળે સ્વીકાર્યો છે અહેવાલવાળા વર્ષ દરમ્યાન એવો પ્રસંગ મહેકમનું મોંઘવારી ભથ્થુ સરકારી ધોરણે વધારી આપવાનો પ્રાપ્ત થયો હતો

**હિસાબ તથા ઓફીસ**

૨૨ ઘી ઓડિટર તપાસાયેલો મંડળનો ઊપજ ખર્ચનો હિસાબ પરિશિષ્ટ ૧ મા સામેલ છે મંડળની ઓફીસનું સ્થળ સેન્ટ્રલ લાયબ્રેરીમા સાર્વજનિક પુસ્તકાલય શાખાની કચેરીમાં ચાલુ રહ્યું છે

**આભાર**

૨૩ રચનાત્મક કાર્યને પહોંચી વળાય તે માટે રાજ્ય તરફની મદદ ચાલુ રાખવા તથા તેમા વધારો કરી આપવાનો પ્રશ્ન ફરી વિચારણા માટે મગાવવા જેટલી સહાનુભૂતિ દર્શાવવા બદલ નામદાર મંત્રી મંડળનો, પંચાયત પક્ષની મદદ પૂરી કરી આપવા બદલ ચારેય પ્રાંત પંચાયતોનો, મંડળને વખતોવખત જોઈતી સગવડ અને સહાય આપી મંડળના કાર્ય પરત્વે હિતચિંતા ધરાવવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબોનો, સંસ્થા-સભાસદોનાં લવાજમ વસૂલ કરી આપવા બદલ પુ. સ. સ. મંડળ લિ. નો, તથા મંડળનો હિસાબ અને સરવૈયુ વગર લવાજમે તપાસી આપવા બદલ રાજ્યમાન્ય અન્વેષક શ્રી આપાજી અમીન એન્ડ કો. નો અંતઃકરણપૂર્વક આભાર માનવામા આવે છે.

વડોદરા
તા ૭-૯-૪૮

રામભાઈ કા. પટેલ
માનદ મંત્રી
વ. રા. પુ. મંડળ

# પરિશિષ્ટ ૧ લું

## સને ૪૭–૪૮ ના ઉત્પન્ન-ખર્ચનો હિસાબ

(તા ૧–૮–૪૭ થી તા ૩૧–૭–૪૮ સુધીનો)

| જ | ઉ |
|---|---|
| ૧૭૭૫–૦–૦ કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયોના લવાજમ તથા મદદના | ૨૪૧૦–૬–૬ મહેકમનો પગાર, મોંઘવારી, મુસાફરી ખર્ચ તથા પ્રો. ફંડના |
| ૧૬૦૦–૦–૦ પ્રાંત પંચાયતોની મદદના | ૩૧–૧–૦ કંટીજંટ ખર્ચના |
| ૧૨૦૦–૦–૦ સરકાર મદદના | ૩૬–૭–૯ પોસ્ટેજ ખર્ચના |
| ૯૩-૧૦-૯ વ્યાજના | ૯૨–૭–૯ છપામણી ખર્ચના |
| | ૨૬–૭–૦ મંત્રી તથા વ્યવસ્થાપકોના મુસાફરી ખર્ચના |
| ૪૬૬૮-૧૦-૯ | ૧૦–૦–૦ ધી ઑલ ઇન્ડીયન લાઇબ્રેરી એસોસિએશનના લવાજમના |
| ૭૮૩–૬–૩ ચાલુ સાલની ખોટ (મંડળના ચાલુ ફંડ ખાતેથી લીધી તે) | ૧૩૩૧-૧૩-૦ મહાલ અને પ્રાંત મંડળોને ફાળવણીના |
| ૫૪૫૨–૧–૦ | ૧૧૭૫–૦–૦ પ્રાંત મંડળોને પ્રાંત પ્રચારક ખાતે મદદના |
| | ૨૯૯–૬–૦ પુસ્તકાલય શિક્ષણ વર્ગના |
| | ૩૯–૦–૦ શિષ્ટવાચનની પરીક્ષાનાં ઇનામના |
| | ૫૪૫૨–૧–૦ |

વડોદરા તા ૧૬–૯–૪૮
અમે ઉપરનો ઉપજ-ખર્ચનો હિસાબ તપાસ્યો છે અને તે બરાબર છે

(sd,) Apaji
Registered Accountants-Auditors

## ૩૧–૭–૪૮ના રોજનું સરવૈયું

| જ | ઉ |
|---|---|
| ૬૨૭૬-૭-૧૧ ચાલુ ફંડ-(રાજ્ય પુ૦ મંડળનું) | ૧૦૫-૧-૯ પુસ્તકોનો સ્ટોક (વેચાણ બાદ જતાનો ખર્ચ), |
| ૭૦૫૯-૯-૨ સન ૪૬-૪૭ આખરનું | ૯૨–૭–૯ બાલસાહિત્ય સર્વ સંગ્રહ ભા ૧લા ખાતે (હવે સ્ટોક નં ૧૧૭) |
| ૭૮૩-૬-૩ ચાલુ સાલના ઉત્પન્ન-ખર્ચમાં આવેલી ખોટના | ૧૨–૧૦–૦ બાલસાહિત્ય સર્વ- |
| ૬૨૭૬-૨-૧૧ | |

૮૧૮-૧૪-૨ કાયમી ફંડ —
૭૨૫–૦–૦ સન ૪૬-૪૭ આખરનુ
૯૩-૧૪-૨ ચાલુ સાલનો વધારો

૮૧૮-૧૪-૨

૨૧૧૩-૮-૧ અનામત દેવા —
૨૬૭-૧૦-૦ શ્રી સ ગ્રા દ્ર ફંડ- ના વ્યાજના
૨૪૬-૮-૦ સન ૪૬-૪૭ આખરના
૨૧–૨–૦સન૪૬ ૪૭ ના વ્યાજના
૧૫૬-૮-૦ સ્વ દત્ત રમા ફંડના વ્યાજના
૧૮૦-૮-૩ સન૪૬ ૪૭ આખરના
૨૧-૨-૦ સન ૪૬-૪૭ ના વ્યાજના

૨૦૧-૧૦-૩

૪૫-૨-૩ શિ વા ની પરીક્ષાની

૧૫૬–૮–૦ પુસ્તકો ખાતે મદદના
૧૪૬-૭-૩ બાલ સાહિત્ય સર્વ સગ્રહ ભા ૧લાની પૂરવણી ખાતે (હવે સ્ટૉક નં ૩૮૩ )
૧૫૪૩-૨૧૦ ચાલુ સ્ટાફના ગ્રે ફંડના

૨૧૧૩-૮-૧

૯૨૦૮-૯-૨

સગ્રહ ભાગ ૨જા ખાતે (હવે સ્ટૉક નં ૧૧૭)

૧૦૫-૧-૯

૯૧૦૩-૭-૫ રોકડ શિલક તથા બેંકોમા
૫૮ ૧૪ ૮ બરોડા બેંકના સેવીંગ ખાતામાં
૨૦૦-૧૫-૬ નેશનલ સેવીંગ બેંકમા
૭૨૧૧-૯-૦ બરોડા બેંકની ફીક્સ્ડ ડીપોઝીટમા
૧૬૬-૦-૬ બરોડા બેંકના ચાલુ ખાતામાં
૧૪૧૦-૩-૩ પુસ્તકાલય સ સ મંડળમા
૫૫-૧૨-૬ રોકડ શિલક

૯૧૦૩-૭-૫

૯૨૦૮-૯ ૨

વડોદરા તા ૧૬–૯–૪૮

અમે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનું તા ૩૧–૭–૪૮ નું ઉપર જણાવેલું સરવૈયું તપાસ્યુ છે, અને તે બરાબર છે.

(Sd ) Apaji Amin & Co
Registered Accountants Auditors

## પરિશિષ્ટ ૨ જું

### પ્રાંતવાર લવાજમ આપનાર પુસ્તકાલયોની સખ્યા

| | વડોદરાપ્રાંત | | મહેસાણાપ્રાંત | | નવસારીપ્રાંત | | અમરેલીપ્રાંત | |
|---|---|---|---|---|---|---|---|---|
| | પુ ની સખ્યા | લવાજમ આપનાર | પુ ની સખ્યા | લવાજમ આપનાર | પુ ની સખ્યા | લવાજમ આપનાર | પુ ની સખ્યા | લવાજમ આપનાર |
| પ્રાંત પુસ્તકાલય | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| કસ્બા ,, | ૨૨ | ૨૧ | ૩૦ | ૨૯ | ૧૦ | ૯ | ૭ | ૬ |
| ગ્રામ મહિલા, બાલ પુ કસ્બા અને ગ્રામ વા | ૫૬૪ | ૪૩૨ | ૫૨૫ | ૩૮૬ | ૨૫૨ | ૧૭૨ | ૧૪૭ | ૧૧૦ |
| કુલ | ૫૮૭ | ૪૫૩ | ૫૫૬ | ૪૧૬ | ૨૬૩ | ૧૮૨ | ૧૫૫ | ૧૧૭ |

કુલ ચારે પ્રાંતના પ્રાંત પુસ્તકાલય ૪, કસ્બા પુ ૬૯, મહિલા પુ ૨૪, બાલ પુ. ૧૪, ગ્રામ પુ ૧૪૨૦, ગ્રામ વા ૨૫ અને કસ્બા વા ૫ મળી કુલ ૧૫૬૧ માંથી મદદ લેનારની સખ્યા ૧૨૭૫, અને તે પૈકી લવાજમ આપનારની સખ્યા ૧૧૬૮.

## પરિશિષ્ટ ૩ જું

### આજીવન સભ્યો

( એકી વખતે રૂ ૨૫) આપનાર )

૧ રાજમિત્ર શ્રી મોતીલાલ છોટાલાલ દેસાઇ, વડોદરા
૨ રાજરત્ન શ્રી તુલસીભાઇ બકોરભાઇ અમીન ,,
૩ શ્રી રામભાઇ કાશીભાઈ પટેલ, વસો
૪ શ્રી છોટાભાઇ ખુશાલભાઇ પટેલ, નાર
૫ શ્રી હરિવલ્લભદાસ ચુનીલાલ શાહ, પેટલાદ
૬ શ્રી મણીલાલ મ ગળજી કાશીવાળા, વાઘોડીઆ
૭ શ્રી નટવરલાલ ગોરધનલાલ શાહ, સિનોર
૮ શ્રી મૂળચ દભાઇ લલ્લુભાઇ પટેલ, વાસદ
૯ શ્રી શિવલાલ મૂળચ દ ગીરધી, ચાણસ્મા
૧૦ શ્રી મંગુભાઇ અમથાભાઇ પટેલ ,,
૧૧ શ્રી જયશ કર કાલુરામ વ્યાસ ,,
૧૨ શ્રી ભીખીદાસ મોતીલાલ પટેલ ,,
૧૩ શ્રી. અબાલાલ જેઠારામ પટેલ ,,
૧૪ શ્રી પ્રહલાદજી તારાચ દ ભાવસાર, ધીણોજ ( તા ચાણસ્મા )
૧૫ શ્રી. ચ દુલાલ કાળીદાસ શાહ ,, ,,

૧૬ શ્રી પુનમચંદ ચુનીલાલ શાહ " "
૧૭ શ્રી પીતાંબરદાસ ભગુનરામ ભાવસાર " "
૧૮ શ્રી રમણલાલ નાથાલાલ શાહ " "
૧૯ શ્રી શંકરભાઈ રામસિંહજી ચૌધરી, બ્રાહ્મણવાડા "
૨૦ શ્રી મોહનલાલ બાજીદાસ પટેલ, ચાંદપુરી "
૨૧ શ્રી ભગવાનજી ગોરધનદાસ ઠક્કર, બહુચરાજી "
૨૨ શ્રી પ્રહલાદજી હરગોવિંદદાસ પટેલ " "
૨૩ શ્રી મગાભાઈ મણીભાઈ તેલી, નવસારી "
૨૪ શ્રી મણીલાલ હરીલાલ મોદી, કોસંબા ( તા. માંગરોળ )
૨૫ શ્રી હીરાલાલ મોતીલાલ પરીખ, પેટલાદ
૨૬ રાજરત્ન શ્રી પ્રતાપરાય ગીરધરલાલ મહેતા અમરેલી

## સન' ૪૭-૪૮ માં નવા નોંધાયલા

૨૭ શ્રી નારણલાલ જગન્નાથ દવે, મીઠીઘારીયલ ( તા ચાણસ્મા )
૨૮ શ્રી આશાભાઈ મથુરભાઈ પટેલ, હાથીજ

# પરિશિષ્ટ ૪ થું

## વ્યવસ્થાપક મંડળની યાદી

### પ્રમુખ

રાજમિત્ર શ્રી મોતીલાલ છોટાલાલ દેસાઈ, વડોદરા

### ઉપપ્રમુખ

શ્રી હરિવલ્લભદાસ ચુ શાહ, પેટલાદ

### માનદ મંત્રી

શ્રી રામભાઈ કાશીભાઈ પટેલ, વસો

### સભાસદો

૧ શ્રી મગનભાઈ શંકરભાઈ પટેલ, વડોદરા
૨ શ્રી નટવરલાલ ગીરધરલાલ શાહ, શિનોર
૩ શ્રી ચીમનભાઈ હરિભાઈ અમીન, વરણામા
૪ શ્રી જયવતીબેન ન દેસાઈ, વડોદ ।
૫ શ્રી ચુનીલાલ પુરષોત્તમદાસ શાહ ,,
૬ શ્રી છોટાભાઈ ખુશાલભાઈ પટેલ, નાર
૭ શ્રી મણીલાલ મગળજી કાશીવાળા, વાઘોડીયા
૮ શ્રી ભોળુભાઈ પંડિત, સિદ્ધપુર
૯ શ્રી કાનજીભાઈ શીવાભાઈ પટેલ, મહેસાણા
૧૦ શ્રી મૂળચંદભાઈ લલ્લુભાઈ પટેલ, વાલમ
૧૧ શ્રી જેઠાભાઈ લાલદાસ પટેલ, મહેસાણા
૧૨ શ્રી નાનજીભાઈ જેઠીદાસ પટેલ, ,,
૧૩ શ્રી કાવસજી એદલજી ગણદેવીઆ, ગણદેવી
૧૪ શ્રી ગણછોડજી લલ્લુભાઈ દેસાઈ, પલસાણા
૧૫ શ્રી કસનજી દયાળજી દેસાઈ, નવસારી
૧૬ રાજરત્ન શ્રી પ્રતાપરાય ગી મ્હેતા, અમરેલી
૧૭ શ્રી મોહનલાલ વીરજીભાઈ પટેલ, ,,
૧૮ શ્રી કલ્યાણરાય નથુભાઈ જોષી, દ્વારકા

# પરિશિષ્ટ ૫ મું

## સન ૪૭–૪૮ માં ભરાયલી મહાલ પરિષદોની વિગત

| કઇ પરિષદ | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|
| ચાણુસ્મા મહાલ ૧૦ મી | ૨૮–૩–૪૮ | મીઠી ધારીયલ | શ્રી અબાલાલ શિવલાલ પટેલ વકીલ (ચાણુસ્મા) |
| હારીજ મહાલ | ૨૧–૩–૪૮ | પીપલાણા | શ્રી માનસિગ પૃથ્વીગજ પટેલ (મહેસાણા પ્રાત ધારાસભ્ય) |

# પરિશિષ્ટ ૬ ઠું

## પ્રાંત તથા માનદ પ્રચારકોની કામગીરી

| નામ | કયા પ્રાતના વ મહાલના પ્રચારક | તપાસણીની સખ્યા વ પ્રાં ન પ્રા |
|---|---|---|
| ૧ શ્રી છગનભાઇ મથુરભાઈ પટેલ | વડોદરા–નવસારી પ્રાંત | ૧૭૨+૯૪=૨૬૬ |
| ૨ શ્રી ચીમનલાલ જટાશંકર દવે | મહેસાણા-અમરેલી પ્રાત | ૪૨ |
| ૩ શ્રી પ્રહ્લાદરાય અબાલાલ વ્યાસ | વ્હેગામ મહાલ માનદ | ૯ |
| ૪ શ્રી કરૂણાશંકર મોહનલાલ વ્યાસ | ચાણુસ્મા ,, | ૪ |
| ૫ શ્રી ચદુલાલ કેશવલાલ દવે | ,, ,, | ૭ |
| ૬ શ્રી ડાહ્યાભાઇ અ બાલભટ | કવોલ મહાલ ,, | ૨ |
| | | ૩૩૦ |
| | રાજ્ય પ્રચારક | ૩૯ |
| | કુલ | ૩૬૯ |

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના

## વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા

ઉપર્યુક્ત મડળની વાર્ષિક સભા તા ૨૬–૯–૪૮ ને વાર રવિના રોજ બપોરના ત્રણ વાગે સેન્ટ્રલ લાઇબ્રેરીમા મડળના પ્રમુખ રાજમિત્ર શ્રી મોતીલાલ છો દેસાઇ સાહેબના પ્રમુખપણા નીચે ભરવામા આવી હતી જેમા પ્રમુખશ્રી ઉપરાત, શ્રી મગનભાઇ શ પટેલ (મુલ્કી વિભાગ નાયબ દિવ ન), શ્રી ચુનીભાઇ પુ શાહ (કામગાર ખાતાના પ્રધાન), શ્રી રામભાઇ કા પટેલ, શ્રી હરિવલ્લભદાસ ચુ શાહ, શ્રી નાનજીભાઇ જે પટેલ, શ્રી ચીમનભાઇ હ અમીન, શ્રી. છોટુભાઇ પ ડિત' તથા પુસ્તકાલય ખાતા તરફથી મુખ્ય વ્યવસ્થાપક શ્રી. કમળાબાઇ તિલક અને મદદનીશ વ્ય શ્રી ઉમેદભાઇ પટેલ પણ હાજર હતા આ સભામા નીચે પ્રમાણે ઠરાવો થયા હતા

૧ સન '૪૭–૪૮ ની વાર્ષિક સભાએ મ જુર કરેલા અ દાજપત્ર ઉપરાત, રૂા ૧૯૯–૬–૦ શિક્ષણવર્ગ ખાતે વિશેષ થયેલો ખર્ચ તથા રૂા ૧૦ ઓલ ઇ લા એ ના લવાજમ ખાતે થયેલો ખર્ચ મ જૂર કરવામા આવ્યો.

૨ સન '૪૭–૪૮ના ઉત્પન્નખર્ચનો હિસાબ તથા અહેવાલ મ જૂર કરવામા આવ્યા

૩ મ ડળની કારોબારીના બે સભ્ય શ્રી ચુનીભાઇ પુ શાહ તથા શ્રી મગનભાઇ શ પટેલ નવા પ્રધાન મ ડળમા ચૂ ટાયા બદલ હર્ષ પ્રદર્શિત કરતો તથા તેમની કારકીર્દીને ફતેહ વાચ્છતો ઠરાવ કરવામા આવ્યો.

૪ મ ડળના સ્ટાફની નવેસર ગ્રેડો ગોઠવવામા આવી

૫ પુ ખાતાને મળતી સા પુ ની નિભાવ ગ્રાન્ટમા વધારો થવાની અનિવાર્ય અગત્ય હોઇ તે માટે ન' દિવાન સાહેબને મળવા સારૂ નીચેના સભ્યોનુ એક ડેપ્યુટેશન નીમવામા આવ્યુ

૧ શ્રી હરિવલ્લભદાસ ચુ શાહ, ૨ શ્રી રામભાઇ કા પટેલ, ૩ શ્રી ચીમનભાઇ હ અમીન, ૪ શ્રી મણિલાલ મ કારીવાળા, ૫ શ્રી મૂળચદભાઇ લ પટેલ, ૬ શ્રી કલ્યાણરાય ન. જોશી, ૭ શ્રી કસનજી દ દેસાઇ, ૮ શ્રી કાવસજી બે ગણદેવીઆ

૬ સન '૪૮–૪૯ નું ૬૯૫૦૭) નુ અ દાજ મ જૂર કરવામા આવ્યુ

૭ રા પુ મ ડળને મળતી સરકાર મદદની મુદત આ વર્ષે પૂરી થતી હોવાથી રૂ ૨૫૦૦) સરકાર મદદની નવેસર માગણી કરવાની ઠરાવી

૮ વર્ગીકૃત નામાવલિનો તૈયાર થયેલો ત્રીજો ભાગ, પુ. સ સ મ ડળને પ્રસિદ્ધ કરવા સારૂ આપવા તથા બાલ સાહિત્ય સર્વ સગ્રહ ભાગ ત્રીજાનું મેટર યોગ્ય વ્યક્તિ પાસે તૈયાર કરાવવા ઠરાવ્યુ

૯ કરનાળી મુકામે રા પુ પરિષદ ભરવા માટે, વડોદરા પ્રાત પુ મ ડળ તરફથી આવેલા આમ ત્રણનો વિચાર કરતા અનુકૂળ સ જોગો જોઇને પરિષદ ભરવા ઠરાવ્યુ

છેવટમા લોકપ્રિય પ્રધાનોને ફૂલહાર થઇ, પ્રમુખશ્રીનો આભાર મનાઇ, સભાનુ કાર્ય સમાપ્ત કરવામા આવ્યુ હતુ

# આત્મકથા બોલે છે:

પુરુષ અને તેની લખવાની ચળ ન હોત તો હું કદાચ જન્મમરણના ફેરામાંથી બચી ગઈ હોત. જાત હું પુરુષ કહું છું અને નહિ કે સ્ત્રી, કેમકે, સ્ત્રીએ વાતચીત કરવાની શરૂઆત કરી, પણ લખવાની શરૂઆત તો પુરુષે જ કરી હતી. આજે પણ સ્ત્રી જીવન જીવી રહી છે અને પુરુષ તેની નોંધ રાખે છે.

આજે જે પરિસ્થિતિ હું જોઈ રહી છું તે જોતાં મને જણાય છે, કે સાહિત્યજગતમાં મારા જેવીની હાજરી માટે ઘણાં બળો જવાબદાર છે. મનુષ્યના નામ, કીર્તિ તથા દ્રવ્ય માટેના તલસાટ અંગે, કબુલાત કરવાના માણસના ગાંડપણને અંગે, તથા ભાવિ પ્રજાને મદદ કરવા તેમ જ તેની દૃષ્ટિએ અગત્યના દેખાવા માટે અમારો આ જગતમાં જન્મ થયો છે.

એટલે સંભવ તો એ છે કે જ્યાં સુધી વિભૂતિપૂજા માટેની માણસની શક્તિ પહોંચશે, બીજાના જીવનની અંગત વિગતો જાણવાની તેની જિજ્ઞાસા ચાલુ રહેશે અને કસમ સાથે વાત કરવાની તથા ફેશનવાળા થવાની તેની વૃત્તિ ઓછી નહિ થાય ત્યાં સુધી તો અમે રહેવાના જ.

દેખીતી રીતે જ મનુષ્યની એક પ્રબળતમ ઇચ્છા પોતાના સંબંધી વાત કરવાની છે. પછી પૈસા કમાવાની ઇચ્છા, પોતાનું નામ તથા કીર્તિ કે જીવનમાં દરજ્જો વધારવાની ઇચ્છા આવે છે. મનુષ્યમાત્રમાં અહંભાવ કંઈક અંશે રહેલો છે.

આ માટે ભય તથા વહેમ પણ જવાબદાર હતા. મનુષ્ય મૃત્યુ પામે, તેના દેહની રાખ થઈ જાય ત્યાર પછી પણ પોતાનું નામ તથા કીર્તિ વિષે તે ચોક્કસ હતો. તેને ભય લાગતો હતો, કે જીવનકથાલેખકો મારી કીર્તિને પૂરો ન્યાય આપશે નહિ.

મૉન્સ, જે વસ્તુઓથી જ્ઞાત છે તેમાં તે પોતાના વિષે વધારેમાં વધારે તથા ઓછામાં ઓછું જાણે છે! જે લેખકના હાથ હેઠા પડ્યા હોય, જે લેખક બાતમી આપવી ઘરેડમાંથી સ્તત ત્રતા શોધે છે તે માગ પર હાથ ચલાવે છે, તે પોતાના વિષે લખે છે અને પરિણામે મારા વર્ગના એકનો જન્મ થાય છે. કાર્નેગી તથા હેન્રી ફોર્ડ જેવા ઉદ્યોગપતિઓ પણ આ વૃત્તિ ધરાવે છે, પેડરેવ્સ્કી અને ચાર્લ્સ આર્લિસ જેવા કલાકારો પણ આ વર્ગના છે. હિટલર અને મુસોલિની એમ ધારતા હતા કે અમે મહાન બનશું અને મહાન બન્યું કેવું લાગે છે તે વિષે તેઓએ લખ્યું. લિન્ડબર્ગ તથા બાર્ડે એરોપ્લેનમાં પ્રથમ ઉડ્ડયન કર્યું અને તેઓએ આત્મકથા લખીને વધારે પૈસા અને કીર્તિ સંપાદન કર્યા.

રુડયાર્ડ કિપ્લિંગ અથવા હેન્રી જેમ્સ જેવા વિદ્વાનોએ પુસ્તકો લખ્યાં અને પૈસા મેળવ્યા—આત્મકથા લખી અને વધારે પૈસા મેળવ્યા. ધંધાદારીઓ મારા માતપિતા થયા છે. હલકા મનુષ્યો તથા બોકરાઓએ ફેશન તરીકે મારો સ્વીકાર કર્યો છે. અલબત્ત, તેમની સંખ્યા જૂજ છે.

વિવિધ રંગથી ભરપૂર મારો વર્ગ કેટલીક રીતે મળતો આવે છે અમે ઘણી વખત સુંદર કદ અને ગંકામ્પદ આકારની હોઇ દેખાવ અને દૃષ્ટિબિંદુમાં, રસવૃત્તિ તથા સ્વભાવમાં, સંસ્કૃતિ અને ખિન્નવણીમાં તેમજ વિકાસમાં જુદી પડતી હોઇએ છીએ

અહીં મારે અમારા માહેના એક વિચિત્ર સમૂહનો નિર્દેશ કરવો જોઇએ, જેનો જાહેરમાં તિરસ્કાર કરવામાં આવે છે, તેમછતાં ખાનગીમાં બહુ માન દાખવવામાં આવે છે અમારા પર 'રસહીન'પણાની ખાનગી છાપ મારવામાં આવે છે સમાજમાં અમારો બહિષ્કાર કરવામાં આવે છે, પણ ખાનગીમાં તો અમારી વાહવાહ બોલાય છે

અમે તો મૂડીવા સમાજમાં બાળકો જેવા છીએ અમારામાંની કેટલીક જન્મથી માંડીને શાશ્વતકાળ સુધી લોકપ્રિયતા ભોગવે છે બીજી કેટલીકના જન્મની પણ કોઇને ખબર પડતી નથી કેટલીક તો મહામહેનતે જીવન ટકાવી રાખે છે માત્ર લાયમાતના જીવિતપણાનો પ્રશ્ન પણ અહીં બહુ લાગુ પડતો નથી, અમારા જીવનનો આધાર અમારાં માબાપ પર, જગતમાં તેમના સ્થાન પર, તેઓએ જે જિંદગી ગાળી તથા જોઇ તેના પર, અને તેમણે અમને બક્ષેલ આરોગ્ય પર છે તત્ત્વની દૃષ્ટિએ હું આતરરાષ્ટ્રિય તથા પ્રજાતંત્રવાદી છું. પરિણામની દૃષ્ટિએ હું વિશિષ્ટ પ્રકારના હક્કો ભોગવતી ઉમરાવવર્ગની છુ, પ્રસિદ્ધિમાં આવતાં સ્ત્રીપુરુષો મારી વિશિષ્ટતા છે મારી ઓછામાં ઓછી જરૂરિયાત ઠીક ગણાય તેવો લેખક અથવા તેવાજ પ્રકારની ગજદારી વ્યક્તિ છે

અમે જણાવ્યું કે સખ્યાબંધ કારણોને અંગે માણસો પોતાની આત્મકથા લખે છે અમારો વિવિધ પ્રકારનો ખુલાસો તેમાં આવી જાય છે અમારો જન્મ આત્મનિરીક્ષણમાંથી થાય છે ન્યુમેનની 'એપોલોજીયા પ્રોસુઆ' તેના દાખલા છે આધ્યાત્મિક હેતુને અંગે સંત ઓગસ્ટાઇનના 'કન્ફેશન્સ', બન્યનનું 'ગ્રેઇસ એબાઉન્ડીંગ' તથા ગાંધીજીના 'સત્યના પ્રયોગો' લખાયા છે સુખદ સ્મરણોને જાગ્રત રાખવાની સેલ્મા લેગલોફની ઇચ્છાને અંગે 'મેર્બેકા'નું અસ્તિત્વ થયું પોતાનો અનુભવ બીજાને ઉપયોગી થાય તેવી માન્યતાથી હેલન કેલરની 'મારી જીવનકથા' લખાઈ

હજુ તમને આટલાથી સંતોષ ન થયો હોય તો કેસોનોવાનો 'નિર્લજ્જ એકરાર' બેન્જામિન ફ્રેંકલિનનું 'ઉપયોગી વળણો' યુ એસ ગ્રાંટ તથા પેપ્સનાં અંગત સ્મરણો, અને જ્યાં જેક્રસોનો નિખાલસ એકરાર છે ગેટેએ પોતાના પુસ્તક 'દી લૌડન દેસ જંગેન વર્ધેસ'થી અમારી સંખ્યામાં એકનો ઉમેરો કર્યો ગિબન તથા મિરમાં પણ પોતાનો ફાળો આપ્યો છે

પછી તો ટૉલ્સટૉય અને રસ્કિન, મિલ અને ચેસ્ટરટન તથા બીજા અનેક આવે છે મેં અગાઉ કહ્યું તેમ આ સંખ્યા અનંત દેખાય છે

મારે ફક્ત આટલી જ ફરિયાદ છે, કે મારા કુટુંબના નામ પર બટ્ટા લાગે છે અમે ખરેખર જેવા છીએ તેવા અમને બતાવવામાં આવતા નથી જેમ અમારી લોકપ્રિયતા વધારે, તેમ અમારી નિંદા થવાનો ભય પણ વધારે વ્યક્ત અને અવ્યક્ત જુદાણના અમને હથિયાર બનાવવામાં આવે છે અમને સત્યની આડખિલીરૂપ બનાવ્યાં છે.

વડોદરા રાજ્ય ધારાસભામાં

# પુસ્તકાલય-પ્રવૃત્તિ અને સરકારમદદ

વડોદરા રાજ્ય ધારાસભાની તા ૧૮-૧૦-૪૮ ની બજેટ બેઠકમાં ધારાસભાસભ્ય શ્રી. ચિમનભાઈ હ અમીને વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ કરવા બાબત વિવેચન કરતાં જણાવ્યું હતું કે .—

"આપણા વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિએ દુનિયાનું ધ્યાન ખેચ્યું છે એ માટે આપણા કે શ્રીમંત સયાજીરાવ મહારાજાને અને સ્વ શ્રી મોતીભાઈ અમીનને જેટલું માન આપીએ એટલું ઓછું છે

"રાજવી-અને કર્મચારી આમાં એકરૂપ થયા હતા, એટલે ઓછા ખર્ચે પણ પ્રવૃત્તિનું પરિણામ સુંદર દેખાયું. હવે દેશકાળ અને સખત મોંઘવારીના સંજોગોમાં ગ્રાન્ટ વધારવી જોઈએ"

"જ્યારે આ ખાતું સ્થપાયું તે વખતે ૪૨૩ લાયબ્રેરી હતી અને તેને માટે પચીસ હજાર રૂપીઆની ગ્રાન્ટ મંજુર થઈ હતી, જ્યારે અત્યારે ૧૫૬૧ લાયબ્રેરીઓ છે ત્યારે રૂપીઆ ૩૮૯૦૦) ની ગ્રાન્ટ આપવામાં આવી છે —પોણાચારગણી પ્રગતિ થઈ છે, તો તેની ગ્રાન્ટમાં દોઢો વધારો કેમ ચાલે ? અને હવે તો પાનીની જગ્યાએ રૂપીઓ ખર્ચ થાય છે

"જ્યારે પુસ્તકાલયનો બગીચો ખીલ્યો છે ત્યારે આવું આર્થિક સુકવણું કેમ ચાલે ? આપણા રાજ્યમાં ત્રણ હજાર ગામો છે તેમાં ૫ દરસો ગામમાં લાયબ્રેરી છે આવા દાખલા દેશમાં અને દુનિયામાં પણ બહુ જ ઓછા છે હવે તેમાં વધુ પ્રગતિ કરવી જોઈએ અને ચાલુ પ્રવૃત્તિની ખીલવણી કરવી જોઈએ, નહિ તો તે હાલના સમયમાં ટકી શકશે નહિ

"લાયબ્રેરીઓનાં મકાન બાંધવા માટે લોકોની અભિરુચિ વધી છે આ મકાનો બાંધવા માટે લોકમદદની રૂા ૮૦૦૦૦) એંશી હજાર ઉપરની રકમો અનામત પડેલી છે પરંતુ મોંઘવારી અને સરકાર મદદને અભાવે મકાનો બંધાતા નથી આમાં ફક્ત પચાસ હજારની વધુ નાણાંકિય મદદની જોગવાઈ કરવી જોઈએ અને મદદ આપવાનું ધોરણ પણ વધારવું જોઈએ હું એમ પણ જણાવવા માગું છું કે આ બાબતમાં લોકમદદની સારી દેણગીઓ પણ મેળવી શકાશે

"ઘણી જગ્યાએ પુસ્તકાલયના મકાનોમાં ગ્રામ ઔષધાલયોની પણ સુંદર યોજના ચાલે છે પુસ્તકાલયોના બજેટમાં યોગ્ય મદદ આપવા માટે વધુ રૂા પચાસ હજારની જોગવાઈ કરવી જોઈએ આમ રૂપિયા એકલાખ વધારીશું તો ઘણી પ્રગતિ કરી શકીશું

"આજના બજેટની મોટી ખાધના વખતમાં આ ગ્રાન્ટ વધારવાનું કેમ બને ? એમ કહેવાનું હોય તો હું કહીશ કે " મો મણનું સુકનું થશે ત્યારે કાકરી આદાનું પણ થઈ રહેશે " એક કરોડ રૂ ની ખાધ માટે ગોઠવણ કરી શકાશે તો આ અતિ ઉપયોગી પ્રવૃત્તિ માટે ખર્ચવાના રૂ એક લાખનો શો હિસાબ ? આથી રાજ્યમાં પ્રવૃત્તિ ખીલવા સાથે આપણા આખા દેશને ઘણું જાણવાનું અને અનુકરણ કરવાનું મળશે.

—ચિમનભાઈ હ. અમીન



**(૧) તુલસી રામાયણના મહાવાક્યો**–પ્રયોજક શ્રી ગોપાલજી ઓધવજી ઠક્કર, પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૯૬+૮, સચિત્ર સાદુ પૂઠું, મૂલ્ય રૂ. ૦–૮–૦

તુલસીકૃત રામાયણ એ આપણી આર્ય સંસ્કૃતિમાંથી પ્રાપ્ત થયેલો એવો મહાન સંસ્કાર ગ્રંથ છે કે એને આદર્શ માનવી બનાવવા માટેની તમામ પ્રેરણાઓના ભંડારરૂપ લેખી શકાય તેમાં પણ ગોસ્વામી તુલસીદાસજીની રસભરી અલૌકિક બાની તો એના વાચન શ્રવણ કરનાર દરકોઈને મુગ્ધ કરે તેવી છે પ્રયોજકે એ મહાગ્રંથમાંથી રત્નરૂપ લેખી શકાય તેવાં મહાવાક્યો મૂળ દોહા ચોપાઈ કે ૭૬ એના સરળ અનુવાદ સાથે આપેલ છે

આખું ય રામાયણ લઈ વાચી પ્રેરણાઓ મેળવવા માગનારને માટે તો આખો ગ્રંથ ઉપયોગી છેજ, પરંતુ આજના દોડતા જતા જમાનામાં આવું સંસ્કારવાચન મેળવવા માટે આ મહાવાક્યોનું પ્રકાશન ઠીક ઉપકારક નીવડશે આ મહાવાક્યના નાનકડા પુસ્તકને ગીતાના નિત્યપાઠ માફક રામાયણસારના નિત્યપાઠ તરીકે સહેજે સ્વીકારી શકાય પુસ્તકાલયોમાં આવું ધર્મનીતિપ્રેરક વાચન અવશ્ય વસાવી લેવાય

**(૨) છોટમની વાણી**—રચયિતા કવિ છોટમ, પ્રકાશક, કદ, ઉપર પ્રમાણે સાદુ પૂઠું, ૬૭+૮, મૂલ્ય રૂ ૦–૪–૦

પ્રકાશક સંસ્થા તરફથી આ અગાઉ 'છોટમની વાણી' પ્રસિદ્ધ થઈ હતી તેને સારો આવકાર મળ્યો હતો પ્રાચીન સંતકવિઓની વાણી આપણા દિન પર દિન નાસ્તિક બનતા જતા સમાજને આસ્તિકતાના સાચા રાહ પર લાવવામાં ઉપકારક નીવડે જે "છોટમની વાણી" નો આખો ગ્રંથ નો વસાવી શકે અથવા તેમનાં આખ્યાન વગેરે સિવાયનાં પદો, ભજનોનો લાભ સર્વસામાન્ય જનતે મળે તેવી સસ્તી કિંમતે ૯૬ પદોનો આ સંગ્રહ પ્રકટ કરવામાં આવ્યો છે

કેટલાંક પદોમાથી કોઈકોઈ ચરણો કમી કરાઈ તેને બદલે ચોકડીઓ મૂકી ચલાવી લીધું છે. તે અમારા નમ્ર મત અનુસાર યોગ્ય થયું નથી કાં તો એ પદો બિલકુલ જ ન અપાયાં હોત અથવા યથાવત અપાયાં હોત તે જ ઇષ્ટ હતું એથી તેમ કરનારનો આશય પદોને ટુંકાવવાનો અને વધુ પદોને સ્થાન આપવાનો હોવા છતાં કવિની રચનાની મૂળ ખુબીનો આસ્વાદ માર્યો જવાનો સંભવ રહે છે

હવે પછી આવા અન્ય કવિઓની કૃતિઓની પસંદગી વેળા આવું ધોરણ ન રખાય એ ઇચ્છવા યોગ્ય છે એકંદરે સંસ્થાની પદોની પસંદગી આવકારપાત્ર છે કેટલાંક તો આજે ગ્રામજનતામાં લોકજીભે ગવાતાં પણ છે

(૩) કબીરની સાખીઓ—સંપાદક શાસ્ત્રી હિમ્મતરામ મહાશંકર જાની, પ્રકાશક ઉપર પ્રમાણે પુલ્સ્કેપ સોળ પેજી કદના પૃષ્ઠ ૬૯, સાદું પૂઠું મૂલ્ય ૦-૪-૦

ઉપર જણાવ્યું તેમ સંતકવિઓની વાણીના એક વિશેષ પ્રકાશનરૂપ આ સાખીઓને લેખી શકાય સંત કબીરનું સ્થાન આપણા પૂર્વધર્મસ્થાપકોમાં છે એઓએ ભારતવર્ષમાં નાશ પામતા જતા ધાર્મિક સંસ્કારોને સતેજ કરવામાં જે ફાળો આપ્યો છે તે ભારતવાસીઓ માટે અતિ ઉપકારક નીવડયો છે અને જ્યારે જનતા અંધશ્રદ્ધા પાછળ દોરાતી જતી હતી ત્યારે તેમણે લોકોની આંખો ઉઘાડી દે તેવાં બોધવચનો આપેલાં તે તેમજ આધ્યાત્મિક આદર્શો આપેલા તે હરકોઇને નતમસ્તક બનાવી દે તેવા છે તેમાં પણ તેઓશ્રીની બોધક સાખીઓ તો અનેક સ્થળે અવતરણોરૂપે વિશ્વસાહિત્યમાં પણ ઉપયોગમાં લેવાય છે એવી બોધક અને તત્ત્વજ્ઞાન પ્રેરક સાખીઓનો આ સંગ્રહ ગ્રામજનતામાં પ્રચારપાત્ર લેખાવો જોઇએ ઊતરતા લેખાતા થરના લોકોમાં પણ આ સાખીઓ ગવાય છે અને તેની ભક્તિભાવભરી અસર એ જનતામાં જોવા મળે છે દરેક સાખી સાથે તેનો મૂળ અનુવાદ પણ આપેલો છે આવી નાની અલ્પમૂલ્ય પુસ્તિકાઓ પ્રકટ કરીને સંસ્થાએ જનતા પર એક જાતનો ઉપકારજ કર્યો છે, એમ મહેજે ઉચ્ચારી જવાય છે

(૪) બાળકોના આચાર—લેખક શ્રી સોમાભાઇ ભાવસાર, પ્રકાશક કદ, પૂઠા ઉપર પ્રમાણે પૃષ્ઠ ૪૦, મૂલ્ય ૦-૨-૦

શ્રી સોમાભાઈ ભાવસાર આપણા બાલસાહિત્યના બાળકોમાં આદર પામેલા એક ઉત્સાહી લેખક છે બાળકોને આચારવિચાર શીખવવા માબાપો પ્રયત્નશીલ હોય છે, માબાપની શિખામણ ઉપરાંત વાચતા શીખેલાં એ બાળકો આમાં બાળકોને પ્રેરણારૂપ નીવડે તેવા આ બાળભોગ્ય શૈલીએ લખાયેલા પાઠો વાંચતાં શીખશે તો તેમના પર તેની વધુ છાપ પડશે મોટા અક્ષર અને સુઘડ છપાઇથી છપાયેલ બાળકોના હાથમાં મૂકવા જેવી આ પુસ્તિકા પુસ્તકાલયમાં આવતા બાળકોના હાથમાં સુખે મૂકી શકાય

(૫) ગુલાબ અને કંટક—લેખક શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇ, પ્રકાશક આર આર શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨ ક્રાઉન કદના પૃષ્ઠ ૩૯૯+૧૨, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૫-૦-૦

સાક્ષર શ્રી રમણલાલ દેસાઈની સિદ્ધહસ્ત કટાક્ષકળો આજે ગુજરાતી સાહિત્યમાં અગ્રસ્થાને છે "શારદા" માસિકમાં આવી ગયેલા એઓશ્રીના "આત્મનિરીક્ષણ અને સંકલ્પ" શીર્ષક પ્રાસંગિક કટાક્ષલેખો અગાઉ સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય દ્વારા પ્રસિદ્ધ થયા પછી તેની સાથે જ બીજી વધુ ત્રણ લેખમાળાઓ આ પુસ્તકમાં સંગ્રહવામાં આવી છે ૧ લી લેખમાળા "માનવી પશુની દૃષ્ટિએ" શીર્ષક હેઠળ આજના વર્તમાન માનવીનાં કર્મોને જોતાં પશુઓ એ માનવીને કયી નજરે જોતાં હશે તેનું હળવા કટાક્ષભર્યું માર્મિક વિવેચન છે ત્યારે બીજી લેખમાળા "આત્મનિરીક્ષણ" નો પરિચય, એ પુસ્તક સ. સા. વ. કા. દ્વારા પ્રસિદ્ધ થયેલો ત્યારે આપી ગયા છીએ ત્રીજી લેખમાળા "સંકલ્પ" શીર્ષક હેઠળ અપાઇ હોઇને તેમાં આજના

વાતાવરણમાં માનવીએ કેવા થવું ઘટે તેને લગતા આત્મસંકલ્પો આપ્યા છે ત્યારે ચોથી લેખ માળા ભિન્નભિન્ન વિષયો પરત્વેનુ ગંભીર વિચાર દર્શન છે અને પાંચમી પ્રાસંગિક લેખ માળામાં વખતોવખતના બનાવો પરથી સ્ફુરેલા વિચારો એમની ઓજસ્વી વાનીમાં રજુ કર્યા છે

આજના કાળમા વિષમ બનેલી પરિસ્થિતિ પર પ્રકાશ ફેંકતા લેખકે તેમાથી ઉગરવું મર્મવિધાન, સ્વાભાવિક છે કે કોઇને કંટક રૂપ નીવડે, જ્યારે, આખુય પુસ્તક એ સિદ્ધાંતને ગુવાનરૂપ નાવડશે એ નિર્વિવાદ છે.

(૬) રસોઇનુ રસાયણ (ત્રીજી આવૃત્તિ) લેખક શ્રી વન્દિતાગોરી દેસાઇ, પ્રકાશક, એન એમ. ત્રિપાઠી લિ મુબઇ ૨ ક્રાઉન કદના પૃષ્ઠ ૩૫૨×૩૨ સચિત્ર પાકું પૂઠું, મૂલ્ય ૩-૧૨-૦

રસોઈ બનાવવાનુ જ્ઞાન આપતા પુસ્તકની દર ત્રીજે વર્ષે આવૃત્તિ થાય એ આપણી જનતાએ રસોઇના રસાયણનુ વિજ્ઞાન જાણવા પ્રત્યે કેટલી અભિરુચિ ધરાવે છે તેના પુરાવા રૂપ લેખી શકાય. આગલી આવૃત્તિઓમા અપાયેલી માહિતી આ આવૃત્તિમા પણ અપાઈ હોઇને ઉત્તરના ભાગમા સ્ત્રીઓ જેમ બેઠા જાતે અજમાવી શકે તેવા ઘરગથ્થુ ઉપચારો પણ આપ્યા છે રસોઈ વિજ્ઞાનમા રસ ધરાવનાર સૌને એ રસપ્રદ નીવડેતુ છે જ

(૭) કૂંજગગા (બીજી આવૃત્તિ) લેખક શ્રી અવિનાશ વ્યાસ, પ્રકાશક, કદ, પૂઠા, ઉપર પ્રમાણે પૃષ્ઠ ૨૧૪, મૂલ્ય રૂા ૩-૦-૦

શ્રી અવિનાશ વ્યાસ આપણા સાહિત્યના એક અગ્રગણ્ય ગેય કાવ્યોના રચયિતા હોઇને તેમણે રચેલા કાવ્યો આજે તાલ અને લય સાથે અનેક સમારંભોમાં ગવાય છે લોકજીભે રમતા એ ગેય કાવ્યોનો સગ્રહ ૧૯૪૬માં પ્રસિદ્ધ થયેલો તે પછી આ નવી આવૃત્તિમાં તેમણે બીજાં નવાં લખેલાં કેટલાંક વધુ ગેય કાવ્યો ઉમેરીને આ સગ્રહ પ્રસિદ્ધ કર્યો છે શ્રી અવિનાશ વ્યાસે રચેલાં અને વાર વાર ગાવા ગમે તેવાં આ કાવ્યોનો સગ્રહ આવકાર પાત્ર નીવડશે પુસ્તકનાં છપાઇ, સફાઇ અને રૂપરંગ આકર્ષક બનાવવામા પ્રકાશકોની જહેમત પ્રશસાપાત્ર છે

મ. પ્ર. વ્યાસ

---

( અનુસધાન પાન ૧૩૫ )

## ગૂર્જરગ્રંથ રત્ન કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૧૩ અવંતિપતિ સિદ્ધરાજ-લેખક શ્રી ધૂમકેતુ, મૂલ્ય રૂા. ૪-૦-૦

૧૪ પૃથ્વીરાજ-લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા. ૩-૮-૦

**નવચેતન સાહિત્ય મંદિર—અમદાવાદનાં પુસ્તકો**

૧૫ માલધારી—લેખક શ્રી ડો રઘુનાથ ગંગારામ કદમ, મૂલ્ય રૂા. ૩-૦-૦

મા— મૂળ લેખિકા—શ્રી અનુરૂપમા દેવી, અનુવાદક શ્રી " નિર્મળકુમાર ", મૂલ્ય રૂા ૩-૦-૦



## આર. આર. શેઠની કું. મુંબઈ તરફનાં પુસ્તકો

૧ ઝંઝાવાત–ભા ૧ લો–લેખક શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ, મૂલ્ય રૂ ૫–૦–૦

૨ ગુલાબ અને કંટક–લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂ ૫–૦–૦

## એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈનાં પુસ્તકો

૩ ગુજરાતણને પગલે પગલે–લેખિકા શ્રી શાન્તા ગાંધી, મૂલ્ય રૂ. ૨–૮–૦

રસોઈનું રસાયણ–(ત્રીજી આવૃત્તિ) લેખિકા શ્રી વન્દિતાગૌરી દેસાઈ, મૂલ્ય રૂ ૩–૧૨–૦

દૂધગંગા–(ત્રીજી આવૃત્તિ)–લેખક શ્રી અવિનાશ વ્યાસ, મૂલ્ય રૂ ૩–૦–૦

## નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદનાં પુસ્તકો

૪ જીવનનું પરોઢ–લેખક શ્રી પ્રભુદાસ છગનલાલ ગાંધી, મૂલ્ય રૂ ૮–૦–૦

સ્ત્રી–પુરૂષ મર્યાદા–(ચોથી આવૃત્તિ) લેખક શ્રી કિશોરલાલ ઘ મશરૂવાળા, મૂલ્ય રૂ. ૧–૮–૦

ભાઇ અને વેરી–લેખક શ્રી ચિમનલાલ પ્રા ભટ્ટ, મૂલ્ય રૂ ૦–૮–૦

સુશ્રુત આયુર્વેદ–ભાગ ૧–૨–અનુવાદક શાસ્ત્રી કાલીદાસ ગોવિંદજી, મૂલ્ય બન્ને ભાગના રૂ ૧૫–૦–૦

૫ બાપુની પ્રસાદી લેખક શ્રી મથુરાદાસ ત્રિકમદાસ, મુંબઈ

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૬ છોટમની વાણી–લેખક કવિશ્રી છોટમ, મૂલ્ય રૂ ૦–૪–૦

૭ તન્ત્રકથા–યોજક શ્રી દેસાઈ વીલજી ગોવિન્દજી, મૂલ્ય રૂ ૧–૮–૦

૮ તુલસી રામાયણના મહાવાકયો–પ્રયોજક શ્રી ગોપાલજી ઓધવજી ઠક્કર, મૂલ્ય ૦–૮–૦

૯ કબીરની સાખીઓ–સંપાદક શાસ્ત્રી હિમ્મતરામ મહાશંકર જાની, મૂલ્ય ૦–૪–૦

૧૦ વૈદકના અકસીર ઉપાયો–પ્રયોજક શ્રી વિજયશંકર ધનશંકર મુનશી, મૂલ્ય ૦–૬–૦

૧૧ બાળકોના આચાર–લેખક શ્રી સોમાભાઈ ભાવસાર, મૂલ્ય ૦–૨–૦

૧૨ બંસીમાં ભગવાને શું ગાયું ?–લેખક શ્રી અમૃતલાલ સુંદરજી પઢિયાર, મૂલ્ય ૦–૩–૦




## ક્ષમાપના

વડોદરામાં ગયા માસમાં શરૂ થયેલી છાપખાનાના કારીગરોની સામુદાયિક હડતાળને કારણે ઑક્ટોબર માસનો "પુસ્તકાલય" નો અંક અમો નિયત તારીખે પ્રસિદ્ધ કરી શક્યા ન હતા તે માટે અમો અત્રે અમારા વાચક-ગ્રાહક મિત્રોની ક્ષમા યાચીએ છીએ

"પુસ્તકાલય" માસિકના છેલ્લા દશકામા અનિયમિત થયાના પ્રસગો માત્ર ગયા વર્ષમા કારણવશાત્ બનવા પામ્યા હતા, પરંતુ આ વખતની અનિવાર્યતા આગળ અમે નિરુપાય હતા અને તેથી ઓક્ટોબર નવેમ્બરના સંયુક્ત અંક તરીકે આ અંક વાચકો સમક્ષ અમે રજુ કરી શક્યા છીએ હવે પછીના અંકો નિયમિત પ્રકટ થાય તે માટે અમો પ્રયત્નશીલ રહીશું જ

## પ્રૌઢશિક્ષણ પ્રચાર

વડોદરામા પ્રજાકીય સરકારે રાજકારોબાર હાથમા લીધા પછી, પ્રૌઢશિક્ષણ પ્રચારને સારો વેગ મળશે એવી અમારી ધારણા હતી, પરંતુ હજી એ દિશામા જે રીતે અગાઉ કામ થતું હતું, તેજ રીતે થતુ જણાય છે

પ્રૌઢશિક્ષણ પ્રવૃત્તિ એ પુસ્તકાલયપ્રવૃત્તિનુ એક અંગ જ છે અને પુસ્તકાલયપ્રવૃત્તિમા રસ ધરાવનાર માટે આ પ્રવૃત્તિ હવે વધુ વેગવાન બને તેવા પ્રયત્નો કરવાનો વખત આવી ગયો છે પુસ્તકાલય પ્રવૃત્તિમા મુખ્ય કાર્યકર્તાઓ તરીકે ગ્રામ શિક્ષકો હોય છે, અને બાળકોનુ શિક્ષણ તેમ જ મોટેરાઓને વાચન પૂરૂ પાડવાનુ કામ જેમ તેઓ ખંત અને ઉમંગભાવ-પૂર્વક બજાવે જાય છે તેમ અભણ પ્રૌઢોને પણ વાંચતાં લખતાં શીખવવા માટે પોતાની સક્રિય સેવા આપે તો એ અનેક પ્રૌઢોના આશીર્વાદ મેળવવા તેઓ ભાગ્યશાળી થશે ઉપરાંત, દેશને લાંછનરૂપ ગણાતુ આ એક આગળપડતુ કલંક દૂર કરવામા તેમનો અજોડ ફાળો નોંધાશે

આપણી પાડોશના મુંબઈ ઇલાકામા, છેલ્લા થોડાક માસ થયાં આ પ્રવૃત્તિએ સક્રિય સ્વરૂપ ધારણ કર્યું હોઈને એની પ્રગતિના હેવાલો વાચતા એણે ઠીક ઠીક પ્રગતિ સાધી હોવાનો ખ્યાલ મળે છે ત્યાં, આ પ્રવૃત્તિ પાછળ પ્રાથમિક શાળાના શિક્ષકો જ માત્ર નહિ પરંતુ શાળા-ધિકારીઓ અને જાહેર જનતાનો પણ સાથ સહકાર સધાઈ કામ કરવામાં આવે છે આમ પરસ્પરના સહકારપૂર્વકની કામગીરી સહેજે દીપી ઊઠે એ સ્વાભાવિક છે

આપણે ત્યાં આ પ્રવૃત્તિને માત્ર પુસ્તકાલયો પૂરતી કે શિક્ષકો પૂરતી મર્યાદિત ન રહેવા દેતાં જાહેર જનતાનો, અગ્રગણ્ય નાગરિકો, વિદ્યાર્થીઓ અને આગેવાન સેવાભાવીઓનો સહકાર લેવો આવશ્યક છે ઉપરાંત, શ્રીમંત સરકારે પણ આ કામગીરી માત્ર શિક્ષકો પૂરતી મર્યાદિત ન રહેવા દેતાં આને અંગેની વિશેષ કામગીરી મહાન શાળાધિકારી સાહેબોને પણ સુપ્રત કરાય તો તેમની દોરવણી અને દેખરેખનો લાભ આ કાર્યકર્તાઓને મળે તેવી યોજના થવી ઘટે

વળી, પડોશના મુંબઈ ઇલાકાના જિલ્લાઓમાં તો આ પ્રવૃત્તિ માટે ખાસ મહેકમ પણ રખાયાનું જાણવા મળે છે, એટલે અમને લાગે છે કે, કેળવણી ખાતા દ્વારા આ અંગેનું એક ખાસ ખાતું ખોલી આ પ્રવૃત્તિને વધુ વેગવાન બનાવવાના પ્રયત્નો કરવા આવશ્યક જણાય છે

અલબત્ત, આપણે ત્યાં "પ્રૌઢ શિક્ષણ પત્રિકા" આ કાર્યને અર્થે શ્રીમંત સરકાર તરફથી પ્રસિદ્ધ કરવામાં આવે છે તે સ્તુત્ય છે, પરંતુ માત્ર એ પત્રિકાથી ધાર્યો અર્થ નહિ સરે એમાં બહુ બહુ તો પ્રૌઢો વાંચી શકે તેવા– સારી રીતે વાંચતાં શીખેલા પ્રૌઢો વાંચી શકે તેવા- લેખો અપાતા હોય, પરંતુ જ્યાં મૂળાક્ષરોની પ્રારંભની પ્રવૃત્તિ પૂરતા પ્રમાણમાં પ્રસરી નથી ત્યાં એમના વાચનપ્રચાર માટે એ કેટલે દરજ્જે ઉપયોગી નીવડે તે વિચારવા જેવું છે

આશા છે, આ બાબતમાં શ્રી સરકાર તેમ જ આપણા ગામ આગેવાનો ઘટતાં સક્રિય પગલાં લેશે

## આગામી સાહિત્ય પરિષદ સંમેલન

ગુજરાતી સાહિત્ય પરિષદનું આગામી અધિવેશન જુનાગઢ મુકામે ભરવા ત્યાંના સાહિત્યકારો તરફથી પરિષદને આમંત્રણ મળતા, પરિષદની મધ્યસ્થ સભાએ એ આમંત્રણનો સ્વીકાર કર્યો છે અને નાતાલમાં ભરવા ઠરાવ્યું છે એના પ્રમુખ તરીકે નીચેનાં નામો પસંદ કર્યાં છે તેમાં (૧) શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી, (૨) મુનશ્રી જિનવિજયજી, (૩) શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી અને (૪) રજુ કરાયા છે, આ સંમેલનના પ્રમુખસ્થાન માટે એક વધુ નામ સાક્ષર શ્રી રમણલાલ દેસાઈનું પસંદગી પાત્ર હતુ તે કદાચ મધ્યસ્થ સભાની ધ્યાન બહાર ગયુ હોય વા કંઈ કારણવશાત્ રહી ગયુ હોય તો પસંદ કરાવવુ ઘટે છે

## પુસ્તકાલયોને મદદ

સા. પુ. મોટી દાઉ (તા મહેસાણા) ને ૫૧) સ્થાનિક શિક્ષક શ્રી. શંકરભાઈ પુરુષોત્તમદાસ તરફથી, ૮) શા દુર્લભચંદ પીતાંબરદાસ, ૫) શા કેશવલાલ ઠાકરશી, ૫) શા બીખાભાઈ ઠાકરશી, ૫) પા માધવલાલ દામોદરદાસ, ૫) મિસ્ત્રી શંકરલાલ કેશવલાલની કું ૫) મિસ્ત્રી મોમચંદ માધવલાલ, ૪) શા. મનસુખલાલ ચુનીલાલ તરફથી

આ પુ કુવારા ( તા સિદ્ધપુર ) ને ૫૦) માજી મુખ્ય શિક્ષક શ્રી ઈશ્વરભાઈ ગણેશભાઇ પટેલ તરફથી.

આ પુ નારદીપુર ( તા કલોલ ) ને ૧૦૧) દાનાર શેઠ ભોગીલાલભાઇ તરફથી

આ પુ. જિતોડા ( તા ચાણસ્મા ) ને રૂપિયા ૧૦) પા ચતુરદાસ મૂળદાસ વીરતા (તા ચાણસ્મા) ૩) પા જોઇતારામ પરસોતમદાસ વાવડી (તા પાટણ),૫) પા શિવદાસ ખેચરદાસ ચાણસ્મા ૫) દેશાઈ ભીખેલ ભીમા કારેટા તા સિદ્ધપુર ૫) દેશાઈ હરિ લાલજી ચંડાળજ તા સિદ્ધપુર તરફથી

## શ્રી. સ્વર્ગસ્થ ભાઈલાલભાઈ જોરાભાઇ અમીન

ગઇ તા ૯–૧૧–૪૮ ના રોજ વરણામા સાર્વજનિક પુસ્તકાલયના એક પરમ હિતસ્વી અને અનેક જાહેર કાર્યોમા સક્રિય કામગીરીનો ફાળો નોધાવનાર શ્રી ભાઈલાલભાઇ જોરાભાઇ અમીનનુ દુખદ અવસાન નીપજ્યુ છે વરણામા કરણા પુસ્તકાલયની સેવામા સ્વર્ગસ્થનો ફાળો વિશિષ્ટ હતો ઉપરાંત સ્થાનિક તેમ જ પ્રાત અને રાજ્યની અનેકવિધ ક્ષેત્રે વિવિધ સેવાઓ તેમણે અર્પી હતી વ ગ પ્રજામડળના સ્થાપકો પૈકી તેઓ પણ એક હતા



સ્વર્ગસ્થ શ્રી ભાઇલાલભાઈ જોરાભાઈ અમીન

સ્વર્ગસ્થ પોતાની પાછળ બહોળુ કુટુંબ વિલાપ કરતુ મૂકી ગયા છે તેઓશ્રીના સ્મારક અર્થે વરણામા સાર્વજનિક પુસ્તકાલયના મકાન પર ટાવર મૂકવા માટે તેમના પુત્ર શ્રી શશિકાન્તભાઇએ રૂ ૨૫૦૧) ની દેણગી આપી છે

પ્રભુ સ્વર્ગસ્થના આત્માને શાતિ અર્પો, એ જ અભ્યર્થના

## પુસ્તકાલયોની તપાસણી

પગારદાર તેમજ માનદ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઇને ત્યાંની પુસ્તકાલય વ ચનાલય સસ્થાઓની તપાસણી કરી છે અને દફતરી તથા પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી છે. વર્ગીકરણ તથા વાચન પ્રચારની પણ કામગીરી બજાવી છે

**(૧) વડોદરા–નવસારી પ્રાત પ્રચારક રા. છગનભાઈ મથુરભાઈ પટેલ માહે સપ્ટેમ્બરમા કરજણ મહાલના,—(૧) મેથી (૨) છછવા (૩) રોપા (૪) કહોણા (૫)**

(૫) ફતેપુર (૬) આમગ (૭) કરપુ (૮) સણિયાદ (૯) સગડોળ (૧૦) સામરા (૧૧) લીલોડ (૧૨) જુની જીથરડો (૧૩) નવી જીથરડી (૧૪) ગંધારા (૧૫) ગણપતપુરા (૧૬) ભરથાણી (૧૭) સાદરણા (૧૮) કાસમપુર (૧૯) નિશાળીયા (૨૦) કથાગિયા (૨૧) કથા કામગીરી દિન ૨૩ ૩૫૩ વાંચવા આપેલા પુસ્તકો ૧૪૯.

(૨) કડી મહાલ માનદ પ્રચારક રા ડાહ્યાલાલ અંબાલાલ બ્રહ્મભટ્ટ માહે સપ્ટેમ્બરમાં (૧) નાન કડો

(૩) ચાણસ્મા મહાલ માનદ પ્રચારક ગ. ચ દુલાલ કેશવલાલ દવે સન ૧૯૪૮ માં (૧) ગેલિયા વાસણા (માર્ચમા) (૨) મણિયારી (માર્ચમાં) (૩) કનોડા

(૪) મહેસાણા મહાલ માનદ પ્રચારક રા માધવ મો ચૌધરી માહે સપ્ટેમ્બર-મા-(૧) પુનાસપુ (૨) જેગણુગ

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઈઓએ જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે જે સૂચના સમજૂત આપી હોય તે દરેકનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે સસ્થાના મંત્રી ભાઈઓને ભલામણ કરવામા આવે છે

ના ન. ચોકસી
સહમંત્રી, વ રા. પુ મંડળ

# પ્રમાણપત્ર માટેની પરીક્ષાનું પરિણામ

## સને ૧૯૪૭-૪૮

પુસ્તકાલય પ્રવૃત્તિના કામ અને વ્યવસ્થાની આવડતનુ પ્રમાણપત્ર આપવા માટેની પરીક્ષા સને ૧૯૪૮ના જુલાઈ મહિનાની ૨૪-૨૫ મો તારીખોએ લેવાઇ ગયેલી તદગે (૧) પુ પ્રવૃત્તિનો ઈતિહાસ અને બીજા લેખો. (૨) બજેટ નિવેદન (૩) નિયમો વટહુકમો તથા (૪) પુસ્તક વિધિ અને વર્ગીકરણ- એમ ચાર પ્રશ્નપત્રો વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તથા રાજ્ય પુ મંડળના સહકારથી નામુદ કરવામા આવેલા પરીક્ષા માટે ૨૨ જણે ઉમેદવારી નોધાવી હોઈ તે દરેકને રાજ્ય પુ મંડળ તરફથી ચાલતો પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણની યોજના અંગે યોજાયેલા આવશ્યક પાઠો માહિતી આપવામા આવેલા, અને તેમા શાસ્ત્રીય વર્ગીકરણના પાઠો પરત્વે ખાસ દોરવણી આપવામા આવેલી નોધાયલ ૨૨ ઉમેદવારો-માંથી ૮ જણે પરીક્ષામા બેસવાની તયારી બતાવ્યાથી તેમને માટે, નક્કી થયેલા નિરીક્ષકો તરફ પ્રશ્ન પત્રો મોકલી આપવામા આવેલા, પરંતુ અંતે માત્ર ૬ જણનીજ ઉત્તર વહીઓ આવેલી હોવાથી ૬ જણેજ આ પરીક્ષાનો લાભ લીધો હોવાનુ જણાયુ છે

એટેલા ઉમેદવારોનુ પરિણામ નીચે પ્રમાણે હોઈ * ચિહ્નવાળા નં ૧ ૨ ના ઉમેદવારો પ્રમાણપત્ર મેળવવાને પાત્ર ઠર્યા છે. પ્રમાણપત્રો તૈયાર થયે જે તે ઉમેદવાર ભાઈ તરફ મોકલી આપવામા આવશે

## પરિણામ

| અ. નં | નામ | ગામ | પુ પ્રવૃત્તિના ઇતિહાસ અને બીજા લેખો ગુ ૬૦ | બજેટ નિવેદન ગુ ૧૦૦ | નિયમો વટહુકમો ગુ ૬૦ | પુસ્તવિધિ અને વર્ગીકરણ ગુ ૧૦૦ | કુલ ગુણ ૩૨૦ |
|---|---|---|---|---|---|---|---|
| *૧ | મફતલાલ જીવીદાસ પટેલ વીગતાવાળા | મોટપના ચાણસ્મા | ૨૪ | ૫૩ | ૩૮ | ૪૧ | ૧૫૬ |
| *૨ | ચીમનલાલ જટાશંકર દવે | ખોન્તવાડા તા હારીજ | ૪૧ | ૫૪ | ૩૫ | ૪૮ | ૧૭૮ |
| ૩ | લક્ષ્મણદાસ દેવીદાસ આચાર્ય | નગરાસણ તા કડી | ૨૬ | ૫૭ | ૩૫ | ૨૭ | ૧૪૫ |
| ૪ | ચીમનલાલ મો કડીઆ | બલોલ તા મહેસાણા | ૨૭ | ૩૮ | ૨૮ | ૨૬ | ૧૧૯ |
| ૫ | ભાઇલાલ નટવરલાલ જોષી | ગુંદરાસણ તા વિજાપુર | ૩૫ | ૨૯ | ૨૧ | ૧૦ | ૯૫ |
| +૬ | હરગોવિંદલાલ ઉમિયાશંકર વ્યાસ | ઉદલપુર તા વિસનગર | ૦ | ૦ | ૦ | ૪૦ | |

+ ના ચિહ્નવાળા નં ૬ ના ઉમેદવાર ભાઇ ગઈ સાલની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા હતા પરંતુ વર્ગીકરણનો વિષય એમનો સંતોષકારક નહિ જણાવાને કારણે એમનુ પ્રમાણપત્ર વર્ગીકરણ કામની આવડતની ખાત્રી કરાવી આપવાનુ ઠરાવ્યું હતું. આ વર્ષે એ વિષયમાં એમની કંઇક વધુ પ્રગતિ થઈ હોવાનુ લાગવાથી મોકૂફ રખાયલુ એમનુ પ્રમાણપત્ર મોકલી આપવાનુ ઠરાવ્યુ છે નં ૩ થી ૫ ના ઉમેદવારો વર્ગીકરણના વિષય સિવાય બીજા વિષયમા ઉત્તીર્ણ થાય છે વર્ગીકરણના કામથી તેઓ બિલકુલ અજ્ઞાન છે શાસ્ત્રીય વર્ગીકરણ એટલે શુ એની જ એમને પૂરી સમજ હોવાનુ લાગતુ નથી. પ્રમાણપત્ર મોકલવા માટે શાસ્ત્રીય વર્ગીકરણની આવડત ના ખાસ હોવી જોઇએ એટલે એ ભાઈઓ એ વિષયના પાઠનો કાળજીપૂર્વક અભ્યાસ કરી લઈને એની ઉત્તરવહીમાં રાજ્ય પુ મંડળના સહમંત્રી તરફ મોકલી આપીને જરૂર પૂરતી સમજ ને દોરવણી મેળવી લેવાની ખાસ સલાહ છે આ ભાઇઓ ચાલુ સાલે ગોઠવનાર મહેસાણા પ્રાંતના પુ શિક્ષણવર્ગમા જો હાજરી આપશે તો એ વિષયની રૂબરૂ સમજ આપવાનુ બની શકશે, તેની એ ભાઈઓએ નોંધ લેવી ઘટે

પ્રમાણપત્ર માટેની આ યોજના ચાલુ થયેલી નવી સાલે પણ ચાલુ રહેવાની હોઇ તેનો લાભ લેવા ઇચ્છનારાઓને પોતાની ઉમેદવારી સવેળા નોંધાવી લેવાની હાકલ કરીએ છીએ

તા ૧-૧૦-૪૮

રા કા. પટેલ
મંત્રી,
વ રા પુ મંડળ

ઉ મો પટેલ
મદદ વ્યવસ્થાપક,
પુસ્તકાલય ખાતુ

# ખોટી અને ખરાબ જાહેર ખબરો

"કેટલાક વાચકો તરફથી છાપાઓમાં આવતી ખોટી અને ખરાબ જાહેરખબરો પર મારું ધ્યાન વારવાર ખેંચવામાં આવે છે કોઈ છાપાઓ કે માસિકોના એક જ અંકમાં ગર્ભપાતની દવાઓ (માસિક અટકાવ ચાલુ કરવાને નામે), કામોત્તેજક દવાઓ અને પુસ્તકો વગેરે મળીને દશથી પંદર જાહેરખબરો હોય છે તેમાંના કેટલાક પત્રો વિનોદ તથા વાર્તાઓના હોવાથી દશથી પંદર વર્ષનાં બાળકો ખસુસ વાચતાં હોય છે. બીડી, દારૂ વગેરેના વ્યસનોની જુદી તે તો વળી આખું પાનું ભરીને હોય એક ભાઈ લખે છે કે

ફ્રેમેગ, પિસ્તોલ, ભરત ભરવાનાં મશીન વગેરેની જાહેરખબરો સાવ ખોટી હોય છે અનુભવે જણાયું છે કે આ લોકો જાહેરાતને જોરે ખુલ્લી લૂટ ચલાવી રહ્યાં છે પત્રોના તંત્રી એના ખોટાપણા વિષે ધ્યાન ખેંચવા છતાં તેવી જાહેરખબરો ન લેવાની ફરજ સમજતા નથી અગ્રગણ્ય અખબારોમાં આવતી જાહેરાતોમાં જનતા વિશ્વાસ મૂકે એ દેખીતું છે. પરિણામે હજારો માણસોને પોતાના પૈસા લૂંટાઈ જતા જોઈ રહેવું પડે છે જો પૈસા માટે જનતાનો દ્રોહ કરવાનું પત્રકારોને વધુ ગમતુ હોય, તો પૈસા માટે બીજા સમાજદ્રોહી કર્મ કરનાર કાળા બજારિયા, રુશ્વત ખાનારા, પાઘડી લેનારા વગેરેમાં અને એમનામાં શો ફેર? અમીચંદને શા માટે વધારે દોષી ગણવો?'

ઉપરાંત, કાગળનો કેટલો બધો બગાડ જોશીના વર્તારાઓ, શબ્દોની શરતો, આંકના કોઠાઓની શરતો વગેરેમાં થાય છે?

પત્રકારોએ આ બાબત ઊંડા ઉતરીને વિચારવા જેવી છે પ્રજાની નીતિ અને ચારિત્ર, વેષ, ભાષા, સંગીત કળા વગેરેનું ધોરણ ઊંચું વધારવામાં પત્રકારો, નાટકકારો, વાર્તાકારો, સિનેમા ચિત્રકારો વગેરે જેટલો મહત્ત્વનો ભાગ ભજવી શકે એમ છે તેટલો શાળાઓ અને યુનિવર્સિટીઓ પણ નથી ભજવી શકતી. એટલે સમાજના સાચા ગુરુઓ આ સંસ્થાઓ છે, શાળાઓ અને યુનિવર્સિટીઓ નહિ

'ગાંધીજીએ જાહેરખબરોની કમાણી પર વર્તમાનપત્રો ન ચલાવવાનું ઊંચું ધોરણ રજુ કર્યું અને તેનો સફળ દાખલો પણ મૂકી ગયા જાહેરખબરોની ઉપર જ પત્રકારો રોટીનો આધાર રાખે તો તેઓ જે લખી આપે તેવું છાપવાની ગુલામી તેમને સ્વીકારવી પડે છે 'વાણીસ્વાતંત્ર્ય' અથવા 'આઝાદ અખબાર' નો આપણે મહિમા ગાઈએ છીએ, પણ સરકારના કાયદાથીયે વધારે

(અનુસંધાન ૧૪૨ પૃષ્ઠ પર)

# મારા ભાઈ: ગાંધીજી (સંસ્મરણો)

ગાંધી જયંતી અંગે ઓલ ઇન્ડીઆ રેડીઓની મુંબઈ શાખા તરફથી રાજકોટમાં ગાંધીજીના નિવાસસ્થાનેથી ખાસ કાર્યક્રમ રજુ કરવાની વ્યવસ્થા કરવામાં આવી હતી ગાંધીજીના બેન શ્રી ગોકીબેને "ભાઈનાં સંભારણાં" રેડિયો પરથી રજુ કર્યાં હતાં આ અંગે વ્યવસ્થા કરવા આવેલા શ્રી ચંદ્રવદન મહેતાએ રાજકોટ ખાતેથી શરૂઆતમાં બોલતાં જણાવ્યું હતું કે "અહીં બાપુજીનું સ્થાન છે આ જગ્યાએ વંડો છે તો નાનકડો, પણ આપણી યાદને સજીવ બનાવે છે આ વંડામાં લગભગ ૫૦ વર્ષ પહેલાં કિલકિલાટ, કલબલાટ, હસહસાટ અને કિલ્લોલ થઈ ગયો હતો આ જગ્યાએ એક સુરત વૈષ્ણવી કુટુંબ આનંદમય રહેતું હતું. આ વંડો શહેરના હૃદય-ભાગમાં ટાઉન સ્ટેશન નજીક આવેલો છે સામે એક જમરૂખીનું ઝાડ છે આ જગ્યાએ અરીઠા અને પપૈયાના ઝાડ હતા આ જમરૂખીના ફળ ફઈબાના શબ્દોમાં કહું તો 'મોનિયો' (મહાત્માજીનું બાલ્યકાળનું હુલામણું નામ) ભાવથી હોંશે હોંશે ખાતો ધન્ય છે આ જમરૂખીને! ધન્ય છે આ વંડાની ઐતિહાસિક ભૂમિને!

આ વંડાનો ભૂતકાળ એવો છે કે સર લાખાજીરાજના વખતમાં તે બંધાયેલો અને કબા ગાંધીના ડેલા તરીકે ઓળખાતો. આ પછી માણસની દશા પલટાય તેમ તેણે પણ આસમાની સુલતાની જોઈ, હાથ-બદલા, શોક અને આનંદ પણ અનુભવ્યા છેલ્લે તેનો ઉન્નતિકાળ પરિ-ણીમાએ પહોંચ્યો હિંદી સરકારે ટ્રસ્ટમાં ખરીદી લઈ તેનો સમુદ્ધાર કર્યો અને ભારતવાસીઓની તે આજે ક તીર્થભૂમિ બની ગયો છે

---

(અનુસંધાન પાન ૧૪૮ નું)

ભૂંડી ગુલામીનું ખત આપણે પૈસાને લોભે જાહેરખબર આપનારાઓને લખી આપીએ છીએ અગ્રલેખમાં દારૂબંધીની તરફેણ હોય અને જાહેરખબરના આખું પાનું ભરીને કોઈક દારૂની જાહેરાત હોય એવું જ અનેક બાબતમાં વગર જાહેરખબરનું પત્ર એ જ આવી રીતે છે પણ કમમાં કમ કોઈક વાચક ધ્યાન ખેંચે કે અમુક જાહેરખબર સાવ ખોટી છે, તો પત્રના વ્યવસ્થા-પકોએ એ વિષે તપાસ કરી તેની ખાતરી કરી લેવાની ફરજ અવશ્ય સમજવી જોઈએ

જાહેર પુસ્તકાલયના વ્યવસ્થાપકો અને તેમાં જઈને વાંચનારાઓ આ બાબતમાં વર્ત-માનપત્રકારોને બોધપાઠ આપવા માટે ઘણું કરી શકે દરેક પુસ્તકાલય એક કાળી પેટી રાખે જે પત્રમાં હલકા પ્રકારની કોઈ પણ વસ્તુ આવે, તે જાહેરખબર હોય, લેખ હોય, ચિત્ર હોય કે બીજું કંઈ હોય—તેની નિશાનીઓ સાથેની ફરિયાદ કાળી પેટીમાં નાખીને તે પર વ્યવસ્થાપકોનું ધ્યાન ખેંચવાનો રિવાજ રાખવામાં આવે વ્યવસ્થાપક તે પર વિચાર કરી, પત્રના તંત્રીને લખી જણાવે, અને તેવું લખાણ કે જાહેરખબર બંધ ન કરવામાં આવે તો તેને બંધ કરી દેવાનું ઠરાવે આમ પુસ્તકાલયો પત્રકારો પર સરકાર કરતાંયે વધારે અસરકારક અંકુશ મૂકી શકે

મુંબઈ, ૧૮-૧૦-૪૮

—કિશોરલાલ મશરૂવાળા

(તા ૭-૧૧-૪૮ના "હરિજનબંધુ"માંથી)

"અહીં આવેલી છે કબા ગાંધીની શેરી મહાત્માજી જે શેરીમાં નાચ્યા, ખુદ્યા, રમ્યા, બાપુએ સંસ્કારશિક્ષણ મેળવ્યું તે ઓરડો અહિંથી ૧૦ ડગલાં દૂર છે. આખું વાતાવરણ ઉત્સાહપ્રેરક છે દિવસ સુરખીભર્યો પ્રકાશ રેલાવી રહ્યો છે આનંદની એક ભરતી આવેલી છે હમણાં આપણા સમક્ષ ગાંધીજીના બેન ગોકીબેન પોતાના ભાઈનું સંભારણું કહી સંભળાવશે "

## ભાઈના સંભારણા

ત્યારબાદ પૂ. ફઈબા ગોકીબહેને ભાઈના સંભારણા આપતા જણાવ્યું, "ભાઈના હેતની વાત કહેતા હું થાકતી નથી મોટો ભાઈ ગયો? એ જતા અત્યારે મને શું ને શું થઈ જાય છે?" આ શબ્દો બોલતાં તો ફઈબાનું હૃદય ભરાઈ આવ્યું

" પછી તેમણે જૂની વાત યાદ કરતાં જણાવ્યું હતું કે "રંગાભાઈ અને અમે મંદિરે જતાં ભાઈ તે વખતે ઘરમાં ખેલતા, કુદતા પછી અમે પૂછતાં "હવે તું જમી લે" તો કહેતા " મારે જમવું નથી " નિશાળમાં તો મારા ભાઈનો પહેલો જ નંબર હતો દહીં ને રોટલો કટક બટક ખાઈ ભાઈ નિશાળે જાય.

"એક દિવસના પટારામાં જે બે સોનાનાં કડાં હતાં તે ભાઈએ તેના દોસ્તદાર શેખ મહેતાબની શિખવણીથી લઈ લીધાં ત્યાર પછી સોનાનાં કડાં બાબત બાપુને-પિતાશ્રીને ખબર પડી એટલે પૂછ્યું "પટારામાંથી બે કડાં કોણે લીધાં છે? ત્યારે ભાઈએ કહ્યું : 'જો તમે મને મારો નહિ તો કહું" ત્યારે બાપુએ કહ્યું કે "નહિં મારું, બોલ, કોણે લીધાં છે!" ત્યારે ભાઈએ જવાબ આપ્યો " મેં લીધાં છે "

"ત્યારે બાપુએ પૂછ્યું " મોહનીયા, સાચું બોલી જા, કે કોની શિખામણથી તેં આ કડાં લીધાં હતાં?" ત્યારે ભાઈએ તરત જ જવાબ આપી દીધો કે " બાપુ, મેં મારા દોસ્ત શેખ મહેતાબની શિખવણીથી લીધાં હતાં આ સાથે એક આપું છું. બીજું અમે તેને વેચીને નાસ્તો કરી ગયા છીએ " આમ ભાઈ સાચું બોલી જતા બાપુએ તેને માર્યો નહિ

"ભાઈ ભણવા જતા ત્યારે ઘોડાગાડીમાં નહિ પણ પગે ચાલતાં જ જતા ભાભીનું હેત પણ અપાર-અમે નણંદ ભોજાઈ ખૂબ હેતથી વર્તતા હતા ભાઈ મારા ખોળામાં રમતા પારણાં પારખ્યા કરતા "

"એક દિવસ દેવદાસ તે વખતે તેની ઉંમર ૭-૮ વર્ષની હશે, તેણે ચા માગી અને મેં ચા તેને આપી ત્યારે ભાઈ તુરત જ છાનામાના આવીને ઉભા અને મને કહ્યું "ગોકીબહેન, શું કરો છો?" દેવદાસે જવાબ આપ્યો કે મારે ચા પીવો હતો એટલે ફઈબાએ મને ચા આપ્યો છે ભાઈએ એ વખતે કહેલું, 'બેન છોકરાંઓને ચાની ટેવ પાડવી ન જોઈએ બેન, તમે દેવદાસને ઝેરનો પ્યાલો આપ્યો છે તમારે છોકરાંઓને આટલા લાડ ન કરવાં જોઈએ "

## વિદેશી વસ્ત્રો પર ભાઈની કાતર

"એક દિવસની વાત છે હાથીભાઈને ત્યાં લગ્ન હતાં મોટાં ભાભીએ સમેલ કર્યાં એ વખતે મોટા ભાભીએ પટેગ્વાના ઝરીના કપડા કાઢ્યાં આ બાબતની ભાઈને ખબર પડી તુરત જ મોટી ભાભીને પૂછ્યું "ભાભી, આ ઝરીના કપડાં કોના?" ત્યારે ભાભીએ તેમને કહેલું કે " આપણે ઝરીનાં કપડાં ન હોય, સાદામાં સાદાં કપડાં હોય " તુરત જ કપડા ઊતર્યાં અને

બાપુએ બધા કપડામાં કાતર મૂકી અને કાતરે એક પણ કટકો કામ ન આવે એવી રીતે કામ કરી દીધુ

"એ વખતે ભાભીના પિયરપક્ષના માણુસોએ કહ્યું કે "ગાંધીજી, તમે આ શુ કર્યું'?" જવાબ આપ્યો કે "મારા ઘરમા ઝરીનાં કપડાં ન જોઇએ, તદ્દન સાદાં કપડા જોઇએ."

### બેનની રસોઇ જમવા ભાઇનુ વેન

એક વખત મામાનો દીકરો ગુજરી ગયો અને લૌકિક કરવાનુ હતુ. રસોઇનું કામ જડી, રાધા જે મોટી છોકરીયુ હતી તે રસોઇ કરશે તેમ કહેવાયુ તેમણે તુરતજ કહેતુ કે "છોકરીયુ રસોઇ નહિ કરે, બેન તમે જ રસોઇ કરો"

"પણ આપણે સૂતક પડયું છે" તેમ મે કહ્યુ એટલે એમણે જવાબ આપેલો કે "સૂતક નડતુ નથી, મારી બેન રસોઇ કરશે તો જ હું જમીશ" એમ વેન લીધેલુ એટલે કઇ બેન ભાઇને ભૂખ્યો રાખે? મેં રસોઇ કરી અને ભાઇ જમ્યા ભાઇ ફરીને આઠ વાગે આવે ભ ૮ અ ગરખાં, ધોતિયાં, પહેરતા હતા એની સાદાઇની શી વાત કરૂ? એવો ભાઈ ગયો

### સેગાંવ આવવા આમ ત્રણ

"અહી ભાઇની બેનની આંખમાં આંસુ આવી ગયાં પણ એ દર્દ તેઓ કાળજામાં દબાવી બોલ્યાં મને ભાઇએ કહેલું તમે 'સેગાવમા આવો, રાજકોટમાં તમારૂ કોઇ નથી' પરતુ મે રાજકોટ રહેવાનુ નક્કી કર્યું એટલે ભાઈએ નારણદાસને પત્ર લખ્યો કે બેનને સારા મકાનમાં રાખજે બેનને જે વસ્તુ જોઇએ તે લઈ આવજે બેનની અવસ્થા છે" .

મારો ભાઇ ગયો. મારા જીવનમાં ધૂળધાણી થઇ અમે માજણ્યાં ભાઇ-બ્હેનની જોડી તૂટી

### સૂકું ને સ્વાદહીન જમણ

"મારા ભાઇ આશ્રમમા જમવામાં કાંઇ સ્વાદ રાખતા નહિ માત્ર સૂકી રોટલી ખાતા. મારૂ હૃદય ભરાઈ આવ્યુ મે તેમને માટે ખાસ સ્વાદવાળી લહેજતદાર રસોઇનો આગ્રહ કર્યો તેમણે સમતિ આપી પછી મે તો તેલ, મીઠુ-મરચુ, વઘારીને અને મશાલેદાર તમતમતી વાની જેવુ જમણ તૈયાર કર્યું. ભોજન હતુ તો સાદું, પણ કઇ લસલસતુ હૃ તો જમાડવાનો આનદ લેવા બેઠી, પણ ભાઇ કહે કે આવો સ્વાદ મારાથી લેવાય કેમ? બેન, તે તો પોરબદરી જમણવાર કર્યો ખમણુ વગેરેમા તે કરકસર મારા જેવી કરી આશ્રમમાં આવું કાંઇ ન હોય"

### વીતેલા સ્મરણોની યાદ

ઉપરનો કાર્યક્રમ પૂરો થયા બાદ અમે સહુ શ્રોતાજનો ભકિતભીના હૃદયે બાપુજીનાં પુણ્યસ્મરણો સાથે લઇને વિખરાઇ રહ્યા હતા, તે વખતે પૂજ્ય ફઇબા (ગોકીબેન) હજી પોતે જે સ્થાને બેસીને બ્રોડકાસ્ટ કર્યો હતો ત્યાં જ સૂનમૂન મને જાણે કે ભાઇનાં સ્મરણો હજી વાગોળતાં જ હોય તેવી રીતે જ બેસી રહ્યાં હતા ત્યા અમે તેમની પાસે જઇને પૂછ્યુ કે ફઇબા, આ તમને કેવુ લાગ્યું? તમે કઇ સમજ્યા ખરાં? ત્યારે ફઇબાએ એટલું કહ્યુ કે આસપાસના વાતાવરણનું મને આ વખતે કાંઇ ભાન જ રહ્યું નહોતુ હુ તો ઉપરના શબ્દો બોલતી વખતે મારા ભાઇમય જ બની ગઇ હતી મને નાનપણના અનેક સ્મરણો યાદ આવી જતાં હતાં

### બે ઐતિહાસિક ઉપવાસ

અને હું શું બોલું છું તેનો ખ્યાલ મને ન્હોતો ન હતો. અમે તેમને બાપુજી આ ડેલામાં છેલ્લે છેલ્લે ક્યારે આવ્યા હતા તે બાબત પૂછતાં તેમણે જણાવ્યું હતું કે "હું પડી ગઈ હતી અને મને સારૂં એવું વાગ્યું હતું ત્યારે બાપુજી મને જોવા ઠેઠ સાબરમતી આશ્રમમાંથી અહીં આવ્યા હતા. આ વાતને તો ઘણાં વર્ષો વહી ગયાં છે. આપ બાપુજીને રાજકોટમાં છેલ્લે કયારે મળ્યા હતા ? તેના જવાબમાં તેમણે રાજકોટ સત્યાગ્રહ વખતે બાપુજીએ ઐતિહાસિક અપવાસ કર્યા હતા તે પ્રસંગ યાદ કર્યો. રળિયાતબાએ પણ ત્યારે અપવાસ કર્યા હતા. અને બાપુજી જ્યારે જ્યારે અપવાસ ઉપર ઉતરતા ત્યારે રળિયાતબા પણ અચૂક અપવાસ કરતાં જ. છેવટે પુનાના આગાખાન મહેલમાં બાપુજીએ અપવાસ કર્યા ત્યારે રળિયાતબા પણ ત્યાં પહોંચી ગયાં હતાં અને બાપુજીએ રળિયાતબાને ખાસ પર્ણકુટિમાં સ્થાન આપ્યું હતું. આ પ્રસંગને યાદ કરતાં રળિયાતબાએ ગળગળા સાદે કહ્યું કે મારો ભાઈ છેવટ સુધી મારૂં જતન કરતો રહ્યો હતો અને પુનામાં આગાખાન મહેલમાં મને ખાસ પર્ણકુટિ અપાવી હતી.

### ભાઈની યાદે રડતી બેન

રળિયાતબા છેલ્લાં સાઠ વરસના રાજકોટમાં જ રહે છે અને ભાઈને જ્યારે જ્યારે યાદ કરે છે ત્યારે તેમની આંખમાંથી ચોધાર આંસુ પડે છે. અમને પણ ઉપરની હકીકત કહેતી વખતે તેઓ રડતાં જ રહ્યાં હતાં.

આ છે બાપુજીનાં મોટાં બેન રળિયાતબા રળિયાતબેન-ગોકીબેનનું જીવન કે જેમની હરેક પળ દુનિયાના મહાનમાં મહાન સંતની યાદગીરી તાજી રાખવામાં વહી રહ્યું છે. ગોકીબેને ભાઈના દોરેલા શબ્દચિત્રે અનેકને આંસુ પડાવ્યાં હતાં. આખો પ્રસંગ આદિથી અંત સુધી હૃદયદ્રાવક હતો. હાજર રહેલાં પૂ. ભક્તિબા તો ચોધાર આંસુએ રડી પડેલાં. *

*ઓલ ઈન્ડીઆ રેડીઓના સૌજન્યથી

---

# આચારવિશુદ્ધિ

આચારવિશુદ્ધિની જરૂરમાં હું માનું છું. ખાનપાનની સ્વચ્છતા ઉપર આપણી શારીરિક ને માનસિક તંદુરસ્તીનો આધાર રહેલો છે, એ પણ હું માનું છું. જ્યાં ત્યાં જેના તેના હાથે પકવેલું ભોજન કરી લેવામાં વિચારની પ્રગતિશીલતા સમાએલી છે, એમ હું માની શકતો નથી. ઘણા રોગ સ્પર્શાસ્પર્શની અમર્યાદામાં તેમ જ ભક્ષ્યાભક્ષ્યના અવિવેકમાંથી ઉત્પન્ન થાય છે, એ બહુ જ સાચી વાત છે. પરંતુ મારી રસોઈ કરતા એક અંગ્રેજની રસોઈ વધારે ચોખ્ખી હોય તો તે ખાવામાં શા માટે હરકત આવવી જોઈએ ? એ આજના યુગને ન સમજાય એવી વાત છે. પાણી અને ખોરાક લેવા ન લેવાનો પ્રશ્ન સ્વચ્છતા ઉપર અવલંબન રાખીને રહે એ હવે બગાબર કહેવાય. પરંતુ એમાં ધર્મને વચ્ચે લાવવો એ આજે વધારે પડતું લાગે છે. પ્રાચીન યુગને જે ઠીક લાગ્યું તે તેણે કર્યું. આજ હિન્દુ ધર્મ પણ સ્પર્શાસ્પર્શ અને ખાદ્ય

આપણા પ્રશ્નને માકડા વિચારથી ન નિહાળે તો તેને જ લાભ થાય એ । છે એ મન્ને મર્યાદાઓ જની ઢબે પાળવામા આવે તો હિન્દુ ધર્મની સેવા થતી હોય એમ લાગતુ નથી પછી ભલે જૂના યુગમા હિન્દુ ધર્મને એથી બળ મળ્યુ હોય !

આ વિચારની કક્ષાએ આવનાર હુ બાળપણમા કેવી માન્યતા ધરાવતો હતો ! એનો ખ્યાલ આવતા આચારવિચારની આપણા જીવનઘડતરમા કેટલી ભારે અસર છે એનો ક્યાસ સહજ કરી શકાય એમ છે અમારામા આજ ૮૪ વર્ષે પણ અનારના હાથની રસોઇ જમતા નથી અને તેમનુ વાચન ને તેમની સમજ વિશાળ હોવા છતા અસ્પૃશ્યજસ્પર્શને આવકારી શકતા નથી

જમવાની છોછ ન રાખવાનો અર્થ એવો પણ નથી કે માંસાહાર કરનાર જ આગળ વધેલો ગણાય ! હુ આજ સુધી નિરામિષ ભોજનનો આગ્રહી રહ્યો છુ. આકરો પાતળો પરદેશવાસ કર્યો હોવા છતાં માંસાહારીથી મજબૂત શરીર બની શકે એમ હુ નથી સ્વીકારી શકતો નથી રજપૂત, મરાઠા અને મુસલમાન માંસાહારી છે છતા માંસાહારી બ્રિટનની સેનાને હાથે માર ખાઈ ગયા છે. ગુસ્સો, ઝનૂન, આપવડાઇ એ શૂરવીરતાના ગુણ નથી જ ક્રૂરતા ને વીરત્વમા ફેર છે મને લાગ્યા કરે છે કે માંસાહાર બીનજરૂરી છે ને આખી જીવનસૃષ્ટિનો અપરાધરૂપ છે એની તકરાર ચર્ચામા અહીં ઉતરવાની જરૂર નથી માત્ર મ્હારી લગભગ ચૂકેલી માન્યતા જ અહીં રજુ કરૂ છુ માંસાહારી, વધુ શૌર્ય ને સાહસમા વનસ્પતિ આહારી કરતા ચઢી જાય એવી માન્યતાને નથી ઇતિહાસનો ટેકો કે નથી વિજ્ઞાનનો !

–શ્રી. રમણલાલ વ. દેસાઇ

---

# ઘર ઘર શાળા

૧૯૩૨ ની સાલમાં હુ યરોડા જેલમાં હતી ત્યારે ત્યાં જુદા જુદા પ્રાતો અને જિલ્લાઓમાંથી આવેલાં ઘણા બહેનો અક્ષરજ્ઞાન વિનાનાં હતાં આથી ત્યા ગુજરાતી, મરાઠી, હિંદી, કાનડી વગેરેના નાનકડા વર્ગો અમે ચલાવતા આ વર્ગોમા અમને ઠીક ઠીક સફળતા મળતી ટૂંકી મુદત માટે આવેલાં બહેનો આ વર્ગોનો બહુ લાભ ઉઠાવી શકતાં નહિ, પરતુ લાંબી સજાવાળાંઓ એનો ઠીક લાભ ઉઠાવતાં હતાં અને વર્ગો ચલાવનારાં તો બધા જ લાંબી સજાવાળાં હતા એટલે એમાં વાંધો આવે એવુ હતુ નહિ આ વર્ગોનો લાભ લેનાર બહેનોમાં કેટલાક બહેનો એવા હતા જેમના પતિ કોઈ બીજી જેલમા સજા ભોગવતા હતા આવાં બહેનોને ભારે મૂઝવણ હતી ભણેલી બહેનો પોતે જાતે કાગળો લખતી અને આવેલા કાગળો પોતે જ વાચતી આ બિચારાં નહિ ભણેલા બહેનોને આવેલા કાગળો કોઇક પાસે વચાવવા પડતા અને કોઈક પાસે તેનો જવાબ લખાવવો પડતો ખાનગી વાતો પણ ખાનગી રહેતી નહિ અને કોઇક વખત તો કાગળમાં આવેલી કે મોકલાવવા કાગળમાં લખાવેલી વાતો બહેનોના જાહેર ચર્ચાનો વિષય પણ બની જતી ત્યારે પેલી બહેનો ભારે અકળામણ અને મૂઝવણ અનુભવતી આવાં બહેનો આવા વર્ગોનો લાભ ખૂબ ઉલ્લાસપૂર્વક લેતાં એમાંના એક ગુજરાતી બહેન બે મહિનામા

કાગળ લખતાં શીખી ગયેલા અક્ષરજ્ઞાન થયા પછી ટૂંકા ટુંકા ફકરા લખીને તેની નકલ એમની પાસે કરાવી એ પછી એક દિવસ નાનકડો કાગળ લખી આપ્યો અને તે પ્રમાણે એમણે પોતાના હાથે વાંકાચૂંકા અક્ષરમાં કાગળ લખ્યો અને એ કાગળ યરોડામાં જ પુરુષોની જેલમા સજા ભોગવતા એમના પતિને મોકલ્યો. તે પણ ખુશ થઇ ગયો ને બહેનને ધન્યવાદનો કાગળ મોકલ્યો ને અભ્યાસ ચાલુ રાખવાનું જણાવ્યું આ બનાવથી ત મહેનોને પણ ઠીક ઠીક ઉત્સાહ આવ્યો અને એ રીતે અમારા વર્ગને સારી સફળતા મળી

આ એટલા માટે લખું છું કે ગામડામાં હજી આજે પણ ઘણાં ભાઈ બહેનો એવાં છે જેમને પોતાનાં સગાં સંબંધીઓ દૂર દેશાવર હોય તેમને કાગળ લખાવવાની અને તેમના આવેલા કાગળ વંચાવવાનો જરૂર પડે છે, અને એથી વગી વગર અગત બાબતો પણ જાહેર થઇ જાય છે મા પોતાના એકના એક દીકરાને કે દીકરીને કાગળ લખી શકતી નથી કે આવેલો કાગળ પોતે જાતે વાંચવાનો સતોષ અનુભવી શકતી નથી બહેનને લાડકવાયા ભાઇનો કાગળ કોઇ પાસે વંચાવવા જવું પડે છે પત્નીની મુંઝવણનું તો શું જ પૂછવું ? પરદેશમા વસતો તરંગી યુવાન પત્નીનાં નિરક્ષતા ભૂલી જઈને કાગળ લખે ત્યારે આ લાચારી કેઇ પાસે વંચાવતા શરમાઇ જાય છે, લાચારી અનુભવે છે, એટલુંજ નહિ પણ આ અજ્ઞાનતાનો કેટલાક લોકો ગેરલાભ ઉઠાવે છે ને ભોળા ને નિરક્ષર માણસને ઉંધુ ચતું સમજાવીને ખાડામા ઉતારે છે

નિરક્ષરોને માટે અને ખાસ કરીને નિરક્ષર બહેનોને માટે બીજો એક પ્રશ્ન પણ વિચારવા જેવો છે ઉપર મે પત્રો વિષે લખ્યું પણ કોઇ કહેશે અમારે કયા પરદેશ ખેડવા છે ? અમારે તો કોઇને કાગળ પત્રો લખવાના પ્રસંગ આવતા નથી માણસોને કામ ટાળવું હોય ત્યારે આવી જાતજાતની દલીલો કરે છે પરંતુ પત્રોની હકીકત તો એક માત્ર દાખલો છે એવી બીજી અનેક બાબતો છે નિરક્ષરતાને કારણે માણસને કેટલીય વાતમા પરવશ રહેવું પડે છે. લોકો છાપું વાંચતા હોય, અથવા કોઇ સુંદર લેખ કે કવિતા કે ભજન વાંચ્યાની વાતો કરતા હોય તો નિરક્ષર માણસ બાઘાની જેમ સાંભળ્યા કરે છે એને ઘણીય ઇચ્છા થાય કે પોતે પણ છાપું કે પુસ્તકો વાંચે અને વાંચ્યું હોય તેની વાત કરે, બીજાને વાંચી સંભળાવે, પણ લાચાર થઇને બેસી રહે છે સ્ત્રીઓ કથા સાંભળવા જાય છે અને ત્યાંથી થોડું ઘણું જાણી લાવે છે સાંભળેલાં ભજનો મોઢે કરે છે પરંતુ કથામાં કંઇ હમેશાં જઇ શકાતું નથી ભજનો કદીક ભૂલી પણ જવાય છે એવા વખતે જેને વાંચતા આવડતું હોય તે તરત પુસ્તકમા જોઇ લે છે સુંદર કથાઓ, મહાપુરુષોનાં જીવન ચરિત્રો વગેરે અનેક બાબતો નિરક્ષરતાને કારણે ઘણા લોકો વાંચી સમજી શકતા નથી અને જે જે કંઇ વાંચવા જાણવા જેવું હોય તે તમામ કોઈ વાંચી સંભળાવે એમ બની શકતું નથી એટલે આવા સુંદર લખાણોથી એવા લોકો વંચિત રહે છે અને એ આપણે સૌને માટે શરમની વાત છે

આ લાચારી દૂર કરવા માટે પ્રૌઢ શિક્ષણની જરૂર છે અને સૌએ એનો પૂરેપૂરો લાભ લેવો જોઇએ ત્યારે એ કેવી રીતે થઇ શકે ? પ્રૌઢો માટે શું સરકારે નવી શાળાઓ ચલાવવી ? કે એમને બાળકોની સાથે શાળામા ભણવા મોકલવાં ? ના, એ તો અશક્ય છે એટલે એ માટે તો ગામે ગામ ને એકેએક ફળીઆમાં પ્રૌઢોને ભણાવવા માટેના વર્ગો ચલાવવા એ જ સારામાં સારી રીત છે આ કામ સહેલું નથી, તેમ ઓછી અગત્યનું પણ નથી ગાંધીજીના

રચનાત્મક કામોમાંનુ એ એક કામ છે-આઝાદ થયેલ દેશને આગળ વધવા માટેનું એક અગત્યનુ કામ છે અને તેથી એ સ્વરાજનુ કામ છે 'સ્થાનિક સ્વરાજ અને લોકશિક્ષણ' વાંચતાં સૌ ભાઇબહેનો જાણે છે કે ગુજરાત પ્રૌઢ શિક્ષણ સમિતિએ ગુજરાતના બધા જીલ્લાઓમા આ પ્રવૃત્તિ જોશભેર ચલાવવાનો નિર્ણય કર્યો છે, અને તે મુજબ સુરત જિલ્લામા પણ એ અંગે સરસ કામ થઇ રહ્યું છે પરંતુ નિરક્ષરતાનો મોટો પહાડ તોડી ફોડીને સુંદર માર્ગ બનાવવા માટે મોટા મોટા ગામોમા થોડાં માણસો કામ કરે એ હવે આપણને પાલવે એમ નથી ગામમાં હજાર માણસની વસતી હોય, તેમા પાંચસો માણસો નિરક્ષર હોય અને એમાંથી સો માણસો પ્રૌઢ વર્ગનો લાભ લેતાં હોય તો એ હવે ન ચલાવી લેવાય ચાળીસ કે પીસતાળીસ વર્ષની વયનાં એકેએક નિરક્ષર ભાઇ બહેનોને અક્ષરજ્ઞાન આપવુ જોઇએ એ ગમે તે કોમના હોય, ગમે તે ધધામા પડેલા હોય, ગમે ત્યા વસતા હોય, ગમે એવી સ્થિતિમાં હોય પણ સૌને પ્રૌઢશિક્ષણનો લાભ મળવો જોઇએ-આપવો જોઇએ

આ માટે પ્રૌઢ શિક્ષણના વર્ગો ઉપરાંત પણ બીજી વ્યવસ્થા આપણે કરવી જોઇશે અને તે ઘરશાળાની છે ૧૯૩૮-૩૯ ના નિરક્ષરતા નિવારણના અને હમણાંના થોડા અનુભવે એવુ શીખવાડયુ છે કે મોટી વયના કેટલાક સ્ત્રી-પુરુષો ગમે એ ઉપાયે પણ પ્રૌઢ વર્ગોમાં નથી જ જતા-નથી જવાના એમને ઊંડે ઊંડે શીખવાની ઇચ્છા હોય છે, પણ વર્ગમા એક યા બીજા કારણે જઇ શકતાં નથી આવાં ભાઇબહેનોને પણ આપણે છોડી દઇ ન શકીએ એવાને માટે ઘરશાળાની યોજના કરી શકાય, અને એ શાળા પોતપોતના ઘર પૂરતી કે પોતપોતાના પાડોશીઓ પૂરતી વર્ગના ને પડોશના બાળકો પણ ચલાવી શકે ચોથા-પાંચમા ધોરણમાં અભ્યાસ કરતા બાળકો પોતાનાં માબાપ, મોટા ભાઇ, મોટી બહેન, કાકા, મામા, કોઇ કે પડોશમાના વડીલો અને ઘરના નોકરો સૌને રાતે વાળુ કર્યા પછી એક કલાક અક્ષરજ્ઞાન આપવાનુ કામ રમતા રમતા કરી શકે આવી ઘરશાળાઓ સુરત જિલ્લાના એકેએક ગામમાં શરૂ થઇ જવી જોઇએ એ શાળા માટે કશો ખર્ચ પણ કરવો પડતો નથી બાળકની સ્લેટ, બાળપોથી, પેન, પહેલા ધોરણમા ભણતા કોઇ બાળકની ચોપડી ને ઘરનુ ફાનસ એ સાધનોથી કોઇ પણ બાળક પોતાના ઘરની ને પડોશની શાળા ચલાવી શકે છે

આજે ઘણા લોકો સેવાની વાતો કરે છે અમારે કામ કરવુ છે, લોકસેવાનાં કામો કરવાં છે, કામ જડતુ નથી વગેરે વાતો શહેરોમા, મોટાં ગામોમાં ને નાનાં ગામડાઓમાં પણ લોકો કરે છે ને સેવાની તક નથી મળતી એમ પણ કહે છે એવા લોકોને માટે આ સુંદર તક છે આ કામ નાનુ કે બીનઅગત્યનુ ગણીને અવગણી કાઢવા જેવુ નથી એ ખૂબ મહત્વનું અને સેવાભાવી માણસોએ ઉપાડી લેવા જેવુ કામ છે ગાંધીજીના રચનાત્મક કામોમાંનું અગત્યનુ કામ છે અને સ્વરાજ્યનુ કામ છે સુરત જિલ્લાના બધા ગામોમા સેવાભાવી ભાઇબહેનો સેવાની આ તક ઝડપી લે અને પ્રૌઢ વર્ગો ચલાવવા ઉપરાંત ઘરશાળાનો પ્રચાર કરીને બાળકોને અને પ્રૌઢોને એવી શાળા માટે ઉત્તેજિત કરે તો જિલ્લામાં સુંદર વાતાવરણ સર્જી શકાય *

—જ્યોત્સ્ના બહેન શુકલ

* "સ્થાનિક સ્વરાજ્ય" પત્રિકામાંથી

કુસપ અને કડવાશનાં બી રોપનારી

# ભાષાના ધોરણે પ્રાંતોની વહેંચણી

દેશ કટોકટીના કાળમાંથી પસાર થઈ રહ્યો છે ત્યારે દેશના વધુ ભાગલા પાડવા એ જરાયે ઇચ્છવાયોગ્ય નથી દેશની આર્થિક સ્થિતિ જ્યારે સદ્ધર નથી અને અનાજ તેમ જ કાપડના ઉત્પાદન વહેંચણી અને ભાવનિયંત્રણના મહત્ત્વના પ્રશ્નો જ્યારે સૌથી પ્રથમ ઉકેલ માગી રહ્યા છે ત્યાં દેશના બદન પર એક વધુ ઘાવ કરવો એ સમગ્ર દેશની જનતા માટે ભારે ખત નાક પૂરવાર થશે

## તો કુસપ થશે.

ભાષાના ધોરણે પ્રાંતોની પુનર્વહેંચણી કરવામાં આવશે તો આજ સુધી ભાઈભાઈ માફક રહેલાં માનવીઓમાં કુસપનાં બીજ રોપાશે અને ધિક્કાર તેમ જ કડવાશની લાગણી ઘર કરી બેસશે વિવિધ ભાષાગોય સમૂહોને વર્તમાન વહીવટી વ્યવસ્થા તળે વ્યાજબી પગલાં ભરીને સરકારી નોકરીઓમા તેમ જ સ્થાનિક ભિન્નતાની માગના ખર્ચમાં સપ્રમાણ હિસ્સો આપી શકાય તેમ કે એટલે ભાષાવાર પ્રાંતોની રચનાથી ખાસ કોઈ ઉદ્દેશ સરશે નહિ

## કામ મુશ્કેલ બનશે.

બીજુ ભાષાવાર પ્રાતોની રચના થશે તો તેની સાથે બીજા અનેક પ્રશ્નો અસ્તિત્વમા આવશે અને તે તમામ પ્રશ્નોને પહોચી વળવાનુ કાર્ય પણ સાવ સરળ બનશે નહિ ભાષાવાર પ્રાંત રચના પાછળ કેવીકેવી મુશ્કેલીઓ પડેલી છે તેનો પણ સૌથી પ્રથમ ખ્યાલ કરવો ઘટે કે સૌથી પ્રથમ એ કે, અનેક નવા વહીવટ તંત્રો અસ્તિત્વમા આવે નાણાની અને અનુભવી માનવીઓની જરુર પડે, અનેક વિખવાદો જાગે અને દ્વેષની લાગણી ઉદ્ભવે આ પળે દેશ આ બધુ સહન કરી શકે તેવી સ્થિતિમા નથી

## બ્રાહ્મણ–અબ્રાહ્મણ કલહ

મહારાષ્ટ્રની પ્રજામાં બ્રાહ્મણ-અબ્રાહ્મણની વચ્ચે કલહો અને ઘર્ષણો વારવાર થયા કરે છે એક ભાષાની સંસ્કૃતિથી એકતા અને કાર્યક્ષમતા જન્મે છે એ વાત કેટલું વજૂદ ધરાવે છે એ આ હકીકત સ્પષ્ટ રીતે બતાવી જાય છે મરાઠી ભાષા બોલતી પ્રજાના મહાવિદર્ભ અને પશ્ચિમ મહારાષ્ટ્ર એવા જુદા એકમોની રચના કરવી એવી મતલબનુ સૂચના ભાષાકીય એકતા અને સંગઠનના સિદ્ધાંતને નિર્મૂળ કરે છે, એટલું જ નહિ પણ સાથેસાથ પુરવાર કરી જાય છે કે, આજની ઘડીએ દેશના ભાગલા પાડવાની માગણીના મૂળમા તો ભાષાકીય સામ્રાજ્યવાદ અને સંકુચિતતા ઉપર રચાયેલ સત્તાલોલુપતા છે, ભાષાકીય અલગતા માનવીઓને પ્રદેશિક અખંડતાના અતિશયોક્તિભરેલા ખ્યાલો ભણી દોરી જશે અને પછી પરિણામે જ્યારે દેશને અત્યંત જરૂર છે એ વખતે સંકુચિત પ્રાંતીયતા જગાડશે ભાષાવાર પ્રાન્તરચનાથી હિન્દી ગજક રણમાં 'ભાષાકીય લઘુમતિ' અંગેના નવા પ્રશ્નો ઉભા થશે અને એ વખતે દ્વેષ અને ખટપટને

# ગાય ઘેર ઘેર કેમ નહિ?

( રાગ . ભોજા ભગતના ચાબખાનો )

વાલમા કા'ન રડયા ઘેર ઘેર કંઇ,
થાનમા ન ધાવણુ, દૂધ દોણીમાયે નહીં · વાલમા

શાસ્ત્ર કહે ' દૂધ તણા દરિયામા વિષ્ણુ વસે, '
દૂધ નહીં, વિષ્ણુ વસે કહીં ?
વાસ વિષ્ણુ નહીં, લૂમઝુમે લક્ષ્મી ક્હીં ?
લક્ષ્મી ગ્હી ચોકમા લૂંટાઇ—વાલમા ૧

ઢોર સગ ઢોર બન્યા, ઈશ્વરઘર ચોર બન્યા,
પાપપોઠ પીઠ લાદી ગઇ
'રસ' જે છે 'બ્રહ્મ,' કરી નિરસ વેચાય હાટ,
કોણ ભલો ? લોભી કે કસાઇ ?—વાલમા ૨

' દૂધ તણા દૂધ હોય, પાણી તણા પાણી હોય, '
કાળજૂની કહેતી ભુલી જઈ.
પડ પેટ શેઠ વળી શેઠના યે શેઠ ઠગ્યા,
શિખવે શું શું ન પાપ જઇ !—વાલમા ૩

વિરચિ, વિષ્ણુ, શિવ પામ્યા ના પાર પૂરો,
થાક્યા જડ વેદ ગુણ ગઇ,
ભોળી ભરવાડણોએ નચવ્યા એ કા'ન કુવર
છાશ છનાછન પઈ પઇ —વાલમા ૪

રાયરંક વહાલી છાશ–અમૃત એ ઓળવાયા,
સરિતા જ્યા દૂધની સૂકઈ,
માખણ મહીમાટ ભર્યા ઠામ ઠામ ગોકુળ ત્યા,
હડીઓ હનુમાનજીની રહી !—વાલમા ૫

ફાળા ને ફંડ ભરી, ગૌશાળા ઉભી કરી,
રાહત નહીં પાવલામા પઇ,
છેદન્તી છાતી, વાતી 'તાબાની ગાય' નિત્ય
રોતા રહે કા'ન તોય નહીં !
દૂધ દહીં નદીઓ વહે રામરાજ્ય મહીં !
પ્રશ્ન પૂછો 'ગાય ઘેરઘેર કેમ નહીં ? '–વાલમા ૬

( તા. ૩–૧૦–૪૮ ના " પ્રતાપ " માથી )

# ત્યાગને ન વટાવાય.

આલિશાન મકાન, આકાશમાં ફરતો રેશમી ઝંડો, મોટરો ને માણસોની અવરજવર, પોલિસની વારેઘડીએ અફળાતી એડીઓ અને ઉંચા થતા હાથ–આ હતું સેક્રેટરીએટનું મકાન

ફાટેલું પહેરણ, ઘાટ વગરની ખાદીની ટોપી, જૂનું મિલનું ધોતિયું, જર્જર અંગ અને નિસ્તેજ આંખે એક વૃદ્ધ સેક્રેટરીએટના દ્વાર પર આવી પહોંચ્યા,

ભપકાદાર પોશાક, વાંકી ટોપી, કમરે ચળકતો પટો અને હાથમાં ધજા શરીરમાં સ્ફુતિ અને આંખમાં કડકાઇ એવો દરવાન ઉભો હતો

ધીમાતે અવાજે વૃદ્ધે દરવાનને કહ્યું 'ભાઈ, મારે ... '

'અહીં વળી તારે શું છે?'

'મારે વડા પ્રધાન સાહેબને...'

'વડા પ્રધાનને ? જો આમ બધા જ મારા તમારા જેવા દોડાદોડ કર્યાજ કરે તો કામ કેમ ચાલે ? જાવ, આજે સમય નથી'

વૃદ્ધે ધ્રૂજતે હાથે ગજવામાંથી કાગળ કઢયો અને સિપાઈ સામે ધર્યો

તેની આંખો ચાર થઈ ગઇ ઉપર રાજ્યની છાપ હતી અને પત્ર પણ વડા પ્રધાનનો જ હતો તે અવાક્ બની ગયો અને વૃદ્ધે અંદર પ્રવેશ કર્યો, સામે જ વડા પ્રધાનનો ખંડ હતો, હાથમાં કાગળ મૂકતા વૃદ્ધે કહ્યું 'મારે આપને સહેજ કહેવાનું છે'

'કહો, મને સમય નથી, બે જ મિનિટમાં પૂરું કરો'

'આ મારા જીવનનો પ્રશ્ન છે'

'ચલાવો.'

'હું આપની સાથે જેલમા હતો'

'હા,'

'૧૯૪૨માં જ્યારે લડતના વળતા પાણી હતા, જ્યારે કોઈ કાંઇ કરવા તૈયાર ન હતું ત્યારે મેં લડતને આગળ ધપાવી લાઠીમાર થયો આ બરડો ખોખરો થયો અને આજેય દુઃખે. .ત્યારે સો જણને સજા થઇ હતી, બાર માસની'

'સાચે જ હું દિલથી કદર કરૂં છું'

'આખું જગત કરે છે આજે હું વૃદ્ધ છું, મારે આગળ પાછળ કોઇ નથી, આ હાડકાં પણ .'

'તો ?'

'મને નોકરી આપો'

'તમે નોકરી કરશો ?'

'હા, કામ સિવાય મારે બીજો કોઈ આરો નથી'

'તમારી ઉમર, આદા ?'

'અઠ્ઠાવન'

'અમારો કાયદો છે કે પંચાવન વર્ષ પછી કોઈને ન રાખી શકાય'

'હું જાણું છું, છતાં આજે યાચના કરું છું. મારે પેટ પૂરતું જ જોઈએ છે. મારાથી જે થશે તે બધું કામ કરી મારે જીવવું છે.'

'આજે તો મને ઘણું કામ છે, કાલે આ સમયે મળજો. હું જોઈશ.'

બીજે દિવસ એ જ સમય, એ જ સિપાઈ, એ જ સેક્રેટરીએટનું આલેશાન મકાન અને એ જ ધમાલ. પણ આજે એ વૃદ્ધનાં ડગલાંમાં મક્કમતા હતી, આંખોમાં તેજ હતું તેના હાથ ધૂળથી ખરડાયેલા હતા મોઢે પણ ધૂળ ચોંટી હતી ઉતાવળે પગને તેણે પ્રધાનની ઑફિસમાં પગ મૂક્યો

'હું તમારા જ વિચારમાં હતો'

'ગઈ કાલે આપનો મે નકામો સમય લીધો મને ક્ષમા કરો, 'મારે નોકરી નથી જોઈતી, અને વૃદ્ધે આગળ ચલાવ્યું 'હું ઘેર ગયો જેલનાં સ્મરણો તાજાં થયાં ઉંઘ ઊડી ગઈ. શું એ જેલ આટલા માટે ભોગવી હતી ? જેને માટે હું અને આપણે લડયા તે આઝાદી તો મળી ચૂકી હવે શું ?.. મે તમોને નકામા તકલીફમાં મૂક્યા'

વૃદ્ધે વંદન કર્યું અને ચાલવા માંડ્યું પ્રધાન પોતાની ખુરશીમાં ઉતાવળા ઊભા થઈ ગયા અને બોલી ઉઠ્યા, 'આદા, હું તમારે માટે નોકરીની '

ત્યાં તો એના મક્કમ પગલાં દરવાજા સુધી પહોંચી ગયા તેની આંખમાં એક તેજની રેખા ચમકી ગઈ અને સહેજ પાછા ફરી તેણે કહ્યું 'હું પામર હતો. મારા ત્યાગને વટાવી રહ્યો હતો'

('જીવનપ્રકાશ'માંથી) —નવલભાઈ શાહ

*
**

પ્રથમ જ્ઞાન અને પછી દયા અજ્ઞાની શું કરે, જે કલ્યાણ કે પાપ જાણતો નથી ? માટે (પ્રથમ) કલ્યાણ જાણવું જોઈએ પાપ જાણવું જોઈએ, બંનેને જાણ્યા પછી જે શ્રેય હોય તે સમાચરવું જોઈએ જે જીવનું સ્વરૂપ જાણતો નથી, અજીવનું સ્વરૂપ જાણતો નથી, કે તે બંનેના તત્ત્વને જાણતો નથી તે સંયમની વાત કયાંથી જાણશે ?

જ્ઞાન પ્રાપ્ત થવામાં વિચાર મુખ્ય સાધન છે અને તે વિચારને વૈરાગ્ય (ભોગ પ્રત્યે અનાસક્તિ) તથા ઉપશમ (કષાયાદિના ઘણી જ મંદતા, તે પ્રત્યે વિશેષ ખેદ) બે મુખ્ય આધાર છે. સત્પુરુષના વચનના યથાર્થ ગ્રહણ વિચાર ઘણું કરીને ઉદ્ભવ થતો નથી. અને સત્પુરુષના વચનનું યથાર્થ ગ્રહણ તેમની અનન્ય આશ્રયભક્તિ પરિણામ પામ્યેથી થાય છે. ઘણું કરીને એકબીજાં કારણોને અન્યોન્યાશ્રય જેવું છે.

સત્યનું જ્ઞાન થયા પછી મિથ્યા પ્રવૃત્તિ ન ટળે એમ બને નહિ કેમકે જેટલે અંગે સત્યનું જ્ઞાન થાય તેટલે અંગે મિથ્યાભાવની પ્રવૃત્તિ મટે એવો જિનનો નિશ્ચય છે મિથ્યા પ્રવૃત્તિ કંઈ પણ ટળે નહિ, તો સત્યનું જ્ઞાન સંભવે નહિ. ("અખંડાનંદ"માંથી)

# આવતા માસની કાર્યદિશા

તમામ લોકમદદ તથા કાયમ નિધિની રકમ તૈયાર હોય તો પુસ્તકાલય સહાયક સહકારી મ ડળમા વેળાસર મોકલી આપો કાયમ નિધિની રકમ સરકારમાન્ય ઈતર સ્થળે મુકાતી હોય તો તે ત્યા જમા કરાવો કેટલાક સાર્વજનિક પુસ્તકલયોના વાર્ષિક નિવેદનો આવવાના બાકી છે તો તે તુર્ત મોકલી આપવા તજવીજ કરશો ત્રિમાહી નિવેદન દરેક સ સ્થાએ મોકલવુ જોઈએ

રજાઓ દરમ્યાન સેવાભાવી વિદ્યાર્થીઓ—વિદ્યાર્થી મંડળ—અગર યુવક મ ડળ સાથ સહકાર કરી તમારા પુસ્તકાલયની વ્યવસ્થાને સારી બનાવવા ઘટતુ કરો

વડોદરા,
તા ૨૦–૧૦–૪૮

ઉ. મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

પુસ્તકાલય ખાતુ — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## જાહેરાત અ ક ૨/ ૪૮–૪૯

## વિષય

પુસ્તકાલયોના મકાનની લોકમદદ તથા તેના વ્યાજ બાબત

સાર્વજનિક પુસ્તકાલયોનાં મકાનો માટે રાજ્યના જુદાજુદા ગામેથી પુસ્તકાલય ખાતા તરફ તારીખના અનુક્રમે આવેલી લોકમદદની રકમ તથા તેનુ સને ૧૯૪૮ ના જુલાઇ આખર સુધીનું ૧ ટકા લેખેનુ વ્યાજ જેમની તેમની જાણ માટે આ નીચે પ્રસિદ્ધ કરવામા આવે છે

| અનુ-અંક | ગામનુ નામ | | | ગામમદદની રકમ રૂ આ પા | સને ૧૯૪૮ના જુલાઇ આખર સુધીનુ ૧ટકા લેખે વ્યાજ. |
|---|---|---|---|---|---|
| ૧, | વેમાર | તા | કરજણ | ૧– ૦–૦ | |
| ૨ | સંજાયા | ,, | પેટલાદ | ૧૦૦૦– ૦–૦ | ૪૦– ૪–૦ |
| ૩ | મ જુસર | ,, | સાવલી | ૨૦૦૦– ૦–૦ | ૮૫– ૮–૦ |
| ૪ | ચોરદા | ,, | કરજણ | ૧૦૦૧– ૦–૦ | ૬૨– ૫–૦ |
| ૫ | ઊંઝા ( મહિલા ) | ,, | સિદ્ધપુર | ૨૦૦૦– ૦–૦ | ૧૦૦– ૫–૦ |
| ૬ | તુ ડાવ | ,, | સિદ્ધપુર | ૧૦૦૦– ૦–૦ | ૬૦– ૨–૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭ | શામપુરા | તા | કામરેજ | ૧૦૦૦- ૦-૦ | ૬૦- ૨— |
| ૮ | પીપળી | ,, | ભાદરણ | ૧૦૦૦- ૦-૦ | ૫૮-૧૨-૦ |
| ૯ | સિદ્ધપુર (મહિલા) | | | ૨૦૦૦- ૦-૦ | ૧૦૮- ૫-૦ |
| ૧૦ | ઇમેડ | ,, | કલોલ | ૬૦૦-૧૨-૦ | ૩૨- ૮-૦ |
| ૧૧ | પલીઅડ | | ,, | ૧૦૦૦- ૧-૦ | ૫૪- ૨-૦ |
| ૧૨ | દિવેર | ,, | શિનોર | ૧૦૦૦- ૦-૦ | ૫૩- ૪-૦ |
| ૧૩ | પેટલાદ ( મહિલા) | | | ૩૦૦૦- ૦-૦ | ૧૬૦- ૯-૦ |
| ૧૪ | કાણીસા | ,, | ભાદરણ | ૧૦૦૦- ૦-૦ | ૨૮- ૨-૦ |
| ૧૫ | દશરથ | ,, | વડોદરા | ૧૦૦૦- ૦-૦ | ૫૩- ૮-૦ |
| ૧૬ | રણાપુર | ,, | કરજણ | ૭૦૧- ૦-૦ | ૩૪- ૫-૦ |
| ૧૭ | વિજાપુર ( મહિલા) | | | ૩૦૦- ૦-૦ | ૧૫-૧૪-૦ |
| ૧૮ | પાડરસીંગા | ,, | દામનગર | ૧૦૦૦- ૦-૦ | ૩૮- ૦-૦ |
| ૧૯ | સોજા | ,, | કલોલ | ૧૦૦૦- ૦-૦ | ૪૬-૧૨-૦ |
| ૨૦ | બ્રાહ્મણવાડા | ,, | ચાણસ્મા | ૧૦૦૧- ૦-૦ | ૪૬- ૮-૦ |
| ૨૧ | સુન્દરણા | ,, | પેટલાદ | ૧૦૦૦- ૦-૦ | ૪૬- ૩-૦ |
| ૨૨ | કુરાલ | ,, | પાદરા | ૧૦૦૦- ૦-૦ | ૪૫- ૫-૦ |
| ૨૩ | મોજીત્રા | ,, | પેટલાદ | ૨૦૦૦- ૦-૦ | ૮૬-૧૩-૦ |
| ૨૪ | સેજાકુવા | ,, | પાદરા | ૧૦૦૦- ૦-૦ | ૪૧-૧૨-૦ |
| ૨૫ | છાણી | ,, | વડોદરા | ૧૧૫- ૦-૦ | ૪-૧૧-૦ |
| ૨૬ | પીપળાવ | ,, | ભાદરણ | ૧૦૦૦- ૦-૦ | ૪૧- ૮-૦ |
| ૨૭ | ગુંજા | ,, | વિસનગર | ૧૦૦૧- ૦-૦ | ૪૧- ૧-૦ |
| ૨૮ | દેહોડા | ,, | સિદ્ધપુર | ૧૦૦૦- ૦-૦ | ૪૦-૧૪-૦ |
| ૨૯ | ગુડી | ,, | પલસાણા | ૧૦૦૦- ૦-૦ | ૪૦-૧૩-૦ |
| ૩૦ | જગરાલ | ,, | પાટણ | ૧૦૦૦- ૦-૦ | ૪૦-૧૨-૦ |
| ૩૧ | કામરોળ | ,, | વાઘોડીઆ | ૧૦૦૧- ૦-૦ | ૪૦- ૩-૦ |
| ૩૨ | ધાવટ | ,, | કરજણ | ૬૯૦- ૦-૦ | ૨૭- ૬-૦ |
| ૩૩ | મુજપુર | ,, | પાદરા | ૧૦૦૦- ૦-૦ | ૩૯- ૦-૦ |
| ૩૪ | છાલા | ,, | દહેગામ | ૧૦૦૦- ૦-૦ | ૧૬-૧૪-૦ |
| ૩૫ | સામેત્રા | ,, | મહેસાણા | ૧૦૦૦- ૦-૦ | ૩૮-૧૦-૦ |
| ૩૬ | વાવ | ,, | કામરેજ | ૧૦૦૦- ૦-૦ | ૩૮-૧૦-૦ |
| ૩૭ | દેણપ | ,, | વિસનગર | ૧૦૦૧- ૦-૦ | ૩૮- ૮-૦ |
| ૩૮ | ડભોડા | તા. | ડભોડા | ૧૦૦૦- ૦-૦ | ૩૮- ૮-૦ |
| ૩૯ | વાલમ ( મહિલા ) | | | ૧૦૦૦- ૦-૦ | ૩૬- ૮-૦ |
| ૪૦ | ડભાસા | ,, | પાદરા | ૧૦૦૦- ૦-૦ | ૩૬- ૪-૦ |
| ૪૧ | જગુદણ | ,, | મહેસાણા | ૫૦૦૦- ૦-૦ | ૧૮૦- ૦-૦ |
| ૪૨ | દાસજ | ,, | સિદ્ધપુર | ૫૦૦૦- ૦-૦ | ૩૫-૧૩-૦ |
| ૪૩ | કમાણા | ,, | વિસનગર | ૧૦૦૧- ૦-૦ | ૩૫- ૦-૦ |
| ૪૪ | ખરોડ | ,, | વિજાપુર | ૧૦૦૦- ૦-૦ | ૩૪-૧૧-૦ |
| ૪૫ | મોરડ | ,, | પેટલાદ | ૧૦૦૦- ૦-૦ | ૩૯- ૨-૦ |
| ૪૬ | વડીઆરડા | ,, | મહેસાણા | ૧૨૦૧- ૦-૦ | ૩૯- ૨-૦ |
| ૪૭ | બોડેલી | ,, | સખેડા | ૧૦૦૦- ૦-૦ | ૩૨-૧૪-૦ |
| ૪૮ | સીમળી | ,, | કરજણ | ૧૦૦૦- ૦-૦ | ૩૧- ૨-૦ |
| ૪૯ | સુંદરપુર | ,, | વિજાપુર | ૧૦૦૦- ૦-૦ | ૩૧- ૧-૦ |
| ૫૦ | સારસાવા | ,, | ધારી | ૧૦૦૦- ૦-૦ | ૩૦-૧૫-૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૧ | કંબોળી | ,, | સિદ્ધપુર | ૧૫૦૦- ૦-૦ | ૪૬- ૫-૦ |
| ૫૨ | મોટા આકડીઆ | ,, | અમરેલી | ૧૦૦૦- ૦-૦ | ૩૦- ૪-૦ |
| ૫૩ | ડેડીવાડા | ,, | ચાણસ્મા | ૧૦૦૧- ૦-૦ | ૩૦-૦-૦ |
| ૫૪ | મલાતજ | ,, | પેટલાદ | ૧૦૦૧- ૦-૦ | ૨૯-૮-૦ |
| ૫૫ | સુઢીઆ | ,, | ખેરાળુ | ૧૦૦૦- ૦-૦ | ૨૯-૭-૦ |
| ૫૬ | મોઢેરા | ,, | ચાણસ્મા | ૧૦૦૧- ૦-૦ | ૨૮-૯-૦ |
| ૫૭ | પુધરા | ,, | વિજાપુર | ૨૦૦૧- ૦-૦ | ૫૬-૧૦-૦ |
| ૫૮ | સરદારપુર | ,, | ,, | ૧૦૦૧- ૦-૦ | ૨૭-૦-૦ |
| ૫૯ | મરોલી | તા | નવસારી | ૧૦૦૦- ૦-૦ | ૨૬-૪-૦ |
| ૬૦ | મગોડી | ,, | દહેગામ | ૧૦૦૦- ૦-૦ | ૨૬-૧-૦ |
| ૬૧ | પલાસર | ,, | ચાણસ્મા | ૧૦૦૨- ૦-૦ | ૨૦-૨-૦ |
| ૬૨ | ડાભલા | ,, | વિજાપુર | ૧૦૦૦- ૦-૦ | ૨૨-૮-૦ |
| ૬૩ | આમરી | ,, | નવસારી | ૧૦૦૦- ૦-૦ | ૨૧-૧૧-૦ |
| ૬૪ | પુદગામ | ,, | વિસનગર | ૧૦૦૧- ૦-૦ | ૨૧-૮-૦ |
| ૬૫ | માલોસણા | ,, | વિજાપુર | ૧૦૦૧- ૦-૦ | ૨૧-૦-૦ |
| ૬૬ | વસાઈ | ,, | ,, | ૫૦૦- ૦-૦ | ૮-૧-૦ |
| ૬૭ | કઢીઆળ | ,, | વીસનગર | ૧૦૦૧- ૦-૦ | ૧૫-૧૪-૦ |
| ૬૮ | રૂપપુર | ,, | ચાણસ્મા | ૧૦૦૧- ૦-૦ | ૧૫-૦-૦ |
| ૬૯ | મોટી દાઉ | ,, | મહેસાણા | ૧૦૦૦- ૦-૦ | ૧૫-૦-૦ |
| ૭૦ | મોટી ધારીઅલ | ,, | ચાણસ્મા | ૧૦૦૧- ૦-૦ | ૧૦-૩-૦ |
| ૭૧ | વ્યાસવાસણા | ,, | આતરસુંબા | ૫૮૧- ૦-૦ | ૫-૧૪-૦ |
| ૭૨ | સીપોર | ,, | ખેરાળુ | ૧૨૦૦- ૦-૦ | ૧૦-૧૪-૦ |
| | | | કુલ | ૭૯૪૦૭-૧૩-૦ | ૨૯૨૨-૭-૦ |

વડોદરા,
૧૮-૧૦-૪૮

ઉ. મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતું

## સૂચના અંક ૪ / ૪૮-૪૯

## વિષય :

ત્રિમાસિક નિવેદન મોકલવા બાબત.

સાર્વજનિક પુસ્તકાલયો તરફથી ત્રિમાસિક નિવેદનો અત્રે મોકલવામાં આવતાં નથી એવું ઘણા વખતથી જોવામાં આવે છે આથી પુસ્તકાલયોની ચાલુ પરિસ્થિતિથી ખાતું અજાણ રહે છે, એ ઇચ્છવા જેવું નથી સબબ પુસ્તકાલયોના મંત્રીભાઇઓને આ સૂચના દ્વારા વિનંતિ કરવામાં આવે છે કે તેમણે મુખ્યત્વે કરીને નીચે પ્રમાણેની માહિતી અંતર્ગત કરી નિવેદનો મોકલવા બિનચૂક તજવીજ કરવી.

પુસ્તકાલયનું કાયમફંડ, પુસ્તકાલયનું હાલનું ભંડોળ, પુસ્તકોની સંખ્યા, વંચાયેલા પુસ્તકોની સંખ્યા, વાચકોની સંખ્યા પુરુષો, સ્ત્રીઓ, બાળકો વગેરે )

વડોદરા,
તા ૧૮-૧૦ ૪૮

ઉ મો પટેલ
મદદ વ્યવસ્થાપક

મધ્યવર્તી પુસ્તકાલય ખાતું — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના અંક ૫ / ૪૮-૪૯

ગામના સાર્વજનિક પુસ્તકાલયોના અંદાજપત્રો અને સપ્ટેમ્બર ૧૯૪૮ આખર આવેલા તે સવડ પ્રમાણે મંજુર કરવાનું કામ શરૂ થઈ ગયું છે ત્યાર પછી જેમના તરફથી અંદાજપત્રો આવ્યા હશે તેમને સરકાર પચાયત મદદની સવડ હશે તે પ્રમાણે મંજુર કરવામાં આવશે જે પુસ્તકાલયોએ અધુરી હકીકત મોકલી હશે તેમના અંદાજપત્રો મંજૂર થઈ શકશે નહિ

સમગ્ર પુસ્તકાલયોના મંત્રી ભાઈઓએ પોતાના અંદાજપત્રો વેળાસર પૂરી હકીકત જેવી કે સામયિકોની યાદી, પુસ્તકોની યાદી અમારી મારફત મંડળમાં મોકલવી જે પુસ્તકાલયોના પ્રમુખ મંત્રી ભાઈઓએ લોકમ ફ ડિસેમ્બર તા ૧૫ સુંધી મંડળમાં જમા કરાવી હશે અને તેમનું અંદાજપત્ર મંજુર થયું હશે તેમનાં પત્રો જાન્યુઆરીથી શરૂ થશે

વડોદરા,
તા ૨૦-૧૦-૪૮

ઉ મો પટેલ
મદદ વ્યવસ્થાપક

મધ્યવર્તી પુસ્તકાલય ખાતુ — સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના અંક ૫/ ૧૯૪૮-૪૯

## વિષય:

### કાયમ ફંડની રકમ વધુ વ્યાજે રોકવા બાબત

મહેસાણા પ્રાંત તથા વડોદરા પ્રાંતનાં સાર્વજનિક પુસ્તકાલયોની કાયમફંડની રકમો બૅન્ક, સહકારી મંડળી કે પુસ્તકાલય મંડળમાં ઓછા વ્યાજે રોકાયેલી હોય, તેમની જો ૩ ટકા વ્યાજ ઉપજાવવાની ઇચ્છા હોય તો નીચેની સંસ્થા તે પ્રમાણે આપવા ખુશી છે.

૧ વાકળ કેળવણી મંડળ-મોભારોડ, તા પાદરા

ઉપર પ્રમાણેની યોજના જેમને અનુકૂળ હોય તેમણે રીતસર ઠરાવ કરી ખાતા મારફતે મંજુરી મેળવવા તજવીજ કરવી

વડોદરા,
તા. ૮-૧૧-૪૮

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

મધ્યવર્તી પુસ્તકાલય ખાતુ સાર્વજનિક પુસ્તકાલય શાખા

સૂચના અંક ૬/ ૧૯૪૮-૪૯

## વિષય:

સાર્વજનિક પુસ્તકાલયોના મકાનની લોકમદદ બાબત

વડોદરા રાજ્યના સાર્વજનિક પુસ્તકાલયોના મકાનો માટે કેટલાંક ગામોએ એકઠી કરેલી લોકમદદ પુસ્તકાલય ખાતા તરફ મોકલી છે હાલ કેટલાંક વર્ષથી પરિસ્થિતિ બદલ વાના કારણે મકાનો માટે સરકાર મદદ મંજુર થઇ શકતી નથી તેમજ સંયોગો જોતાં નજીકના ભવિષ્યમાં પણ પુસ્તકાલયોનાં મકાનો બંધાવી શકાય તેમ નથી માટે આ સૂચનાથી જણાવવામાં આવે છે કે જેમને પોતાની લોકમદદ પરત જોઇતી હોય તેમણે યોગ્ય ઠરાવ કરી મોકલવાથી રકમ પરત કરવામાં આવશે

વડોદરા,
તા. ૮-૧૧-૪૮

ઉ. મો પટેલ
મદદ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતુ સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તા ૧૧-૧૦-૪૮

જાહેરાત અંક ૩/૪૮-૪૯

## વિષય:

પુસ્તકો તથા સામયિકોની ભલામણ કરવા બાબત

જ્યાં નાણાંની સવડ હોય ત્યાં નીચેના પુસ્તકો તથા સામયિકો પુસ્તકાલયમાં વસાવવા પુસ્તકાલયોના મંત્રીઓને અમારી ભલામણ છે

| નામ | પ્રકાશક | કિંમત |
|---|---|---|
| Shape of the Constitution | R N Parikh Pilaji ganj, Mahesana | 3-12-0 |
| ઉમેદ ( કાવ્ય ) | અતિથિ કાર્યાલય, મોરબી | ૩-૦-૦ |

| | | |
|---|---|---|
| યોગ શતક | સિકલાલ જે. પરીખ ( અનુ ) મેડિકલ હોસ્ટેલ, અમદાવાદ | ૩-૨-૦ |
| રામકૃષ્ણ પરમહંસનાં કથાનકો | યુગાન્તર કાર્યાલય, સુરત | ૧-૮-૦ |
| ज्योति विलास ( मराठी ) | रामचंद्र शंकर दीक्षित दीक्षित निवास, तिलकवाडा | ५-०-० |
| બાપુની પ્રસાદી | નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | ૨-૦-૦ |
| મહાસભાના ઠરાવો | ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ | ૬-૦-૦ |

**सामयिको**

| | | |
|---|---|---|
| नेपथ्य ( ત્રિમાસિક ) | નેપથ્ય મંડળ, વસંત પ્રિન્ટિંગ પ્રેસ ઘીકાંટા, અમદાવાદ | ૨-૮-૦ કરવા અને મોટાં પુસ્તકાલયો માટે |
| फौजी तालीम ( માસિક ) | કે. જી પ્રભુ ( સંપા ) મીલીટરી એન્ડ રાયફલ એસોસીએશન અમદાવાદ | ૯-૦-૦ |
| પ્યારે બાપુ ( માસિક ) | ધીરેન ગાંધી, રૂપાયતન ૪૫, નહેરુ રોડ, વિલેપાર્લે ( પૂર્વ ) | ૬ ૮-૦ |
| આજ મારા સાથી બનો | યુગચિત્ર કાર્યાલય, વેસ્ટ એન્ડ સિનેમા કંપાઉન્ડ, મુંબાઈ નં ૪ | ૨-૮-૦ |
| ભારતીય ધર્મ | વલ્લભ-વિદ્યાનગર, આણંદ | ૧-૦-૦ |
| કેડી ( પાક્ષિક ) | શશિકાન્ત નાણાવટી, ૩૦૮૩/૪ ગાંધી માર્ગ અને ઘાંચીની વાડી, અમદાવાદ | ૬-૦-૦ |
| ગાંધી સ્મારકઅંક | પાટણ વિદ્યાર્થી ગૃહ, પાટણ | ૨-૦-૦ |
| આદર્શ જીવન | ચંચળબેન માણેકલાલ પાઠક | ૨-૮-૦ |
| સ્ત્રી પુરુષ મર્યાદા | નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | ૧-૮-૦ |
| Key to health | ,, | ૦-૧૦-૦ |

વડોદરા,
તા ૧૦-૧૧-૪૮

ઉ મો પટેલ
મદદ વ્યવસ્થાપક

## આ અંકમાં



### સામયિક દોહન




વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૪-૮-૦ | પરદેશ રૂ. ૫-૦-૦ | છૂટક નકલ રૂ. ૦-૬-૦

વ્યવસ્થાપક
વાઘજીભાઇ નારણભાઇ અમીન (બી કોમ)
મંત્રી-પુ. સ. સ. મંડળ લિ. વડોદરા.

તંત્રી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ



પુસ્તક ૨૨ મું    ડિસેમ્બર-૧૯૪૮    અંક ૫

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

ત્રાવણકોરના સુપ્રસિદ્ધ લેખક, પત્રકાર તથા દેશભક્ત સ્વ. કે. રામકૃષ્ણ પીલાઇને મોડે મોડે-મૃત્યુ પછી ૩૨ વર્ષે-માન મળ્યું છે. તે 'દેશાભિમાની રામકૃષ્ણ પીલાઇ' તરીકે જાણીતા હતા. તે કાનાનોરમા દેશવટો ભોગવતા અવસાન પામ્યા હતા. તેમના અવશેષોને તાજેતરમાં ત્રિવેન્દ્રમમાં લાવવામાં આવ્યા છે

o

કોર્નેલ વિશ્વવિદ્યાલયની હિંદુસ્તાન એસોસીએશને જાહેરાત કરી છે, કે કોર્નેલ ખાતે મહાત્મા ગાંધી સ્મારક પુસ્તકાલય ૧૯૪૯ ના જાન્યુઆરીની ૩૦ મી તારીખે ખુલ્લું મૂકવામાં આવશે. મહાત્માજીની હત્યાની આ પહેલી સંવત્સરી છે. કોર્નેલ યુનાઇટેડ સ્ટેટ્સમાં આવેલ છે

o

* ચિતાગોંગથી હિંદુ મુસ્લીમ સંયુક્ત તંત્રીપદેથી પ્રસિદ્ધ થતું સામયિક 'સીમંત' હજુ ચાલુ છે, તે આનંદનો વિષય છે. આ સામયિક આંતરરાષ્ટ્રીય નિષ્પક્ષતાનું ઉચ્ચ ધોરણ જાળવી શક્યું છે. તેનાં પાનાંમાં બન્ને મહાન ધર્મોના લેખકો પોતાના મતભેદો ભૂલી જઇને પોતાની સામાન્ય ભાષામાં ખરું કાર્ય કરી બતાવવાને એકત્ર મળે છે.

o

* મૈથિલી પ્રવાસ સાહિત્યમાં ડૉ. સુભદ્ર ઝા શાસ્ત્રીએ 'હમારા વિદેશયાત્રા' પ્રગટ કરીને સારો જેવો ઉમેરો કર્યો છે. દરભંગાના સાપ્તાહિક 'મિથિલા મિહિર'માં આ પ્રવાસયાત્રા ક્રમશઃ પ્રગટ થઇ હતી

o

* આગલા જમાનાના ત્રણ પ્રખ્યાત મહારાષ્ટ્રીઓ-ડૉ. ભાઉ દાજી, જસ્ટિસ તેલંગ તથા ડૉ. આર. જી. ભાંડારકર-ના ચરિત્રલેખક શ્રી એસ. એન. કર્ણાટકી સાઠ વર્ષની પાકટ ઉંમરે અવસાન પામ્યા છે.

* નવીન સચિત્ર સંક્ષિપ્ત મરાઠી વિશ્વકોશ "સુલભ વિશ્વકોશ"ના સંપાદકો શ્રી મી જી કર્વેએ પોતાનું કાર્ય પૂરું કર્યું છે. આવતા જાન્યુઆરીથી દર ત્રણ માસે આ વિશ્વકોશ પ્રગટ થશે તેના ૭ ભાગ અને ૩,૦૦૦ પૃષ્ઠો થશે તેમાં લગભગ ૧૫૦૦૦ નોંધો તથા ૨૦૦૦ ફોટા અને નકશા હશે એની કિંમત રૂ ૧૫૦| છે, તેમ છતાં અગાઉથી ગ્રાહક થનારને તે રૂ ૧૦૦/ માં મળી શકશે.

o

* શ્રી. ભેરૂમલ મહેરચંદે "સિંધના હિંદુઓનો ઇતિહાસ"ના બે ગ્રંથો પ્રગટ કર્યા છે તથા બીજા ગ્રંથો પ્રગટ કરવાનો તેમનો ઇરાદો છે તે સિંધી શબ્દકોશ પણ તૈયાર કરી ગયા છે આ પુસ્તકો સત્વર પ્રગટ થવાની જરૂર છે, કેમકે મોડું થાય તો કદાચ તે પ્રગટ ન પણ થઇ શકે

o

ડૉ આર યુ હિંગોરાણી (૧૨૮ હાર્લે સ્ટ્રીટ, ડબલ્યુ-આઇ લંડન) એ "હિંદી સંસ્કૃતિ તથા તત્ત્વજ્ઞાન" પર નિબંધ લખવા માટે ત્રણ હજાર રૂપિયાના પારિતોષિકની જાહેરાત કરી છે તેમાં ગમે તે રાષ્ટ્રનાં, ગમે તે ઉમરનાં સ્ત્રીપુરુષો ભાગ લઇ શકશે. નિબંધની લંબાઇની મર્યાદા નથી ૧૯૪૯ ના મેની ૧૫ તારીખ સુધીમાં નિબંધો ડૉ. હિંગોરાણીને-મળી જવા જોઇએ

o

સ્ટેલિનનો લખેલ "સોવિયેટ યુનિયનના કોમ્યુનિસ્ટ પક્ષનો ઇતિહાસ" ની જગતના અતિલોકપ્રિય પુસ્તકોમાં ગણતરી થાય છે તેનું ૬૭ ભાષામાં પ્રકાશન કરવામાં આવ્યું છે તે પ્રગટ થયો ત્યારથી આજ સુધીમાં તેની ત્રણ કરોડ ચાળીસ લાખ નકલો ખપી છે.

o

નાઝી 'પોલાંદના રાજા' ફ્રિટઝ થિસેને 'આઇ પેઇડ હિટલર' (I paid Hitler) નામક પુસ્તક લખેલ છે ડ્રુરીંગરટીનની કોર્ટે 'નાના નાઝી' તરીકે શિક્ષા કરીને તેની ૨૦ ટકા મિલકત જપ્ત કરી છે. તેની મિલકત ૨ કરોડ ૧૦ લાખ માર્કસ છે

o

બ્રિટિશ એસોસીએશનની 'મેથેમેટિકસ ટેબલ્સ કમિટિ'એ ૭૭ વર્ષની સતત ગણતરી પછી પોતાનો અંતિમ રિપોર્ટ પેશ કર્યો છે. આ સમય દરમિયાન એસોસીએશનના ૧૮ સભ્યોએ ગણિતનાં કોષ્ટકોના ૨૦ ગ્રંથો તૈયાર કર્યા છે દરેકમાં પાંચ લાખ જુદી ગણતરી છે બીજા વૈજ્ઞાનિકો તથા એન્જીનિયરોને આ પુસ્તકો ખૂબ ઉપયોગી છે.

o

મદુરાના સૌરાષ્ટ્ર પબ્લિશિંગ હાઉસે, મદ્રાસની સૌરાષ્ટ્ર એસોસીએશન મારફત ખિસામાં રહી શકે તેવા ભગવદ્‌ગીતાના ગુટકા મફત વહેંચાવવાનું શરૂ કર્યું છે તે સહેલી તામિલ ભાષામાં લખાયેલ છે તેનું પુરોવચન હિંદના ગવર્નર જનરલ શ્રી રાજગોપાલાચારીએ લખેલ છે મુખપૃષ્ઠ પર શ્રીકૃષ્ણ અને અર્જુનનું ગુરુશિષ્ય તરીકેનું ચિત્ર છે

o

કેમ્બ્રિજની ફિલોસોફીકલ સોસાયટીએ ૧૯૩૯-૧૯૪૨ ના સમયનું હોપકિન્સ પારિતોષિક તાતાના ઇન્સ્ટિટ્યુટ ઑફ ફન્ડામેન્ટલ રિસર્ચના ડિરેક્ટર ડૉ. આઇ. જે ભાભાને "મૂળભૂત અણુતત્ત્વો" ના સિદ્ધાંતની શોધ માટે આપવાનું નક્કી કર્યું છે.

૧૯૧૮ થી હોપ્કિન્સ પારિતોષિક ફક્ત પાંચ જ પ્રસંગોએ આપવામાં આવ્યું છે આ અગાઉ આ મેળવનારાઓ–સર આર્થર એડિંગ્ટન, સર જેમ્સ, પ્રો જી આઇ. ટેઇલર, પ્રો પી. એ એમ. ડિરાક અને પ્રો પી એમ. એસ બ્લેકેટ હતા.

o

મદ્રાસ સરકારે ફોર્ટ મ્યુઝિયમના ક્યુરેટરને સર રોબર્ટ ક્લાઇવ ( ૧૭૫૬ અને ૧૭૮૭ ) સર આર્થર વેલેસ્લી ( ઓક્ટોબર ૧૭૯૯ ) અને સર વિલિયમ બેન્ટિક (૨૭ જુન ૧૮૦૬ અને ૧૧ સપ્ટેમ્બર ૧૮૦૭ ) ના પત્રોની મૂળ નકલો પ્રદર્શન વાસ્તે હમેશ માટે રાખવાની પરવાનગી આપી છે તેમની સહી સાથેના આ પત્રો મ્યુઝિયમની ગેલેરીમાં ફરતાં 'શો કેસ' મા બતાવવામાં આવે છે. ઈ સ. ૧૮૦૦ નો મનાતો 'બ્લેક ટાઉન' (જ્યોર્જ ટાઉન) નો નકશો પણ બતાવાય છે

o

યુનાઇટેડ પ્રેસ ઓફ ઇન્ડિયાના જણાવ્યા મુજબ ઇતિહાસમાં પહેલી જ વાર જનતાને વિરલ દસ્તાવેજો બતાવવામા આવશે જાહેર રેકર્ડના ઓફિસના દફતરમાંથી ચાલુ મહિને તે બહાર લઇ જઇને તેનું પ્રદર્શન કરવામાં આવશે.

તેમાના ઘણાખરા તો રાજદ્વારી કાગળો હશે તેમને માટે એક ખાસ ઓરડો અત્યારે તૈયાર થઇ રહેલ છે, જેમાં ગાય કૈકયે બળ જમણીને અગે કરેલ કબુલાત 'ડુમ્સ ડે બૂક' તથા બીજા ઘણા વિરલ દસ્તાવેજોનો સમાવેશ કરવામાં આવશે

તેમા યુટ્રેક્ટની પ્રખ્યાત સધિ અથવા સ્પેનના વારસહક્કની લડાઇનો અંત લાવનાર ૧૭૧૩ થી ૧૭૧૪ સુધીના સખ્યાબધ સંધિપત્રો હશે

૧૩૮૬ માં પોર્તુગાલ સાથે કરેલ મૈત્રીની સધિ તથા અમેરિકન સ્વાતન્ત્ર્યયુદ્ધ બધ પાડનાર સંધિખત પણ હશે

o

આ લખાણ છપાઇને બહાર પડશે તે પહેલા તો જે પુસ્તકની ખૂબ આતુરતાથી રાહ જોવાઇ રહી છે તે પુસ્તક–વિન્સ્ટન્ટ ચર્ચિલના બીજા વિશ્વયુદ્ધનો પહેલો ભાગ–કેસલમા મેસર્સ એન્ડ કપની તરફથી પ્રગટ થઇ ચૂકયો હશે. તે પુસ્તકનું નામ " ધી ગેધરીંગ સ્ટોર્મ " રાખેલ છે

o

ન્યુયોર્કના મેટ્રોપોલિટન એમ્પાયર ઈમારતની બારીમાંથી નીચે પડતુ મૂકનાર શ્રીમતી કોસેન્કીનાએ વિલયમ રેન્ડોલ્ફ હર્સ્ટ સાથેના કોન્ટ્રેક્ટ પર સહી કરી છે

આ કોન્ટ્રેક્ટ મુજબ તેણે હર્સ્ટના કિંગ ફીચર્સ સિન્ડિકેટને પોતાની સંપૂર્ણ વાત કહેવાની છે. તેની ફી તરીકે તેને ૪૦,૦૦૦ પૌંડ મળશે શ્રીમતી કોસેન્કીના હજુ ન્યુયોર્કની રૂઝવેલ્ટ હોસ્પિટલમાં છે તેના બારણા પાસે રાતદિવસ સશસ્ત્ર ચોકી પહેરો રાખવામાં આવેલ છે

## પ્રાચીન એશિયામાં હિંદુ સસ્કૃતિ

ઘણા વખતના શરૂઆતના દિવસોમા તથા તાજેતરમા પણ હિંદે પેસિફિક ટાપુઓ પર કરી અસર કરી છે તે ઇન્ડોનેશિયાના પ્રજાસત્તાક ગણ્યમાં ચાલતી ડચ તથા હિંદી ચળવળો પરથી

જણાઇ આવે છે ઇન્ડોનેશિયામાં એક મંદિરના અવશેષોમાંથી તાજેતરમાં એક સંસ્કૃત દસ્તાવેજ મળી આવ્યો છે તે નિઃશંકપણે હિંદની અસર ૧,૯૦૦ વર્ષો પહેલાં હોવાનું સાબીત કરે છે

આ ટાપુઓમાં હિંદી સંસ્કૃતિનો પ્રચાર હિંદના ઇતિહાસનો એક પ્રસિદ્ધ બનાવ છે સીતા માટે પહેલ વહેલી શોધ જાવા (યવદ્વીપ) માં કર્યાનો રામાયણમા નિર્દેશ છે સુપ્રસિદ્ધ ગ્રીક ભૂગોળવેત્તા ટોલેમી પણ તે જ નામથી ટાપુનો નિર્દેશ કરે છે. તે બતાવે છે કે તેણે કોઈ વખત ટાપુ સંબંધી હિંદના રેકર્ડમાં નોંધ જોઇ હશે નોંધ પરથી જણાય છે કે જાવામાં પાંચમી સદીમાં હિંદુ રાજ્યો હતાં અને તે પહેલાં ત્રણ સૈકા પહેલાં હિંદના વસાહતીઓ પોલેનેશિયામા ગયા હતા

આઠમી સદી દરમિયાન સુમાત્રાના બૌદ્ધ રાજાઓએ જાવા જીતી લીધું તે સમયના બૌદ્ધ શિલાલેખો પૂર્વ હિંદને મળતી લિપિમાં લખાયેલા છે. ત્યાર પછીના લકા વિશ્વવિદ્યાલયમાંથી બૌદ્ધ ધર્મનો પ્રચાર થયો લાગે છે. શરૂઆતમાં ટાપુઓમાંથી વિદ્યાર્થીઓ ત્યાં જતા અને પ્રખ્યાત ચીની મુસાફરોએ તેનો નિર્દેશ કર્યો છે તે સમય દરમિયાન હિંદમાં આવતા બૌદ્ધ યાત્રાળુઓ માટે જાવાના રાજાઓ તરફથી પાટલિપુત્રમાં એક આલિશાન મકાન બંધાવવામાં આવ્યું હતું.

## ખ્રિસ્તી ધર્મપુસ્તક : બાઇબલ

બાઇબલની માગણી એટલી બધી વધી પડી છે કે મહિનાઓ તો શુ પણ વર્ષોના ઓર્ડરોનો વારો આવતો નથી. આખા જગતના લોકોને પોતાની ભાષા તથા લિપિમાં બાઈબલ જોઇએ છે બ્રિટિશ શાળાઓમા અત્યારે દશ બાળકો વચ્ચે એક બાઈબલ છે. ત્યાંજ દશલાખ બાઇબલની જરૂર છે.

બાઇબલ છાપવાનું કાર્ય વૈજ્ઞાનિક તથા પ્રેમનું છે. મોટી સંખ્યામા બાઇબલ છાપનાર ઓક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ ૪૦૦ ભાષા તથા લિપિમાં બાઇબલ છાપે છે નવી લિપિમા બાઇબલ છાપવાનું ખર્ચ ખૂબ ભારે આવે છે અને પેશિટો–સિરિયાક ( Peshito-syriac ) મા નવુ બાઇબલ છાપવા લાંબામાં લાંબો સમય ત્રીસ વર્ષ લાગ્યાં હતાં

કામની શરૂઆત ઓક્સફર્ડમાં થાય છે ત્યાં બીબાં ગોઠવવાને આધુનિક મૉનોટાઈપ યંત્રો વાપરવામાં આવે છે જ્યારે પૂરો છપાઇ રહે ત્યારે લંડનના ફ્લેરેન્ડન બાઇન્ડીંગ હાઉસમાં તે મોકલવામાં આવે છે ત્યાં તેનાં ચામડાનાં પૂઠાં તૈયાર થાય છે તથા પાનાંને સોનેરી બનાવવામાં આવે છે, છેવટે દરેક નકલને રવાના કરતાં પહેલાં તપાસવામા આવે છે.

ઓક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસના બાઇબલ પુસ્તકાલય તથા સંગ્રહસ્થાનમાં કેટલાક અમૂલ્ય નમુનાઓ છે તેમાં સૌથી જાણીતું મુદ્રણ પામેલું ' ધી વિનેગર બાઇબલ ' છે, મનુષ્યની આંગળી જેવડું નાનું બાઈબલ પણ ત્યાં છે તેમાં દરેક શબ્દ વાંચી શકાય છે દેવળોના ઉપયોગ માટે, ભેટ આપવા માટે તથા સંગ્રાહકો માટે ૧૯૩૫માં મિ. બ્રુસ રોજર્સે તૈયાર કરેલ અદ્ભુત લેક્ટર્ન બાઇબલ ' છે તેની કિંમત ૫૦ પૌંડ (૬૬૨ રૂ) પડી હતી તેની ફક્ત ૨૦૦ નકલો જ છાપવામાં આવી હતી.

જાણીતા ઉદ્યોગપતિ શ્રી રામકૃષ્ણ દાલમિયા અત્યારે યુરોપ–અમેરિકાના પ્રવાસે જઈ આવ્યા લંડનમાં તેમના નિવાસ દરમ્યાન તેમણે 'જગતશાંતિમા સૌથી વધારે ફાળો આપનાર માટે દર વર્ષે રૂ. ૫૦,૦૦૦નું પરિતોષિક ત્રણ વર્ષ સુધી આપવાની જાહેરાત કરી છે આ જાહેરાતને આપણાં પત્રોમા જોઈએ તેવી પ્રસિદ્ધિ મળી નથી.

ન્યુયોર્કમાં તેમણે બીજી જાહેરાત કરી છે કે 'અખંડ દુનિયાની સરકાર મારફત શાંતિ' સબંધી શ્રેષ્ઠ પુસ્તકના લેખકને ૪૦૦૦ ડોલરનું પરિતોષિક આપશે



મહાત્મા ગાંધીજીના મહાન પ્રશંસક ન્યુયોર્કના કોમ્યુનિટી ચર્ચના પાદરી ડૉ જહૉન હેઇન્સ હોમ્સે હાર્વર્ડ વિશ્વવિદ્યાલયના વાઇડનર પુસ્તકાલયને પોતાની પાસેનાં ગાંધી સાહિત્યના ૪૦૦ પુસ્તકો તથા પત્રિકાઓનો સંગ્રહ રાખવા માટે ભેટ આપી દીધા છે.

## હિંદનું સંસ્કારધન : લોકસાહિત્યનું સંશોધન

ખેતીવાડીને સહાયભૂત થવા માટે હિંદનું લોકસાહિત્ય એકત્ર કરવા હિંદી સરકારે નીમેલ કમિટિએ દેશના બધા ભાગોમાથી લગભગ ૫૦૦૦ લોકગીતો તથા લોકકથાઓ મેળવ્યાના ખબર મળ્યા છે

અત્યારે કમિટિ પૂનામાં લોકકથાનો અભ્યાસ કરી રહેલ છે કમિટિએ અત્યાર સુધીમા ૨૦૦૦ 'ખેડૂત કથા' તપાસી જોઈ છે. આખું કાર્ય પૂરૂ કરતાં બીજા ૭ મહિના નીકળી જશે તેમ લાગે છે

લોકસાહિત્યના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે (૧) જે લોકસાહિત્યનું કાંઈપણ મૂલ્ય ન હોય, (૨) જે લોકસાહિત્યનું મૂલ્ય હોય પણ ખેડૂતને તે ઉપયોગી ન હોય, (૩) જે લોકસાહિત્યનું વિશેષ મૂલ્ય હોય

ઉપયોગી લોકસાહિત્યને જુદું પાડયા પછી તે કેટને દરજજે સાચું છે, તે કયા પ્રદેશને અનુકૂળ છે તથા વર્ષના કયા સમયને તે લાગુ પડે છે તે નક્કી કરવામા આવશે

એવો નિર્દેશ કરવામાં આવે છે કે જો લોકસાહિત્યનો સમયાનુસાર યોગ્ય ઉપયોગ કરવામા આવે તો તે ખેડૂતોને ઉત્પાદન યત્નમાં મદદગાર થઈ પડશે



જાદવપુરની ક્ષયની હોસ્પિતાલમાં થતા સુંદર કાર્યની કદર તરીકે ગવર્નર ડૉ કે એન કાત્જુએ પોતે લખેલ વાર્તાની ત્રણ હસ્તપ્રતો સુપ્રીન્ટેન્ડન્ટ ડૉ કે. એસ રાયને ભેટ ધરી છે આ હસ્તપ્રતની એક નકલની તે જ વખતે હરરાજી થતાં તેના એક હજાર રૂપિયા ઉપજ્યા હતા આ કિંમતે મેસર્સ બાટા શુ કંપનીએ તે ખરીદ કરી લીધી હતી આ વાર્તાના સર્વ હક્ક હોસ્પિતાલની મિલ્કત ગણાશે.



તાજેતરમા મળેલ મુઝફ્ફરપુર પુસ્તકાલય પરિષદે એક ઠરાવ કરીને બિહાર સરકારને વિનતિ કરી છે કે વેદો સહિત પ્રાચીન હિંદુ સાહિત્યનું દેશી ભાષામા ભાષાંતર કરાવીને આખા પ્રાંતનાં પુસ્તકાલયોમા તે મળી શકે તેવી ગોઠવણ કરવી



## ઐતિહાસિક લેખકોના અક્ષરો

'કોલિયર મેગેઝીન'ની કટારમાં જણાવ્યા મુજબ ઇતિહાસમાં ઘણી પ્રખ્યાત વ્યક્તિઓના હસ્તાક્ષર એવા ન વાંચી શકાય તેવા જણાય છે કે તેમાંનાં કેટલાંક લખાણોનું હજી પણ ભાષાંતર થઇ શકતું નથી શેક્સપીઅરના લખાણોમાં અસંખ્ય શબ્દો તથા વાક્યો એવાં છે કે તેનો અર્થ ચોક્કસપણે કદી સમજાયો નથી હોથર્નની ઘણી વાર્તાઓ અપ્રગટ છે, કેમકે હજુ સુધી કોઈ પણ તેને વાંચી શકેલ નથી

જેમ્સ જોઇસના અક્ષરો એટલા ખરાબ હતા કે પહેલા વિશ્વયુદ્ધ દરમિયાન જ્યારે 'યુલિસિસ'ના હસ્તલખાણની પ્રત લંડનના સેન્સરે ટપાલમાં જોઇ ત્યારે તેના ખરાબ અક્ષરો ન વાંચી શકાવાથી વહેમનો ઉદ્ભવ થયો બ્રિટનના સંકેતલિપિ તજ્જ્ઞોએ તેનો અભ્યાસ કર્યો પછી તેમને ખાતરી થઈ કે તેમાં સાંકેતિકલિપિ નહોતી એટલે તે હસ્તપ્રતને છૂટી કરી, છતાં પણ તે નવલકથા છે તેની તો તેમને ખાત્રી થઇ નહોતી.

નેપોલિયનના હસ્તાક્ષરો તો એટલા ખરાબ હતા કે તેના સંખ્યાબંધ પત્રોને યુદ્ધક્ષેત્રના નકશા ગણી લેવામાં આવ્યા હતા



## નૂતન સંસ્કૃત શબ્દકોષ

પૂનાની ડેક્કન કોલેજના અનુસ્નાતક તથા સંશોધન વિભાગમાં ઐતિહાસિક સિદ્ધાંતો પર નવો સંસ્કૃત શબ્દકોષ રચવાનું કાર્ય શરૂ થયું છે તેની અંદર આંતરરાષ્ટ્રીય ખ્યાતિવાળા સંસ્કૃત વિદ્વાનો સાથ આપશે "

લગભગ ૪૦૦૦૦ વર્ષોના સમયને આવરી લેતી તથા વિપુલ સાહિત્ય વારસાવાળી આ ભાષા માટે ઉપાડેલ કાર્ય ભગીરથ ગણાય છે એક હજાર પૃષ્ઠના પંદર ભાગોમાં આ કોષ પૂરો થશે અને તે તૈયાર થતાં પંદર વર્ષ લાગે તેવો સંભવ છે

આ જાતનો ફક્ત એક જ કોષ બે જર્મન વિદ્વાનો ઓટો બોહટલિંક ( Otto Bohtlingk ) તથા રૂડોલ્ફ રોથે ( Rudolf Roth ) સાત ભાગમાં તૈયાર કરી ૧૮૫૫-૧૮૭૫ દરમિયાન પ્રગટ કર્યો હતો તેમાં લગભગ ૫૦૦ સંસ્કૃત ગ્રંથોમાંથી માહિતી એકત્ર કરવામાં આવી હતી.

ડેક્કન કોલેજની યોજનામાં સંસ્કૃત સાહિત્યની બધી શાખાઓ–હિંદુ, બૌદ્ધ–જૈન–ના ઓછામાં ઓછા લગભગ ૨૦૦૦ ગ્રંથોમાંથી માહિતી એકઠી કરવાની છે હિંદ અને બૃહદ્ હિંદમાંથી મળી આવેલા ૪૦૦૦ સંસ્કૃત શિલાલેખોનો પણ તેમાં ઉપયોગ કરવામાં આવશે. સંસ્થાએ આ શિલાલેખોની યાદી ક્યારની તૈયાર કરી છે અને તેનો એક જુદો કોષ કાઢવાની યોજના છે તે કોષ માટે દશલાખથી વધારે શબ્દો તૈયાર કરવામાં આવ્યા છે

આ વર્ષે જુલાઇમાં પેરિસમાં ભરવામાં આવેલ પૌર્વાત્યોની આંતરરાષ્ટ્રીય પરિષદે તથા ઓક્ટોબરમાં હરદ્વારમાં ભરવામાં આવેલ અખિલ હિંદ પૌર્વાત્ય પરિષદે આ નવી યોજનાને આવકાર આપ્યો છે અને હિંદ સરકાર તથા મુંબઇ સરકારે–દરેકે રૂા. ૮૦૦૦ની પ્રાથમિક મદદ

આવતા ઓગસ્ટમા આ કામની શરૂઆત થશે છે આ કામનુ કેન્દ્ર ડક્કન કૉલેજ રહેશે પરંતુ માત્ર હિંદ સમસ્તના જ નહિ પણ પરદેશના વિદ્વાનો પણ તેમાં મદદ આપશે આ કાર્ય માટ પેરિસ વિશ્વવિદ્યાલયના પ્રાધ્યાપક લુઇ રેનુ હિંદમા ક્યારના આવી ગયા છે આવી મહાન યોજનાને પ્રાંતિક તથા મધ્યસ્થ સરકારનો ટેકો મળી રહ્યો છે, તે હકીકત પ્રત્યે અત્રે સંતોષ દર્શાવાય છે

આ યોજનાની છેવટની વિગતો નક્કી કરવા માટે સંસ્થાના સંચાલક ડૉ. એસ એમ કત્રેને મદદ કરવા માટે એક કમિટી નીમવામાં આવી છે તેમા મુબઈ વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ મહામહોપાધ્યાય પ્રાધ્યાપક પી વી. કાણે તથા કલકત્તા વિશ્વવિદ્યાલયના ભાષાના પ્રાધ્યાપક ડૉ એસ. કે ચેટરજીનો સમાવેશ થાય છે.



પ્રોફેસર પુક્કી ( Pucci ) એ ઇટાલીઅન ભાષામાં લખેલ મહાત્મા ગાંધીજીનુ જીવનચરિત્ર રોમમા પ્રગટ થયુ છે.



## સરદાર અભિનંદનગ્રંથ

તા ૨૮ નવેંબરે સરદાર વલ્લભભાઇ પટેલે અલ્હાબાદની મુલાકાત લીધી ત્યારે તેમને એક અભિનંદનગ્રંથ અર્પણ કરવામા આવ્યો હતો આ ગ્રંથમાં રાજકીય તથા હિંદી સાહિત્ય ક્ષેત્રની અગ્રગણ્ય વ્યક્તિઓનાં સ્મરણો અને અંજલિઓ છે આ ગ્રંથનુ સંપાદનકાર્ય કરવા માટે જાણીતા આગેવાનોનુ સંપાદક મંડળ નિમાયુ હતુ. તેમાં સંયુક્ત પ્રાંતના ચાર પ્રધાનો–શ્રી સંપૂર્ણાનંદ, શ્રી એ જી. ખેર, શ્રી લાલબહાદુર શાસ્ત્રી તથા શ્રી કેશવદેવ માલવિયા હતા

આ ગ્રંથ નાયબ વડા પ્રધાનના ૭૪ મા જન્મદિવસની યાદગીરીમાં તૈયાર કરવામા આવ્યો હતો.

સંયુક્ત પ્રાંતોની લેજીસ્લેટીવ એસેમ્બ્લીના સ્પીકર તથા અખિલ હિંદ હિંદી સાહિત્ય સંમેલનના સ્થાપક શ્રી. પુરુષોત્તમદાસ ટંડને આ ગ્રંથનો ઉપોદ્‌ઘાત લખ્યો છે અને સંયુક્ત પ્રાંતોના વડા પ્રધાન પંડિત ગોવિંદ વલ્લભ પંત સ્વાગત સમિતિના પ્રમુખ હતા.



થોડા સમય પહેલા ઇંગ્લંડની મહારાણીએ લંડનમા ભરાયેલ ફ્રેંચ પુસ્તકોના પ્રદર્શનની મુલાકાત લીધી હતી. ત્યારે તેને તથા શાહજાદી માર્ગારેટને મિ ડેસમન્ડે તેરમી સદીનુ પુસ્તક Psalter of St Louis બતાવ્યુ હતુ ફ્રાન્સના રાજા લુઇ નવમા ( ૧૨૨૬–૭૦ ) નુ આ પુસ્તક ફ્રાન્સની બહાર પહેલવહેલા જ બતાવવામા આવ્યુ છે



જનરલ ડ્વાઇટ ડી. આઇઝેન હોવરની બીજા વિશ્વયુદ્ધની પોતાની વાત પાંચસો પાનાના પુસ્તકરૂપે યુનાઇટેડ સ્ટેટસમાં તાજેતરમાં પ્રગટ થનાર છે પુસ્તકનુ નામ 'ક્રુઝેડ ઇન યુરોપ' ( Crusade in Europe ) રાખવામાં આવ્યુ છે.

પરંતુ, આ યુદ્ધકથા પર્લ હાર્બર પર જાપાનીઓએ કરેલ હુમલાથી માંડીને જર્મન શરણાગતિ સુધીની હશે. આ સમય દરમિયાન જનરલ આઈઝેનહોવર યુરોપમાં મિત્રરાજ્યોનાં દળોનાં વરિષ્ઠ સેનાધિપતિ હતા. પુસ્તકમાં કેટલાંક ચિત્રો તથા નકશાઓ ઉપરાંત ચૂંટી કાઢેલા ફોટા આપવામાં આવશે. પુસ્તકમાં લગભગ ૬૦,૦૦૦ શબ્દો છે.



## હૈદ્રાબાદની ઐતિહાસિક લેખસામગ્રી

હૈદ્રાબાદ રાજ્યની મધ્યસ્થ રેકર્ડ ઑફિસ તરફથી, જમના નદીનો સત્તરમી સદીનો નકશો–જેમાં પશુઓ તથા વનસ્પતિ બતાવવામાં આવ્યાં છે–અને જે નકશો અકબરજ વડે થના સ્થાપક લાવ્યા હોય તેમ માનવામાં આવે છે–તથા હૈદ્રાબાદ અને મરાઠા ઇતિહાસમા અતિ અગત્યના સમય અઢારમી સદીના 'ખમરનો રિપોર્ટ'–એ ત્રણ ગ્રંથોમાં બહાર પાડવામાં આવનાર છે.

ઑફિસના મરાઠી વિભાગમા કેટલાંક અપ્રાપ્ય પુસ્તકો તથા હસ્તપ્રતો હોવાનું સમજાય છે. હૈદ્રાબાદના ઇતિહાસમાં મરાઠાના હાથે નિઝામના પરાજય પછી પેશ્વાઓએ પોતાના પ્રતિનિધિ રાજા શામરાજને એડમીનીસ્ટ્રેટર તરીકે નીમ્યો તે સમયની કેટલીક ન જણાયેલ વાતો તેમાં છે.

ઇતિહાસના અભ્યાસીઓમાં આ સમયે ખૂબ રસ ઉત્પન્ન કરેલ છે, કેમકે રાજ્યની આધુનિક સ્થિતિ તે સમયની સ્થિતિને લગભગ મળતી આવે છે. એમ જણાય છે કે રાજા શામરાજે હૈદ્રાબાદ તથા પાડોશી પ્રદેશો વચ્ચે નિકટનો સંબંધ બાંધવા યત્ન કર્યો હતો અને પૂના, નાગપુર, ઇંદોર, ગ્વાલિયર અને બીજાં કેટલાક સ્થળોએ એજન્ટો નીમ્યા હતા.



વાંદરા રાષ્ટ્રીય પુસ્તકાલયનો પાયો નાખતાં મુંબઇના પંત પ્રધાન શ્રી. ખેર સાહેબે જણાવ્યું હતું કે "પુસ્તકાલયના બાળવિભાગને હું ખૂબ મહત્ત્વ આપું છું. બાળકોમાં વાચનપ્રેમ ઉત્પન્ન કરવા પર તેમણે ખાસ ભાર મૂક્યો હતો. ઉપરાંત, તેમણે જણાવ્યું હતું કે મુંબઇ સરકાર મુંબઇમા બાળ પુસ્તકાલયના પ્રશ્ન પર ગંભીર વિચારણા ચલાવી રહેલ છે."



૨૯–૧૧–૪૮ વાઠાનેર. —છોટાલાલ માનસિંગ કામદાર

---

* મહારાજા શ્રીમંત મલ્હારરાવ ત્રીજા સ્મારક માટે વડોદરા સરકાર તરફથી એક નિબંધ હરિફાઈ ગોઠવવામાં આવી છે એનો વિષય 'હિંદમાં હિંદુ મુસ્લીમ સંસ્કૃતિનું એકીકરણ Synthesis of Hindu Muslim Culture' છે ઉત્તમ નિબંધ લખનારને રૂપિયા ચારસોનું ઇનામ આપવામાં આવશે તા ૩૧મી જુલાઇ ૧૯૪૯ સુધીમાં નિબંધ પ્રાચ્ય વિદ્યામંદિર વડોદરામાં મળવા જોઇએ.

* નિશાનીવાળી નોંધો ઇન્ડિયન પી. ઇ. એન–માંથી સાભાર ઉદ્ધૃત.

### સાર્વજનિક પુસ્તકાલયોને

## લોકોપકારક મંડળ અન્વયે નોંધાવવા વિષે

# વિસ્તૃત સમજ

સરકાર-પંચાયત મદદ લેતી, વડોદરા રાજ્યની તમામ પ્રકારની સાર્વજનિક સંસ્થાઓને વડોદરા રાજ્યનાં લોકોપકારક મંડળ સબંધી નિબંધની કલમ ૪ અન્વયે, નોંધાવવાની હોય છે. આ પ્રમાણે સંસ્થાઓ નોંધાવવાથી એ સંસ્થા પૂરેપુરી સાર્વજનિક ઠરે છે અને ભવિષ્યમાં કોઈ વ્યક્તિ અગર વ્યક્તિઓ એ સંસ્થાને પોતાની માલિકીની બનાવવા માગતી હોય તો તે, તે પ્રમાણે કરી શકતી નથી. તથા સંસ્થાએ ઠરાવેલા ધારાધોરણે, સંસ્થાનું તંત્ર પણ પદ્ધતસર અને નિયમિત ચલાવવું પડે છે

વડોદરા રાજ્યની પુસ્તકાલય સંસ્થાઓ પણ સાર્વજનિક ધોરણે રચાયલી હોઈ. તેને પણ નોંધાવવા ઠર્યું છે એમાં અપવાદ ફક્ત એટલો જ રખાયેલો છે કે, જે પુસ્તકાલયો સ્વતંત્ર મકાન ન ધરાવતાં, શાળામાં જ હોય છે અને એનું સંચાલન પણ શાળાના શિક્ષકો કરતા હોય તે પુસ્તકાલયોને, નોંધાવવાનાં નથી

પુસ્તકાલય ખાતા તરફથી છેલ્લાં બે વર્ષથી, પુસ્તકાલયોને નોંધાવવાનો ખાસ આગ્રહ થઈ રહ્યો છે. અને તેમાંય આ વર્ષે તો જે નહિ નોંધાવે તેને સરકાર-પંચાયત મદદ પણ મળશે, નહિ, એવું સૂચન થયું છે, તે આધારે રાજ્યનાં કસ્બા તથા મકાનવાળાં ગામ પુસ્તકાલયો, પોતાની સંસ્થાને નોંધાવવા સારૂ કરવી જોઈતી તજવીજ તથા પત્રવ્યવહાર શરૂ કરી દીધા છે પણ એમાં સંસ્થાના મંત્રીઓ તરફથી ઠરેલા ધોરણે પત્રવ્યવહાર થતો નહિ હોવાથી, જે તે પુસ્તકાલયને, પુ ખાતાને તથા કંપની નોંધણી અધિકારીની કચેરીને પરસ્પર ઉભાર ચાલે છે, અને એમાં ઘણો વખત પણ જાય છે, તેથી નોંધાવવા માટે જે જે વિધિ "લોકોપકારક મંડળ વિષે નિબંધ" માં ઠરી છે તે વિધિ સંપૂર્ણ સમજ સાથે આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવે છે આશા છે કે, મંત્રી ભાઈઓ નીચે જણાવ્યા મુજબ તમામ કાગળો તૈયાર કરી, જેની તેની સાથે સાધનિક કાગળો સહ પત્રવ્યવહાર કરશે તો નોંધણીના કાર્યમાં ઘણી સુગમતા અને સરળતા થઈ જશે

(૧) દરેક સંસ્થાએ પ્રથમ પોતાનું બંધારણ (નિયમો) ઘડવું જોઈએ, એ બંધારણ કેવું ઘડવું તે આ જ અંકમાં ઉદાહરણ પ્રસિદ્ધ કરાયું છે આ બંધારણમાં સભાસદોના જે વર્ગ અને લવાજમની રકમ કલમ ૩ મા દર્શાવી છે એમાં પોતાના ગામની સ્થિતિ અને સંજોગો મુજબ જો કાંઈ ફેરફાર કરવો ઈષ્ટ લાગતો હોય તો તે કરી, બીજી કલમો અક્ષરશઃ રાખી એ પ્રમાણે આખું બંધારણ તૈયાર કરવું

(૨) ઉપરની કલમ ૧ પ્રમાણે બંધારણ તૈયાર કર્યાં બાદ, પુસ્તકાલયની સમગ્ર સભા બોલાવી તેમાં નીચે પ્રમાણેના બે ઠરાવો કરવા અને તે ઠરાવ બુકમાં નોંધી, હાજર રહેલા સભ્યો-ની ઠરાવ બુકમાં સહી પણ લેવી.

(૧) મંત્રીએ રજુ કરેલું ______________ પુસ્તકાલયનું બધારણ સર્વાનુમતે મંજૂર કરવામાં આવે છે.

(૨) વડોદરા રાજ્યના લોકોપકારક મંડળ સબંધી નિબંધની કલમ ૪ અન્વયે, મોજે __________ તા. __________ ના. __________ પુસ્તકાલયને નોંધાવવા આ સભા ઠરાવે છે. અને તે અંગે કરવો જોઇતો પત્ર વ્યવહાર તથા નોંધાવવાની ફીનો ખર્ચ કરવાની મંત્રીને રજા આપવામાં આવે છે.

(૩) કલમ ૨ પ્રમાણે ઠરાવો કર્યા બાદ, બંધારણની બે પ્રત તૈયાર કરી તેની સાથે સમગ્ર સભાએ બંધારણ મંજુર કર્યા બદલ કરેલા ઠરાવ (કલમ ૨ ની પેટા કલમ ૧ માં જે દર્શાવ્યો છે તે) ની નકલ, સભામાં હાજર સભ્યોના નામ સહની જોડી, તે પુસ્તકાલય ખાતા તરફ છેવટની મંજુરી માટે મોકલી આપવાં, પુસ્તકાલય ખાતું બંધારણમાં જો કાંઇ સુધારો વધારો કરવા જેવું હશે તો તે સૂચવશે. નહિ તો, મંજુર કરી બંધારણની એક નકલ પોતાને ત્યાં રાખી બાજી નકલ જે તે પુસ્તકાલયને મોકલી આપશે

(૪) હવે પુસ્તકાલયને નોંધાવવા માટે જે કાગળો તૈયાર કરવાના હોય છે તે નીચે પ્રમાણે છે

(૧) મે રા રા કંપની નોંધણી અધિકારી સાહેબ તરફ મોકલવાનો રિપોર્ટ;

(૨) રિપોર્ટ લગત સામીલનની યાદી,

(૩) રિપોર્ટ લગત પુસ્તકાલયને નોંધવાના ઠરાવની નકલ,

(૪) રિપોર્ટ લગત બંધારણ (નિયમો) ની નકલ,

ઉપર પ્રમાણેના જે ચાર કાગળો તૈયાર કરવાના છે, તે આ લગત અનુક્રમે પરિશિષ્ટ ૧, ૨, ૩ અને ૪ માં પ્રસિદ્ધ કર્યા છે એ પ્રમાણે અક્ષરશઃ કાગળો જુદા જુદા તૈયાર કરી, પહેલા કાગળ સાથે નં ૨, ૩, અને ૪ ના કાગળો જોડી એ તમામ મે રા. રા. કંપની નોંધણી અધિકારી સાહેબ ઠે કોઠી મુ વડોદરા" એ સરનામે મોકલી આપવા તથા તેની સાથે જ ફી ૧૦–૪–૦ નો પણ મ ઓ કરવા ભૂલવું નહિ

(૫) ઉપર જણાવેલા ચાર કાગળો તૈયાર કરવામાં નીચેની સૂચનાઓ ખાસ ધ્યાનમાં રાખવી

(૧) જ્યાં જ્યાં "મોજે __________ તા. __________ ના __________ પુસ્તકાલય" દર્શાવ્યું છે ત્યાં ત્યાં ખાલી પડતી જગાએ ગામ, તાલુકો અને સાર્વજનિક વા મિત્રમંડળ વા કોઇ વ્યક્તિનું નામ જોડયુ હોય તો તે લખવુ

(૨) દરેક કાગળને છેડે જ્યાં જ્યાં મંત્રીની સહીઓ દર્શાવાઇ છે ત્યાં ત્યાં મંત્રીએ સહીઓ કરવી

(૩) સામીલનની યાદીમાં કલમ ૩ ની નીચે વ્યવસ્થાપક મંડળના સભાસદોનાં નામ લખવાનાં છે. એમાં પ્રમુખ અને મંત્રીનાં નામ પહેલાં લખવાં અને તે પછી બીજા સભાસદોનાં લખવાં. જેમના તેમના નામની સામે, સંસ્થામાંનો હોદ્દો એટલે કે પ્રમુખ વા મંત્રી વા સભાસદ જે હોય તે લખવું. તે પછી ધંધો અને

રહેવાનુ ઠેકાણુ પણ જણાવવું કલમ ૪ ની નીચે સંસ્થાના ૭ સભાસદોની સ્હીઓ લેવી એ સહીઓનો બાજુમા જે ૭ સભ્યોએ સહી કરી છે તે સિવાયની બીજી કોઈ વ્યકિતની સ્હીઓના અંગુઠા બદલની સહી લેવી

(૪) પુસ્તકાલયને નોંધવાના ઠરાવની નકલમાં, ઠરાવ નંબર ઠરાવબુકે જે પડયો હોય તે લખવો તથા પુસ્તકાલયને નોંધવા માટે જે સભામાં ઠરાવ કર્યો હોય તે સભામાં હાજર હેલા સભ્યોના નામ પણ ત્રીજા ખાનામાં લખવાં આ ઠરાવ-ની નીચે 'અસલ ઉપરથી ખરી નકલ' નો હેઠળ પુસ્તકાલયના કોઇ પણ ત્રણ સભ્યોની સહી લેવી

(૫) બધારણની નકલમા અથાળે સરુઅ સભાના ઠરાવનો નબર તથા પુસ્તકાલય ખાતાએ પણ જે નબરથી બંધારણ મંજુર કર્યું હોય તે નંબર લખવા ભૂલવું નહિ બધારણની નકલની નીચે " અસલ ઉપરથી ખરી નકલ " હેઠળ પણ ત્રણ સભ્યોનો સહી લેવી.

વલ્લભભાઇ મૂ. પટેલ
વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રચારક

## (પરિશિષ્ટ ૧)

મે રા રા. કંપની નોંધણી અધિકારી સાહેબ,
મુ વડોદરા

સવિનય નિવેદન જે,

મોજે __________ તા. __________ ના __________ પુસ્તકાલયને વડોદરા રાજ્યના લોકોપકારક મંડળ સબધી નિબધની કલમ ૪ અન્વયે નોંધાવવા માટે નીચે પ્રમાણેના કાગળો આ સાથે જોડવામા આવ્યા છે. તથા નોંધવાની ફીના લાગતના રૂ. ૧૦) તથા દાખલ ફીના રૂ ૦-૪-૦ મળી કુલ રૂ ૧૦-૪-૦ પણ આ સાથે મોકલવામા આવે છે તો તે સ્વીકારી, અમારા પુસ્તકાલયને નોંધવા તથા દાખલો મળવા મે. થશે. તા.

(૧) સાભીસદની યાદી.
(૨) પુસ્તકાલયને નોંધવાના ઠરાવની નકલ
(૩) પુસ્તકાલયના બંધારણ (નિયમો) ની નકલ

(સહી)

મત્રી, __________ પુસ્તકાલય.

મુ. __________ તા. __________

## ( પરિશિષ્ટ ૨ )

# સામીલનની યાદી.

૧ પુસ્તકાલયનું નામ

આ પુસ્તકાલયનું નામ ____________ પુસ્તકાલય છે. અને તેનુ ઠેકાણુ મોજે ____________ તા ____________ છે

૨ પુસ્તકાલયનો ઉદ્દેશ

"લોકોને જ્ઞાનનાં તથા વાચનનાં સાધનો, વિના લવાજમે પૂરાં પાડી, તેમનો વાચનનો શોખ ખીલવી, તેમનુ જીવન બની શકે તેટલે દરજ્જે ઉન્નત બનાવવાને પ્રયત્ન કરવો"

૩ આ પુસ્તકાલયના વ્યવસ્થાપક મ ડળમાં હાલ નીચેના સભ્યો છે

| અ નં. | નામ | હોદ્દો. | ધ ધો. | રહેવાનુ ઠેકાણુ' |
|---|---|---|---|---|
| | | | | |

૪ અમોએ સદર મ ડળની રચના કરી છે અને તેમાં જોડાવા ખુશી છીએ

(સહી) ____________
" ____________
" ____________
" ____________
" ____________
" ____________
" ____________

બાજુમાં કરેલી સહીઓની ખરાપણા બદલ સાક્ષી

સહી ____________

સા. શેરો.

મે રા. રા કંપની નોંધણી અધિકારી સા તરફ મોકલવાના જા ન ____________ સાથે સામેલ. તા

(સહી)
મંત્રી ____________ પુસ્તકાલય
મુ. ____________ તા. ____________

# સાર્વજનિક પુસ્તકાલયના બંધારણ વિષે (નિયમો)નો ખરડો.

[ વડોદરા રાજ્યના, ફંડખા તથા મકાનવાળા આમપુસ્તકાલયોને, વડોદરા રાજ્યના "લોકોપકારક મંડળ વિષે નિબંધ" અન્વયે, નોંધાવવા ઠર્યું છે અને તેમાં જે તે પુસ્તકાલયના બંધારણની ખાસ આવશ્યકતા રહે છે અને તેથી પુ૦ ખાતું તથા રાજ્ય પુ મંડળ તરફ બંધારણ અંગે ઘણા મંત્રી ભાઇઓ તરફથી પૂછપરછ થાય છે તથા કેટલાક પુસ્તકાલયો તરફથી ખાતા તરફ બંધારણ મંજૂર થવા આવે છે તે અધૂરાં અને કેટલીક અગત્યની કલમો વગરનાં હોય છે જેથી પુ ખાતાના એકીકરણોમાં આ પહેલાં પ્રસિદ્ધ થઇ ગયેલું બંધારણ, સુધારા વધારા સહ પુન પ્રસિદ્ધ કરવામાં આવે છે આશા છે કે, મંત્રી ભાઇઓ આ બંધારણની કલમ ૩ માં પોતાના ગામની સ્થિતિ અને સંજોગો અનુસાર ઘટતો ફેરફાર કરી બીજી કલમો અક્ષરશઃ લખી તે પ્રમાણે બંધારણ આખું ય તૈયાર કરશે અને તેને સમગ્ર સભામાં મંજૂર કરાવી, તે પછી તેની બે નકલ બનાવી તે પુ ખાતા તરફ છેવટની મંજૂર મેળવવા મોકલી આપશે વલ્લભભાઈ મૂ પટેલ
(રાજ્ય પુસ્તકાલય પ્રચારક ]

---

૧ આ પુસ્તકાલય "શ્રી ________ પુસ્તકાલય" એ નામથી ઓળખાશે અને તેનું ઠેકાણું મોજે ________ તા. ________ રહેશે

૨ ઉદ્દેશ
"લોકોને જ્ઞાનનાં તથા વાચનના સાધનો, વિના લવાજમે પૂર્ં પાડી, તેમનો વાચનનો શોખ ખીલવી તેમનું જીવન બની શકે ટેટલે દરજ્જે ઉન્નત બનાવવાને પ્રયત્ન કરવો"

૩ સભાસદો

૧ અ જે વ્યક્તિ એક વખતે રૂ ૧૦૦ વા પાય હપ્તે, વાર્ષિક રૂ ૨૦) આપશે તે પહેલા વર્ગના આજીવન સભાસદ ગણાશે
ब જે વ્યક્તિ દર વર્ષે વાર્ષિક રૂ ૪) આપશે તે પહેલા વર્ગના વાર્ષિક સભાસદ ગણાશે

૨ અ જે વ્યક્તિ એકી વખતે રૂા ૫૦) વા પાય હપ્તે વાર્ષિક રૂ ૧૦) આપશે તે બીજા વર્ગના આજીવન સભાસદ ગણાશે.
ब જે વ્યકિત દર વર્ષે વાર્ષિક રૂ ૨) આપશે તે બીજા વર્ગના વાર્ષિક સભાસદ ગણાશે

૩ અ જે વ્યક્તિ એકી વખતે રૂ ૨૫ વા પાય હપ્તે વાર્ષિક રૂ. ૫) આપશે તે ત્રીજા વર્ગના આજીવન સભાસદ ગણાશે
ब જે વ્યક્તિ દર વર્ષે વાર્ષિક રૂ ૧) આપશે તે ત્રીજા વર્ગના વાર્ષિક સભાસદ ગણાશે.

ટીપ –૧ જે આજીવન સભાસદ પોતાથી ઉપલા વર્ગમાં જવાની ઈચ્છા રાખતા હશે તેમને ઉપલા વર્ગના લવાજમમા, ભરેલુ લવાજમ મજરે અપાશે અને એમ કરતાં ખુટતુ લવાજમ એકી વખતે વા પાંચ હપ્તે વાર્ષિક જે રકમ થાય તે જ્યારથી આપશે ત્યારથી તે ઉપલા વર્ગના સભાસદ ગણાશે.

૨ જે બેન કોઇપણ વર્ગનું ઠરેલા ધોરણનું ૧/૨ લવાજમ આપશે તો તે જે તે વર્ગના સભાસદ ગણાશે

૩ દરેક સભ્યે પોતાનુ લવાજમ દર વર્ષે જુનાઇ આખર સુધીમા આપવું જોઇશે અને ત્યાર પછી જ તે પોતાના હક્ક ભોગવી શકશે.

૪ નવા સભાસદ થનાર ઉમેદવારને વ્ય મ સ્વીકા શે તો જ તે સભાસદ થઇ શકશે.

૫ નવા સભાસદ થનારને એક માસની મુદત બાદ પોતાના હક્ક પ્રાપ્ત થશે

૪ સભાસદોના સામાન્ય હક્ક

૧ સાધારણ સભામાં હાજર રહેવાનો, મત આપવાનો, તથા વ્ય. મં. માં ચૂટાવાનો તથા પુસ્તકાલયની મુલાકાત લઇ, જણાતી ખામીઓ બદલ સૂચના બૂકે સૂચના કરવાનો.

૨ પુસ્તકાલયના વખત બહાર ગમે તે એક પત્ર તથા ગમે તે એક માસિક ઘેર વાંચવા લઇ જવાનો હક્ક રહેશે, પણ તે મગાવી લેવા તથા પહોંચાડવાની જવાબદારી જે તે સભાસદની પોતાની રહેશે

૩ પહેલા વર્ગના સભાસદ ૪, બીજા વર્ગના ૩, અને ત્રીજા વર્ગના ૨ એ પ્રમાણે પુસ્તક ઘેર વાચવા લઇ જઈ શકશે.

૪ સભાસદો ૧૫ દિવસ સુધી પુસ્તક ઘેર વાંચવા રાખી શકશે.

૫ સભાસદ સિવાયના વાચકોને જામીન થવાને પહેલા વર્ગને ૩, બીજા વર્ગને ૨ અને ત્રીજા વર્ગને ૧ સુધીના વાચકના જામીન થવાનો હક્ક રહેશે

૫ પુસ્તકાલયનો કારોબાર ચલાવવા માટે, સભાસદો દર વર્ષે પોતામાંથી સંસ્થાના પ્રમુખ અને મંત્રી સહ ૯ સભ્યોનું વ્યવસ્થાપક મંડળ ચૂટશે. અને તે નવી ચૂંટણી થતા સુધી કામ કરશે

૬ વ્યવસ્થાપક મંડળનું કાર્ય

૧ સમગ્ર સભાએ મંજૂર કરેલા બજેટ પ્રમાણે ખર્ચ કરવો, તેમ જ બજેટને અનુસરી ખર્ચ કરવાનો મંત્રીને અધિકાર આપવો.

૨ મંત્રીએ રજુ કરેલો વાર્ષિક અહેવાલ તથા બજેટ મંજૂર કરી છેવટની મંજૂરી માટે સમગ્ર સભામાં રજુ કરવો

૩ વ્ય. મં. ના સભાસદો પૈકી અકસ્માત કારણથી કોઈ જગો ખાલી પડે તો તે પૂરી લેવી.

૪ સંસ્થાના નોકરોની નિમણૂક કરવી, બઢતી આપવી, રાજીનામું સ્વીકારવુ, ગુન્હાના કારણે દંડ કરવો વા પગાર કાપવો વા કમી કરવા, રજા મંજૂર કરવી.

૫ નવા સભાસદો સ્વીકારવા તથા નિયમ વિરુદ્ધ વર્તન કરનાર સભાસદને કમી કરવા યા પુસ્તકાલયની કંઇપણ ચીજ આપવાની મનાઇ કરવી

૬ મંત્રીને લોકમદદ ઉઘરાવવામાં મદદ કરવી, પુસ્તકાલયની વખતોવખત મુલાકાત લઇ કામ બરાબર ચાલે છે કે નહિ તે જોતા રહેવું મંત્રી તથા લોકો તરફથી રજુ થતી મુશ્કેલીઓનો નિર્ણય કરવો

૭ પુસ્તકાલય ખુલ્લું રાખવાનો વખત તથા કલાક નક્કી કરવાં.

૮ પુસ્તકાલયના હિતાર્થે જે સુધારા કરવા ઘટે તે કરવા

૭ મંત્રીનું કાર્ય

૧ વ્યવસ્થાપક અને સમગ્ર સભાઓ જે તે પ્રસંગે બોલાવવી અને તેના કામકાજની નોંધ રાખવી તથા એ સભાઓમાં ઠર્યા પ્રમાણે જે તે કાર્યનો અમલ કરવો

૨ વાર્ષિક નિવેદન, હિસાબ તથા બજેટ તૈયાર કરી, વ્ય મંડળ સમક્ષ રજુ કરી, વાર્ષિક સાધારણ સભામાં મંજૂર કરાવવું.

૩ બજેટ માટે જોઈતી લોકમદદ તથા સભાસદોનાં લવાજમ મેળવવા તજવીજ કરવી

૪ પુસ્તકાલયની મિલકતનો તથા ઉપજખર્ચનો હિસાબ રાખવો, બજેટ પ્રમાણે ખર્ચ કરવો, સર્વ પ્રકારનો પત્રવ્યવહાર કરવો, તથા ખાતાએ ઠરાવેલા ધોરણે દફતર રાખવું.

૫ કમી કરવા પાત્ર ડેડસ્ટોક વા પુસ્તકોની નોંધ કરી, વ્ય. મં ના ઠરાવ સહ ખાતાની મંજૂરી મેળવી તે કમી કરવાં

૬ કોઇપણ વ્યક્તિ પાસેથી પુસ્તકાલયની થયેલી નુકશાની વસુલ લેવી.

૭ નોકરો ઉપર દેખરેખ રાખવી તથા તેમની કેઝ્યુલ રજા મંજૂર કરવી.

૮ કોઇ નોકર રાજીનામું આપે તેવે પ્રસંગે કામચલાઉ નિમણુંક કરવી

૯ જરૂર પડે નોકરનો ૦-૮-૦ સુધી દંડ કરવો

૮ ગ્રંથપાલનું કાર્ય

૧ પુસ્તકાલય ખુલ્લું રાખવાનો જે વખત ઠર્યો હોય તે પ્રમાણે હાજર રહેવું

૨ સભાસદો અને બીનસભાસદોને નિયમ પ્રમાણે પુસ્તકો તથા પત્રો આપવાં અને મંગાવી લેવાં

૩ મંત્રી તરફથી જે સૂચનાઓ થાય તેનો અમલ કરવો.

૪ પુસ્તકાલયની બધી વસ્તુઓ ઉપર દેખરેખ રાખવી અને કોઇપણ જાતનું નુકશાન ન થાય તે જોતા રહેવું.

૫ વર્ષ આખરે પુસ્તકો તથા ડેડસ્ટોક સામાનની રજીસ્ટર પ્રમાણે મેળવણી કરી લેવી અને મંત્રીને ખુટતી વા ભાંગી તૂટી ગયેલી વસ્તુઓનું નિવેદન કરવું

૯ હિસાબ તપાસનાર સભાસદનું કાર્ય

૧ પૂરા થતા વર્ષનો હિસાબ વાઉચરસહ તપાસવો, અને બજેટ મંજૂરી ઉપરાંત થયેલા ખર્ચની નોંધ લેવી.

૨ બંધારણ પ્રમાણે વહીવટ ચાલે છે કે નહિ તે જોવું અને તેની નોંધ લેવી.

૧૦ વાર્ષિક સમગ્ર સભામાં નીચે પ્રમાણેનાં કામ થશે.

૧ વાર્ષિક નિવેદન અને હિસાબ મંજૂર કરવો
૨ સંસ્થાના નવા વર્ષના પ્રમુખ, મંત્રી અને વ્યવસ્થાપક મંડળના બીજા ૭ સભ્યોની ચૂંટણી કરવી
૩ નવા વર્ષના હિસાબ તપાસનીસ ચૂંટવા
૪ નવા વર્ષનું બજેટ મંજૂર કરવુ
૫ બધારણમા સુધારો વધારો કરવો

૧૧ સભાઓ સંબંધી

૧ વાર્ષિક સમગ્ર સભા દર વર્ષે ઓગસ્ટમાં મળશે અને તેમાં કલમ ૧૦ માં જણાવ્યા પ્રમાણે કામ કરવામાં આવશે આ સિવાય જરૂર પડે ગમે તે વખતે વા દશ સભ્યોની લેખી માગણી આવે ત્યારે મંત્રી, પ્રમુખની સમ્મતિ લઇ સમગ્ર સભા બોલાવી શકશે

૨ વ્ય મં નો સભાઓ મંત્રીને જરૂર પડે ગમે તે પ્રસંગે, વા વ્ય મં ના ત્રણ સભ્યોની લેખી માગણી આવે ત્યારે મંત્રી પ્રમુખની સમ્મતિ લઇ બોલાવી શકશે

૩ સમગ્ર સભામાં અને વ્ય મં ની સભામાં ⅓ સભ્યોની હાજરીએ સભાનુ કામ ચલાવવામાં આવશે આ પ્રમાણેનું કોરમ ન થાય તો બીજી વખત એ જ કામ માટે બોલાવેલી જે તે સભામાં જેટલા હાજર હશે તેટલાથી સભાનુ કામ ચલાવવામાં આવશે

૪ સમગ્ર સભાની અઠવાડીઆ અગાઉ અને વ્યવસ્થાપક મંડળની સભાની બે દિવસ અગાઉ જે તે સભાસદોને ખબર આપવામાં આવશે મુલતી રહેલી સભાની પણ આજ પ્રમાણે ખબર અપાશે અને તેમાં તારીખ, સ્થળ, વખત તથા કરવાના કામો પણ જણાવવામા આવશે.

૫ હરકોઇ સભામાં હાજર રહેલા સભાસદોનો એક મત ગણાશે અને સરખા મત થયેથી પ્રમુખના બે મત ગણાશે

૬ સમગ્ર કે વ્ય મં. ની સભામા પ્રમુખની ગેરહાજરીના પ્રસંગે, હાજર સભ્યો પોતામાંથી એકને કામચલાઉ પ્રમુખ નીમી સભાનુ કામ શરૂ કરશે

૧૨ પુસ્તકોની આપ-લે સંબંધી

૧ સભાસદ સિવાયનો વાચક, સભાસદની જામીનગીરીનો દાખલો રજુ કરશે વા ૩ રૂ અનામત મૂકશે, તો તે એક પુસ્તક વગર લવાજમે ઘેર વાંચવા લઇ જઇ શકશે

૨ સભાસદને નિયમની કલમ ૪ ની પેટા કલમ ૩ પ્રમાણે પુસ્તકો ઘેર વાંચવા મળી શકશે

૩ સભાસદ ૧૫ દિવસ સુધી અને બીનસભાસદ ૧૦ દિવસ સુધી પુસ્તક ઘેર રાખી શકશે

૪ પુસ્તક પરત આવ્યા સિવાય બીજુ પુસ્તક કોઇ પણ વાચક વા સભાસદને આપવામાં આવશે નહિ.

૫ વાચવા આપેલું પુસ્તક ઇસ્યુ બૂકમાં જ્યાં સુધી જમા ન થાય ત્યાં સુધીની બધી જવાબદારી પુસ્તક લઇ જનારને શિર છે માટે પુસ્તક લઇ જનારે ઇસ્યુ બૂકમાં પુસ્તક જમા કર્યા બાબત ગ્રંથપાલની સહી કરાવવા ચૂકવુ નહિ.

૧૩ આ બંધારણમાં કોઇપણ પ્રકારનો સુધારો વધારો કરવો હશે તો તે સાધારણ સભા, હાજર સભ્યોના ⅔ મતે કરી શકશે.

## ( પરિશિષ્ટ ૩ )

મોજે ________ તા. ______ ના ________ પુસ્તકાલયની
તા. ________ ના રોજ ભરાયલી સમગ્ર સભાએ કરેલા ઠરાવની નકલ

| ઠરાવ નંબર | ઠરાવની હકીકત | હાજર રહેલા સભાસદોનાં નામ |
|---|---|---|
| | વડોદરા રાજ્યના લોકોપકારક મંડળ સંબંધી નિબંધની કલમ ૪ અન્વયે, મોજે ______ તા. ______ ના ______ પુસ્તકાલયને નોંધાવવા આ સભા ઠરાવે છે અને તે અંગે કરવો જોઈતો પત્રવ્યવહાર તથા નોંધાવવાની રીતે ખર્ચ કરવાની મંત્રીને સત્તા આપવામાં આવે છે | . |

અસલ ઉપરથી ખરી નકલ ________
(સહી) ________
" ________
"

સા. શેરો

મે. રા. રા. કંપની નોંધણી અધિકારી સા. તરફ મોકલવાનો જા. નં. ________
સાથે સામેલ. તા

મંત્રી ________ પુસ્તકાલય.
મુ. ______ તા. ______

## ( પરિશિષ્ટ ૪ )

મોજે ________ તા. ______ ના ________ પુસ્તકાલયનું બંધારણ

( આ બંધારણ સમગ્ર સભાના ઠરાવ નં. ____ થી તથા પુસ્તકાલય ખાતાના નં. ____ થી મંજૂર થયું છે. )

( અહીં પુસ્તકાલય ખાતા તરફથી મંજૂર થઈ આવેલા બંધારણની પૂરેપૂરી અક્ષરશઃ નકલ લખવી. )

અસલ ઉપરથી ખરી નકલ
(સહી) ________
" ________
"

સા. શેરો

મે. રા. રા. કંપની નોંધણી અધિકારી સા. તરફ મોકલવાનો જા. નં. ________
સાથે સામેલ. તા.

મંત્રી ________ પુસ્તકાલય.
મુ. ______ તા. ______

# પ્રાંત પુ. મંડળોની સભાઓ-હેવાલો

## ૧-વડોદરા પ્રાંત પુસ્તકાલ મંડળનું નિવેદન અને હિસાબ

### (સન ૧૯૪૭-૪૮ નુ)

**સ્થાપના અને ઉદ્દેશ**

વડોદરા રાજ્ય પુ મંડળના ઉપરના બંધારણને અનુસરીને, સન ૧૯૩૦-૩૧ થી આ મંડળની સ્થાપના કરવામા આવી છ અને તેનો ઉદ્દેશ રાજ્ય પુ મંડળના જે ઉદ્દેશો છે તે પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવા તે છે

**વડોદરા પ્રાતનાં પુસ્તકાલયો સબંધી ટૂંક હકીકત**

વડોદરા પ્રાતમાં કુલ ગામોની સંખ્યા ૮૫૨ છે. એમાં શાળાવાળા ગામ ૫૩૩ છે આ તમામ ગામોએ પુસ્તકાલય ઉઘાડી ચૂક્યા છે. જુલાઈ, ૪૮ આખરે કસ્બા પુ ની સંખ્યા ૨૩ અને ગ્રામ પુ ની સંખ્યા ૫૩૬ મળી કુલ ૫૫૯ છે આમાંથી ૫૩૩ ગામો શાળાવાળાં પુસ્તકાલયોનાં અને ૨૬ ગામો શાળા વગરનાં પુસ્તકાલયોના છે ઉપરાંત કસ્બાના સ્થળોમાં કસ્બા વાચનાલય ૪, મહિલા પુસ્તકાલય ૮ અને બાલ પુસ્તકાલય ૬ તથા શાળા સિવાયનાં ગ્રામ વાચનાલય ૧૦ મળી વડોદરા પ્રાંતમા કુલ પુસ્તકાલય સંસ્થાઓ ૫૮૭ છે આમાંથી ૪૭૦ સંસ્થાઓએ નિવેદનના વર્ષમાં સરકાર-પંચાયત મદદ લીધી છે અને ૧૧૭ સંસ્થાઓ મદદ લીધા વગર રહી છે આ ૧૧૭ મા પેટલાદ મહાલની ૧૭ ભાદરણ મહાલના ૩, વડોદરા મહાલની ૧૧, પાદરા મહાલની ૧૯, કરજણ મહાલની ૧૭ ડભોઈ મહાલની ૧૪, સિનોર મહાલની ૪, સાવલી મહાલની ૯, વાઘોડીઆ મહાલની ૮ અને સંખેડા મહાલની ૧૬ છે.

વડોદરા પ્રાંતનાં પુસ્તકાલયોને મદદ આપવા ખાતે સરકાર મદદના રૂ ૧૫૧૯૧ તથા પ્રાંત પંચાયત મદદના રૂ ૧૪૯૩૪ ખર્ચાયા છે. લોકમદદ પણ એટલીજ ખર્ચાઇ છે આ રીતે જોતાં વડોદરા ખાતે આશરે રૂ ૪૫૦૦૦નો ખર્ચ થયો છે એમ કહી શકાય.

વડોદરા પ્રાંતમા મકાનવાળાં પુસ્તકાલયો ૮૮ છે. એમાં કસ્બા પુ. ૨૧, મહિલા પુ. ૫, બાલ પુ ૪ અને ગ્રામ પુ ૫૮ છે. આ સિવાય મકાનો બંધાવવા માટે જે ગામોની લોકમદદ પુસ્તકાલય ખાતામાં ભરાઇ છે તેવાં ગામોની સંખ્યા ૨૪ છે.

**વિધવિધ પ્રવૃત્તિઓ**

હવે આપ સૌની સમક્ષ વર્ષ દરમ્યાન પ્રાંત અને મહાલ મંડળો દ્વારા થયેલા કાર્યોનો ટૂંક અહેવાલ તથા હિસાબ રજુ કરૂં છુ

**મહાલ પુસ્તકાલય મંડળો**

રાજ્ય પુ મંડળના ઉદ્દેશ પ્રમાણે વડોદરા પ્રાંતના ૧૧ મહાલોએ મહાલ પુ મંડળો સ્થપાઇ ચૂક્યાં છે આ વર્ષમાં તિલકવાડા મહાલ સિવાય તમામ મહાલ મંડળોએ પોતાની વાર્ષિક સભાએ ભરી હતી. અને તેના અહેવાલો તથા પાછલા વર્ષનાં નિવેદન અને હિસાબ પણ અત્રે મોકલી આપ્યા હતા

મહાલ મંડળો વાર્ષિક સભાઓ ભરે છે પણ તે પછી અપવાદ સિવાય કેટલાક મહાલ મંડળો વર્ષ દરમ્યાન બીજી કોઈ પ્રવૃતિ હાથ ધરતાં નથી રાજ્ય પુ મંડળ તરફથી મગતી ફાળવણી પણ જે તે મહાલોમાં સારા પ્રમાણમા એકઠી થયેલ છે. આ સ્થિતિમાં તેવાં મહાલ મંડળોને ફાળવણી આપવી કે નહિ તે એક ખાસ વિચારવા જેવો પ્રશ્ન છે

### જૂથ મંડળો

કેળવણી ખાતાએ શાળાઓ માટે ગોઠવેલા સેન્ટરોને પુસ્તકાલય ખાતાએ જૂથ પુ મંડળ તરીકે સ્વીકાર્યા છે. આવા જૂથ પુ મંડળો વડોદરા પ્રાંતમાં ૧૫૫ છે આ જૂથ મંડળોને પણ દર વર્ષે, ઑગસ્ટના પહેલા રવિવારે, પોતાના જૂથમા આવેલાં પુસ્તકાલયોના મંત્રીઓની વાર્ષિક સભા ભરવાનું સૂચન, રા. પુ મ તરફથી 'પુસ્તકાલય' માસિક દ્વારા કરવામાં આવે છે. તે મુજબ આ વર્ષ વેજપુર, ડેસર, સરસવણી, પાદરા, ચિનોર, વમો, પેટલાદ, આમોજ, ગોરવા, કરજણ, બચાર, ચોરંદા, ભાદરણ, પીપળી, ફ્દેલ અને ઝારોળા એ ૧૬ જૂથ મંડળોએ પોતાની વાર્ષિક સભાઓ ભરી તેના અહેવાલ અત્રે મોકલી આપ્યા છે

### મહાલ સંમેલનો

અત્યારના સખ્ત મોઘવારી અંગે મહાલ પરિષદો ભરવાનુ બની શકે તેમ નથી. જેથી છેલ્લાં બે વર્ષથી પરિષદોને બદલે જે તે મહાલના મંત્રી–ગ્રંથપાલોનુ સંમેલન ભરવાની યોજના સ્વીકારવામાં આવી છે. તે મુજબ આ વર્ષે પાદરા અને કરજણ એ બે મહાલ મંડળોએ પોતાના મહાલનાં સંમેલનો ભર્યાં હતાં.

### પુસ્તકાલયોની તપાસણી

પ્રાંત તરફથી પગારદાર પ્રચારક રોકવાની યોજના છેલ્લાં ૧૧ વર્ષથી હાથ ધરવામાં આવી છે આ વર્ષે પણ પ્રાંત પ્રચારક તરીકે ચાલુ રહેલા ભાઈ છગનભાઈ મ. પટેલે ઑગસ્ટ '૪૭ થી '૪૮ સુધીમા પેટ્લા મહાલના ૪૭, સ ખેડા મહાલના ૪૯, તિલકવાડા મહાલનાં ૪, ચિનોર મહાલનાં ૪૩, વડોદરા મહાલનાં ૨૬ અને પાદરા મહાલનાં ૩ મળી કુલ ૧૭૦ દિવસમાં તપાસણી કરી છે

### પુસ્તકાલયપર્વણી

ગ્રામ જનતાને પુ પ્રવૃત્તિમાં રસ લેતી કરવાને, આ પર્વણીદિન ઉજવવાની ખાસ જરૂર રહે છે. આ વર્ષમાં કાણીસા, દીવેર, સેગવા, માંજરોલ, કરનાળી, તાંદળજા એ છ ગામોએ આ દિન ઉજવ્યાના સમાચાર મળ્યા છે. બીજાં સ્થળોએ ઉજવાયા હશે, પણ તેના સમાચાર નહિ મળવાથી આ સ્થળે તેની નોંધ લીધી નથી.

### ફરતા પુ ની પેટીઓ

વડોદરા પ્રાં મંડળ તરફથી બનાવેલી અને જે તે સ્થળોએ આપેલી ફરતા પુ. ની પેટીઓ અત્રે પરત મંગાવી લેવાનું ઠરતાં તે પ્રમાણે જરોદ, ભેભા, રણુ અને કોસિંદ્રા એ ચાર સ્થળો સિવાયનાં ૧૪ સ્થળોએથી ૫૧ પેટીઓ આવી છે. એ પેટીઓ સંબધમાં સન '૪૭–૪૮ ની વાર્ષિક સભામાં " જે પુસ્તકાલયો પેટીમાનાં તથા પોતાનાં પુસ્તકો આજુબાજુનાં ગામડાંમાં વંચાવ-

વાનો લાભ આપવા ઇચ્છતા હોય તે પુસ્તકાલયોની માગણી આવેથી જે તે સ્થળે જરૂરીઆત અને સગવડ પ્રમાણે પેટીઓ મોકલી આપવા" ઠરાવેલું. તે મુજબ જુલાઇ '૪૮ ના "પુસ્તકાલય" માસિકમાં જાહેરાત કરતાં, ભચાર, સેવાસી અને શિનોરની માગણી આવેલી છે. તેમાં ભચા ને ૪ પેટીઓ અપી છે અને ૮ શિનોરને તથા સેવાસીને ૨ અપાશે. આ રીતે ૧૦ પેટી જતાં ૪૬ રહેશે. આશા છે કે, ઉત્સાહી મંત્રીભાઇઓ વ્હેલી તકે પોતાની માગણી મોકલી આપશે

શિષ્ટવાનચનની પરીક્ષા

આ વર્ષમાં વિદ્યાર્થીઓ માટે પાદરા, કરજણ અને વડોદરા મહાલ મંડળોએ " આપણા સરદાર" અને "આપણા જવાહર"ની પરીક્ષા લેતાં તેમાં પાદરા મહાલેથી ૪૩૫,કરજણમહાલેથી ૭૫ અને વડોદરા મહાલેથી ૨૦૧ મળી કુલ ૭૧૧ વિદ્યાર્થીઓએ તેનો લાભ લીધો હતો

મોટાંઓ માટે રા. પુ. મંડળ તરફથી લેવાયલી પરીક્ષામાં વડોદરા પ્રાંતમાંથી ફક્ત ૭ જ ઉમેદવારો બેઠા હતા

પ્રાંત અને મહાલ મંડળોને પોતાની પ્રવૃત્તિ અંગે થતા ખર્ચને પહોંચી વળવા સારૂ રાજ્ય મંડળ તરફથી જે ફાળવણી મળે છે તે નિવેદનના વર્ષમાં રૂ ૫૦૪–૦–૦ ની મળી હતી જેમાં રૂ ૧૨૬–૦–૦ પ્રાંત મંડળના અને રૂ ૩૭૮–૦–૦ નીચે મુજબ મહાલ મંડળોના છે અને તે તેમને અદા કરવામાં આવ્યા છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| કરજણ | ૪૨–૧૨–૦ | પેટલાદ | ૮૦–૭–૦ | શિનોર | ૨૯–૪–૦ |
| ડભોઇ | ૨૫—૫–૦ | ભાદરણ | ૨૮-૧૧-૦ | સંખેડા | ૩૦-૧૫-૦ |
| તિલકવાડા | ૫—૧–૦ | વડોદરા | ૪૮–૬–૦ | સાવલી | ૨૫-૧૪-૦ |
| પાદરા | ૨૪-૧૨–૦ | વાઘોડીઆ | ૧૮–૯–૦ | | |

મહાલ મંડળોને વિનંતિ

ઉપરના નિવેદનથી આપ સૌને ખાતરી થશે કે, મહાલ મંડળોનું કાર્ય બહુ જ ધીમી ગતિએ ચાલે છે કેટલાક મહાલ મંડળો તો બિલકુલ કોઇપણ પ્રકારની પ્રવૃત્તિ હાથ ધરતાં નથી, જેથી મહાલ મંડળોને આગ્રહપૂર્વક વિનંતિ કરવામાં આવે છે કે, તેઓ નીચેની પ્રવૃત્તિ આ સાલથી જરૂર હાથ ધરે

૧ પોતાના મહાલમાં આવેલાં જુદા મંડળોની વાર્ષિક સભા ભરાવે, અને તેનાં નિવેદન અત્રે મોકલાવી આપે.
૨ મહાલનાં પુસ્તકાલયોના મંત્રી-ગ્રંથપાલોનુ સંમેલન ભરે.
૩ વિદ્યાર્થીઓ માટે શિ. વા. ની પરીક્ષા લે
૪ રાજ્ય પુ મંડળ તરફથી મોટાંઓ માટે લેવાતી પરીક્ષાનો પ્રચાર કરી, પોતાના મહાલમાંથી સારા પ્રમાણમાં ઉમેદવારો ઉભા કરે
૫ પોતાના મહાલના એકેએક ગામે પુસ્તકાલયપર્વણી ઉજવવાની તજવીજ કરે.
૬ પોતાના મહાલના એકેએક પુસ્તકાલયનુ બજેટ અને તથા વાર્ષિક નિવેદન પણ ખાતાને નિયમિતપણે મોકલી આપે તેવા પ્રયત્નો કરે.

૭ પોતાના મહાલનાં તમામ પુસ્તકાલયોનાં ત્રિમાસિક નિવેદન દર ત્રણ માસે મગાવી, તેના એકસહ આંકડા પુ. ખાતું, રાજ્ય અને પ્રાંત પુ. મંડળ તરફ મોકની આપે.

**આભાર**

અંતમાં પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબોનો, રાજ્ય પુ મંડળનો, સેવાભાવે ઑડિટ કરી આપવા બદલ શ્રી વાઘજીભાઇ ના અમીનનો તથા એક યા બીજી રીતે જે જે ભાઇઓ આ પ્રવૃત્તિમાં મદદ કરી રહ્યા છે તે સૌનો આભાર માનવામા આવે છે

ચિમનભાઈ હ. અમીન
મંત્રી, વડોદરા પ્રાંત પુ મંડળ

## ઉત્પન્ન-ખર્ચનો તથા દેવા લહેણાનો હિસાબ સન '૪૭-૪૮

**જ**

૧૧૨૯-૦-૦ શ્રી ઉત્પન્ન ખાતે જમા.
- ૧૨૬-૦-૦ પ્રાંત મંડળની ફાળવણી
- ૩૭૮-૦-૦ મહાલ મંડળોની ફાળવણી
- ૬૨૫-૦-૦ પ્રાંત પ્રચારક ખાતે મદદના રા પુ તરફથી મળ્યા તે

૬૦-૧૪-૩ વર્ષ આખરે દેવા
- ૩૫-૦-૩ દે. પુ ની પેટીઓ ખાતેના
- ૨૫-૧૪-૦ સાવલી મ. પુ મ ના

૬૨-૧૨-૬ વર્ષ આખરે મંડળની બચત
- ૩૭-૧૨-૯ પાછલી સાલની
- ૨૪-૧૫-૯ આ વર્ષની

૧૨૫૨-૧૦-૯

**ઉ**

૧૧૦૪-૦-૩ શ્રી ખર્ચ ખાતે ઉધાર
- ૩૭૮-૦-૦ મહાલ મંડળોને ફાળવણીના આપ્યા તેના
- ૬૯૬-૧-૦ પ્રાંત પ્રચારકનો પગાર તથા મુસાફરી ખર્ચના માસ ૮ના
- ૨૨-૦-૦ પ્રાંત પ્રચારકના પ્રો ફં. ખાતે માસ ૮ ના
- ૬-૧૪-૩ કંટીજંટ ખર્ચ
- ૧-૧-૦ પોસ્ટેજ ખર્ચ

૨૪-૧૫-૯ વર્ષ આખરે ખર્ચ જતાં બચત

૧૨૩-૧૦-૯ વર્ષ આખરે શિલક
- ૯૮-૦-૦ નેશનલ સે બેંકમાં
- ૨૫-૧૦-૯ રોકડ શિલક

૧૨૫૨-૧૦-૯

ઉપરનો હિસાબ તપાસ્યો છે અને તે બરાબર છે તા ૨૧-૯-૪૮

ચિમનભાઇ હ. અમીન
મંત્રી, વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળ

વા ના. અમીન
માનદ ઑડિટર

# વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

## ( તા. ૨૬–૯–'૪૮ )

ઉપરોક્ત મંડળની વાર્ષિક સભા તા. ૨૬-૯-૪૮ ને વાર રવિના રોજ બપોરના એક વાગે, સેન્ટ્રલ લાઇબ્રેરીમાં, મંડળના પ્રમુખ શ્રી હરિવલ્લભદાસ ચુ. શાહના પ્રમુખપણા નીચે ભરાઇ હતી. આ સભામાં પેટલાદ, ભાદરણ, વડોદરા, પાદરા, કરજણ, ડભોઇ, શિનોર અને સાવલી મહાલ પુ. મંડળના પ્રતિનિધિઓ ઉપરાંત રાજ્ય પુ. મંડળની કારોબારીમાંના વડોદરા પ્રાંતના સભ્યો શ્રી રામભાઇ કા. પટેલ, શ્રી મણિલાલ મગનજી કાશીવાળા, શ્રી છોટાભાઇ ખુ. પટેલ, શ્રી હરિવલ્લભદાસ ચુ. શાહ, શ્રી નટવરલાલ ગિ. શાહ તથા પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી ઉમેદભાઇ સા. પણ હાજર હતા. આ સભામાં નીચેના ઠરાવો પસાર થયા હતા.

૧ પ્રાંત પ્રચારક ખાતે વિશેષ થયેલો ખર્ચ રૂ. ૧૧૯–૧–૦ મંજૂર કરવામાં આવે છે.

૨ સન '૪૭–૪૮ નું વાર્ષિક નિવેદન અને હિસાબ સર્વાનુમતે મંજૂર કરવામાં આવે છે.

૩ સન '૪૮–૪૯ નું નીચે પ્રમાણે વ્ય. મં. ચૂંટવામાં આવે છે

પ્રમુખ : શ્રી. હરિવલ્લભદાસ ચુ. શાહ
મંત્રી : શ્રી. ચિમનભાઈ હ. અમીન
સભ્યો : શ્રી શાન્તિલાલ પુ. શાહ—પાદરા
શ્રી. કૃષ્ણલાલ મો. ભટ્ટ—કુંડાવ
શ્રી ઇશ્વરલાલ મ. જોશી—વડજ
શ્રી મંગળભાઇ જે. પટેલ—કરજણ
શ્રી ભીખાભાઇ ન. પટેલ—ગાડા

અને તે ઉપરાંત વડોદરા રાજ્ય પુ. મં. ના વડોદરા પ્રાંતમાંના કારોબારી સભ્યો
ઓડિટર શ્રી વાલજીભાઇ ના. અમીન—વડોદરા

૪ સન' ૪૮–૪૯ નું બજેટ મંજૂર કરવા બાબત

| આવક | | ખર્ચ | |
|---|---|---|---|
| ૧૨૫ | ફાળવણી | ૭૨૫ | પ્રાંત પ્રચારકનો પગાર પ્રો. ફંડ વિગેરે |
| ૬૫૫ | રા. પુ. મં. ની મદદ | ૨૫ | છપામણી |
| | | ૧૫ | કટી પોસ્ટેજ |
| ૭૮૦ | | ૧૫ | મંત્રીનુ મુસાફરી ખર્ચ |
| | | ૭૮૦ | |

૫ વડોદરા રાજ્ય પુ. પરિષદ કરનાળી મુકામે ભરવાનુ આ સભા રાજ્ય પુ. મં. ને આમંત્રણ આપે છે અને તે આમંત્રણ રા. પુ. મંડળ સ્વીકારે તો પ્રાંત પુ. મંડળના વ્ય. મંડળને પરિષદ અંગેની આગળની તમામ તજવીજ કરવાની સત્તા આપે છે.

૬ પ્રાંતનાં જેતે મહાલ મંડળોને માનદ પ્રચારકો નીમવા આ સભા ખાસ આગ્રહ કરે છે અને તે પ્રમાણે જ્યાં જ્યાં માનદ પ્રચારકો નિમાય તે તે માનદ પ્રચારકોને થતો યોગ્ય તે ખર્ચ, જે તે મહાલ મંડળોએ પોતાની ફાળવણીમાંથી કરવાનુ આ સભા ઠરાવે છે.

૭ મહાલ મંડળોને ફાળવણી આપવા બાબતમાં આ સભા ઠરાવે છે કે, આગલા વર્ષના ઉપજ-ખર્ચમાં જો કાંઈ બચત થઈ હોય તો બીજા વર્ષની ફાળવણીમાં બચત જેટલી રકમ ઓછી આપવી આનો અમલ સન, ૪૮–૪૯ થી કરવો.

ઉપર પ્રમાણે કામકાજ થઈ, પ્રમુખશ્રીનો આભાર મનાઈ, સભાનુ કામ સમાપ્ત કરવામા આવ્યુ હતુ.

# ૩ નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળનુ નિવેદન અને હિસાબ

(સન '૪૭–૪૮)

**સ્થાપના અને ઉદ્દેશ**–વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેલ્લા બંધારણને અનુસરીને ૧૯૩૦–૩૧ માં આ મંડળની સ્થાપના કરવામા આવી છે અને તેના ઉદ્દેશો રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશો છે તે ઉદ્દેશોને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવાનો છે.

નવસારી પ્રાંતની વસ્તી છેલ્લી વસ્તીગણતરી પ્રમાણે પુરુષો ૨૩૬૫૮૮ ને સ્ત્રીઓ ૨૨૯૩૨૭ મળી કુલ ૪૬૫૯૧૫ ની છે તેમાં પલસાણા, કામરેજ, ગણદેવી, નવસારી એ ચાર મહાલ ઉજળીઆત વસ્તીવાળા છે, ને તે ચાર મહાલમાં શાળાવાળા ઘણાખરા ગામોએ પુસ્તકાલયો, વાંચનાલયો ઉઘડી ગયા છે, માંગરોલ, મહુવા, વ્યારા, સોનગઢ એ ચાર મહાલોએ રાનીભાઈઓની વસ્તી વધુ પ્રમાણમાં છે ને તે મહાલોના લોકોની આર્થિક સ્થિતિ સારી ન હોવાથી બાકી રહેલાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલયો ઉઘડી શકયા નથી, કૈ. શ્રીમંત મહારાજા હીરકનિધિમાથી મદદ મેળવી નવીન પુસ્તકાલય ખોલવા પ્રયાસ ચાલે છે

**મહાલ મંડળનું કાર્ય**–રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે નવસારી પ્રાંતના સોનગઢ મહાલ સિવાય દરેક મહાલે મહાલ પુસ્તકાલય મંડળો તથા જૂથ મંડળો સ્થપાઈ ચૂકયા છે અને પુસ્તકાલયની ઉન્નતિ માટે કંઈ કંઈ કાર્ય કરતા રહેલા છે પણ છેલ્લા બે વરસમા ઘણી જ મંદતા આવી છે અને નિયમિત અને સંગીન કાર્ય થવુ જોઈએ તે થતું નથી તે દિલગીર થવા જેવું છે આશા છે કે દરેક મહાલ મંત્રીઓ તથા જૂથ મંડળના મંત્રીઓ નીચેનાં કામો ઉત્સાહ ને સેવાભાવથી જરૂર કરશે

મહાલ મંડળે કરવાનાં કામો

૧ જે વર્ષમા રાજ્ય યા પ્રાંત પરિષદ ભરાય તે સિવાય દરેક વર્ષે મહાલ પરિષદ ભરવી.
૨ દર વર્ષે શિષ્ટ વાચનની પરીક્ષા રાખવી
૩ રાજ્ય પુ મંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો દરેક જૂથ મંડળો ઉપર સૂચના કાઢી પ્રચાર કરે અને ઉમેદવારો ઉભા કરે તથા પરીક્ષાના પુસ્તકની માગણી આવે તો પૂરી પાડવાની તજવીજ કરે.
૪ શાળાવાળા પુસ્તકાલય વગરના ગામે પુસ્તકાલય અગર વાંચનાલય ઉઘાડવાની તજવીજ કરે.
૫ જૂથ મંડળને જાગ્રત કરે, તેની વાર્ષિક સભાઓ ભરાવે તથા કરવાનાં કામોનું વખતોવખત સૂચન કરે

૬ જૂથ મંડળો દ્વારા એકેએક પુસ્તકાલયની તપાસણી કરાવે.
૭ દર વર્ષે મહાલ વાર્ષિક સભાઓ ભરે અને હેવાલ હિસાબ રજુ કરે, તથા નવા વરસના કાર્યક્રમ વિચારે અને સર્વ હકીકત પ્રાંત તથા રાજ્ય મંડળને મોકલી આપે
૮ લગ્ન, મરણ તથા બીજા શુભ અવસરે ફંડો એકઠાં કરવા ખાસ પ્રયત્ન કરે અને વર્ષો વર્ષ ચાલુ રકમો મળે તેમ રુઢીરૂપ પાડે

રાજ્ય પુસ્તકાલયના ઉદ્દેશને અનુસરી જૂથ મંડળો સોનગઢ મહાલ સિવાય દરેક મહાલમાં સ્થપાઇ ગયાં છે પણ ખેદ છે કે જૂથ મંડળો હજુ સુધી નિયમિત વેગ શું પણ સામાન્ય રીતે કામ કરતાં નથી એ બદલ ખૂબ દિલગીર થવા જેવું છે જૂથ મંડળો જ્યાં સુધી કામ કરતાં ન થાય ત્યાં સુધી આપણે ગામડાના પુસ્તકાલયોને આપણો અવાજ સંભળાવી શકીએ નહિ ને સરકારથી મળતા લાભો પણ આપી શકીએ નહિ. જેથી પોતાના દરેક મહાલ મંડળોને આ તકે જૂથ મંડળો ખીલવવાનું કામ ઉપાડી લેવા માટે નીચે પ્રમાણેનું કાર્ય તેમની પાસે કરાવવા ખાસ આગ્રહભરી વિનંતિ કરવામાં આવે છે

૧ જે તે જૂથની વાર્ષિક સભાઓ ભરાવે, તેનું નિવેદન મહાલ, પ્રાંત અને રાજ્ય પુસ્તકાલય મંડળી તરફ મોકલે
૨ જૂથના એકેએક પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન તથા અંદાજી બજેટ બનાવી તે વેળાસર મુદત અંદર ખાતા તરફ લોકફાળાની રકમ સાથે મોકલે
૩ જૂથમાં આવેલાં શાળાવાળાં પુસ્તકાલય વિનાનાં ગામે પુસ્તકાલય ખોલવા પ્રયત્ન કરે.
૪ જૂથમાં આવેલા એકેએક પુસ્તકાલયની તપાસણી કરે
૫ મહાલ મંડળ તથા રાજ્યમંડળ તરફથી લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો પ્રચાર કરે ને ઉમેદવાર ઉભા કરી વધુ પ્રમાણમાં લાભ લેવડાવે

**પ્રાંતમાં મકાનવાળાં તથા ગુજરાત વિદ્યાસભામાં નોંધાયલાં પુસ્તકાલયો**

પ્રાંતમાં મકાનવાળાં પુસ્તકાલયો ૩૭ ને ગુજરાત વિદ્યાસભા અમદાવાદમાં નોંધાયેલાં ૬૭ છે

મકાન માટે કેટલાંક પુસ્તકાલયો તરફથી લોકમદદની રકમ તૈયાર છે, પણ સરકાર પંચાયતમદદ મળેથી મકાન બંધાવવાનું શરૂ થશે.

**પગારદાર તથા માનદ પ્રચારકો**

વડોદરા તથા નવસારી પ્રાંત પ્રચારક શ્રી છગનભાઈ મથુરભાઈ પટેલે આ વર્ષે પણ ઉત્સાહ અને સેવાભાવથી તા ૧-૪-૪૮ થી તા ૩૧-૭-૪૮ સુધી ચાર માસ પ્રાંતના નીચેના મહાલોનાં પુસ્તકાલયોની તપાસણી કરી હતી અને દરેક પુસ્તકાલયોના મંત્રીને વર્ગીકરણ હિસાબી રોજમેળ વગેરે તથા જરૂરી બાબતોની સૂચના આપી હતી મહુવા ૭, કામરેજ ૨૪, નવસારી ૪૫, માંગરોળ ૨૩, કુલ ૯૯. માનદ પ્રચારકોમાં મણુંદના મહાશય શ્રી મણિલાલ દેસાઈએ તપાસણી કરી હતી

પુસ્તકાલયપર્વણી– ગામડાના લોકોને પુસ્તકાલયમાં રસ લેતા કરવા માટે આ પર્વણી દિન ઉજવવાની ખાસ જરૂર છે આ વરસમાં પણ પોતાના ઘણા ખરા ગામમાં પુસ્તકાલયોએ

તથા નવમાગીના શ્રીમંત મહારાણી શાંતાદેવી મહિલા બાગ પુસ્તકાલયના મંત્રીએ ઘણા જ ઉત્સાહથી ઉજવ્યો હતો દરેક જૂથ મંડળના મંત્રીઓએ પણ જૂથના દરેક પુસ્તકાલયમાં ઉજવવા તજવીજ કરવી

**પુસ્તકાલય શિક્ષણવર્ગ**—નવસારી પ્રાંત પુસ્તકાલય શિક્ષણવર્ગ આ વર્ષે મહાનના અનાવલ મુકામે ભરાયો હતો જેનો ૩૨ પુસ્તકાલયોના મંત્રી ભાઈઓએ લાભ લીધો હતો તેમાં એક બહેને પણ લાભ લીધો હતો રાજ્ય પુ મં ના સહમંત્રી રાજશ્રી ચોકસી સાહેબ તથા પ્રચારક શ્રી છગનભાઈએ આવેલા ભાઈઓને ત્રણ દિવસ પુસ્તકાલયના નિયમો, નિબંધો, વર્ગીકરણ તથા હિસાબ વગેરેની માહિતી આપી હતી.

વાર્ષિક હિસાબ તથા હેવાલ નીચેના મહાલોના મળ્યા છે

ગણદેવી, કામરેજ, નવસારી, પલાસણા

બીજા મહાલોના મંત્રીઓ વેળાસર મોકલી આપશે એવી આશા છે

**પ્રાંત તથા મહાલ મંડળની ફાળવણી**

| | | | |
|---|---|---|---|
| ૫૦-૯-૮ | નવસારી પ્રા. પુ મંડળ | ૧૮-૯-૦ | પલાસણા મ પુ મંડળ |
| ૨૨-૧૦-૦ | કામરેજ મ પુ. મંડળ | ૧૫-૫-૦ | મહુવા મ પુ મંડળ |
| ૨૬-૦-૩ | ગણદેવી મ પુ ,, | ૧૪-૧-૦ | વ્યારા મ પુ ,, |
| ૪૧-૧-૦ | નવસારી મ પુ ,, | ૩-૬-૦ | સોનગઢ મ પુ ,, |
| ૮-૭-૦ | માંગરોળ મ પુ ,, | | |
| | | ૨૧૩-૧૫-૦ | |

ઉપર પ્રમાણેની ફાળવણીની રકમ દરેક મહાલને મોકલી આપી છે.

**આભાર**—વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબનો-રાજ્ય પુ મંડળના મંત્રીઓ તથા મુખ્ય પ્રચારકનો, નવસારી પ્રાંત તથા મહાલ શાળાધિકારી સાહેબનો તેમજ પ્રમુખે બજાવેલી ફરજ બદલનો ને સેવાભાવથી પુસ્તકાલયની તપાસણી કરવા મદદ માનદ પ્રચારકોનો અને આ સિવાય એક યા બીજી રીતે જે જે ભાઈઓએ મદદ આપી છે તે તે સર્વનો અંતઃકરણથી આભાર માનવામાં આવે છે

## સાલ ૧૯૪૭-૪૮નો હિસાબ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧ ૧૨-૦ | શ્રી પુરાંત બાકી | ૩૬૭-૦-૮ | શ્રી પગાર ખાતે તથા પ્રચારક શ્રી |
| ૫૬૩-૧૫-૦ | વડોદરા રાજ્ય પુ મંડળ | | છગનભાઈ મ પટેલને ચાર માસ- |
| | તરફથી નીચેના ફાળાના | | નો પગાર, ભથ્થુ મોંઘવારી કન્ટી |
| | ૩૫૦-૦-૦ પ્રચારકના | | જન્ટ ભાડું ને પ્રો ફંડના આપ્યા |
| | પગાર માટે | | તે વાઉચર પ્રમાણે તા' ૧-૮-૪૮ |
| | ૫૩-૭-૯ ન પ્રાં મ | | થી ૧-૭-૪૮ સુધીના |
| | નો ફાળાના | ૧૬૦-૭-૦ | શ્રી મહાલ મંડળોને ફાળાના |
| | ૧૬૦-૭-૩ મહાલ મંડળ- | | મોકલ્યા તે |

| | | | |
|---|---|---|---|
| | ના ફાળાના | ૧૨-૧૦-૦ | મુસાફરી ખરચના |
| | | ૨-૮-૦ | પોસ્ટેજ ખરચના |
| | પ૬૩-૧૫-૦ | પ-૬-૯ | કન્ટીજન્ટ ખરચના |
| ૩૦-૦-૦ | શ્રી નવસારી મહાલ પુ મં ખાતે ૩૦-૦-૦ ખરચ માટે લીધેલા | પ-૮-૦ | શ્રી પુ. સ. સ મંડળ ખાતે |
| | | પ૮૩-૧૪-૦ | |
| | | ૧૧-૧૩-૯ | શ્રી પુરાંત બાકી રોકડા |
| | પ૯પ-૧૧-૦ | પ૯પ-૧૧-૦ | |

# નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા
## ( તા. પ-૯-૪૮ )

ઉપર્યુક્ત મંડળની વાર્ષિક સભા મંડળના પ્રમુખ શ્રી. કસનજીભાઇ દયાળજી દેસાઇના પ્રમુખપણા નીચે શ્રી સયાજી વૈભવ પુસ્તકાલયમાં બપોરના બે વાગે ભરવામાં આવી હતી, જેમાં નવસારી, પલસાણા, સોનગઢ, કામરેજ અને ગણદેવી મહાલના પ્રતિનિધિઓ ઉપરાંત નવસારી પ્રાંત શાળાધિકારી શ્રી ગાંડાભાઇ દેસાઇ તથા નવસારી, મહુવા, ગણદેવી અને વ્યારા સોનગઢના મહાલ શાળાધિકારી સાહેબો તથા વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રચારક શ્રી. વલ્લભભાઇ પ્ર. પટેલ તથા શ્રી સયાજી વૈભવ પુ ના પ્રમુખ શ્રી. રાજેન્દ્રપ્રસાદ જ મજમુદાર તથા શ્રી શાન્તાદેવી મહિલા બાલ પુ ના મંત્રી રાજરત્ન બ્હેનજી બાપ માય ડાબુ વગેરેની ખાસ હાજરી હતી

આ સભામાં નીચે મુજબના ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા છે.

ઠરાવ ૧—આપણા શ્રીમંત પ્રતાપસિંહરાવ મહારાજે પોતાની પ્રજાને ઘણાજ હર્ષથી જવાબદાર રાજતંત્ર આપી પોતે એક બંધારણીય રાજવી તરીકે રહેવાનુ સ્વીકાર્યું છે તે બદલ આ સભા પોતાનો હર્ષ વ્યક્ત કરે છે અને એઓશ્રીને ખરા અંતઃકરણથી અભિનંદન અર્પે છે

ઠરાવ ૨—વડોદરા રાજ્યની પ્રજાને મળેલા જવાબદાર રાજતંત્ર અંગે વડા પ્રધાન સહિત જે સાત પ્રજાકીય પ્રધાનોની પસંદગી થઈ છે તે પ્રધાનોને આ સભા ખરા ઉત્સાહથી આવકારે છે અને એ સર્વેને સાચા હૃદયથી અભિનંદન અર્પે છે

ઠરાવ ૩—સન ૧૯૪૭-૪૮ નું નિવેદન તથા હિસાબ સર્વાનુમતે મંજૂર કરવામાં આવે છે.

ઠરાવ ૪—સન ૧૯૪૮-૪૯ નું વ્યવસ્થાપક મંડળ નીચે પ્રમાણે ચૂંટવામાં આવે છે

પ્રમુખ—શ્રી કસનજીભાઇ દયાળજી દેસાઇ

મંત્રી—શ્રી રાજેન્દ્રપ્રસાદભાઈ જમનાદાસ

સભ્યો—નવસારી, ગણદેવી, પલસાણા, કામરેજ અને મહુવા મહાલના પુ મં. ના મંત્રીઓ તથા શ્રી કાવસજી એદલજી ગણદેવીઆ તથા શ્રી રણછોડજી લલ્લુભાઇ દેસાઇ

ઠરાવ ૫—સન ૧૯૪૮-૪૯નું અંદાજી બજેટ નીચે પ્રમાણે મંજુર કરવામાં આવે છે

| જ | ઉ |
|---|---|
| ૧૧-૧૩-૯ શ્રી પુરાંત | ૪૦૦- ૦-૦ પ્રચારક પગારના |
| ૫૦- ૦-૦ ફાળાના | ૩૦- ૦-૦ મુસાફરી ખર્ચના |
| ૩૯૦- ૦-૦ વ. રા પુ મં. તરફથી મદદના | ૨૧-૧૩-૦ કન્ટીજન્ટ વિગેરે |
| ૪૫૧-૧૩-૯ | ૪૫૧-૧૩-૯ |

ઠરાવ ૬—વડોદરા અને નવસારી એ પ્રાંત વચ્ચે એક પ્રાંત પ્રચારક રોકવાની હાલની યોજનાને ચાલુ રાખવા અને તેના ખર્ચ માટે રૂ ૩૯૦ ની રાજ્ય પુ. મંડળ પાસે માગણી કરવા આ સભા ઠરાવે છે.

ઠરાવ ૭—નવસારી પ્રાંતના મહાલ મંડળોને વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વાચનની પરીક્ષા લેવા તથા રાજ્ય પુ મંડળ તરફથી મોટાઓ માટે લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો પોતપોતાના મહાલમાં પ્રચાર કરી સાગ પ્રમાણમાં તેના ઉમેદવારો ઊભા કરવા આ સભા આગ્રહપૂર્વક ભલામણ કરે છે

ઠરાવ ૮—પુસ્તકાલય પ્રવૃત્તિમાં ચેતન લાવવા તથા એના કાર્યકરોમાં ઉત્સાહ પ્રગટાવવા જ્યાં શકય હોય ત્યા મહાલ પરિષદો ભરવા અને તે ન બને તો છેવટે પોતાના મહાલનાં પુસ્તકાલયોના મંત્રી ગ્રંથપાલોનુ સંમેલન ભરવા આ સભા નવસારી પ્રાંતના મહાલ મંડળોને ખાસ ભલામણ કરે છે

ઠરાવ ૯ રાજ્ય પુ. પરિષદ આ વર્ષમાં ભરવાની જરૂરીઆતને આ સભા ખાસ સત્કારે છે અને તે આ પ્રાંતમાં જ ભરાય અમ પણ ઇચ્છે છે. પણ મહુવા મહાલના અન તરમાં ભરવાનુ રાજ્ય પુ મડળ તરફથી સૂચન થયુ હોઇ ત્યાંના મંત્રી આ સભામાં આવી શકયા નહિ હોવાથી તેમની સાથે પ્રાંત મડળના પ્રમુખ-મ ત્રીઓએ પત્રવ્યવહારથી વા રૂબરૂમાં મળી તેમની સ મતિ મેળવી લેવા અને તે પછી રાજ્ય પુ મડળને જણાવવા આ સભા ઠરાવે છે

*અંતમાં સર્વનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી*

ક. ક. દેસાઇ
પ્રમુખ

## ૩-મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળનું નિવેદન ને હિસાબ

(સન ૧૯૪૭-૪૮)

સ્થાપના. મહેસાણા પ્રાંત પુસ્તકાલય મડળની સ્થાપના સન ૧૯૩૦-૩૧ માં થએલી છે. અને એ રીતે મડળને આ વર્ષે ૧૭ વર્ષ પુરાં થાય છે મંડળનું વર્ષ સરકારી વર્ષ પ્રમાણે ગણાય છે.

ઉદ્દેશ. વડોદરા રાજ્ય પુસ્તકાલય મડળનો જે ઉદ્દેશ છે તે જ ઉદ્દેશ મહેસાણા પ્રાંત પૂરતો આ મડળનો છે.

આ મંડળની સાધારણ સભા દર વર્ષે સપ્ટેમ્બર માસમાં મળે છે તે ધોરણે પૂરા થએલા વર્ષમાં તા ૧૪-૯-૪૭ ના રોજ મળી હતી અને તેમાં નીચે પ્રમાણે ઠરાવો કરવામાં આવ્યા હતા

**સામાન્ય સભા.**

૧ મંત્રીનું નિવેદન તથા હિસાબ વંચાણમાં લઇ મંજુર કરવામાં આવ્યો
૨ વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવ્યું
૩ ખર્ચનો અંદાજ મંજુર કરવામાં આવ્યો
૪ હિસાબ તપાસનીસની નિમણુંક કરવા બાબત.
૫ પુસ્તકાલયોનું કામ કરનાર શિક્ષકોની એકસક મંજુરી આપવા બાબત
૬ દરેક મહાલ મંડળોએ શિષ્ટ વાચનની પરીક્ષા લેવા અને સંમેલનો ભરવા બાબત

ઉપર પ્રમાણે કુલ ૭ ઠરાવો કર્યા હતા તે પૈકી ઠરાવ અંક ૧ થી ૪ સુધીના મંડળના વહીવટ બાબતના હતા અને ઠરાવ અંક ૫ અને ૬ નું પાલન કરવાનું હતું તેમાં ઠરાવ નં. ૫ પ્રમાણે ખાતાએ એકસક મંજુરી આપી દીધી છે અને ઠરાવ નં ૬ થી મહાલ મંડળો ઉપર ભલામણ કરેલી, પણ કડી, મહેસાણા, વિસનગર, કલોલ અને ચાણસ્મા સિવાય બીજા મહાલોએ પરીક્ષા લીધી નથી મંત્રી સંમેલન તો માત્ર કડીએ જ ભર્યું છે અને ચાણસ્મા તાલુકાએ પરિષદ ભરીને પોતાની દર વર્ષની પ્રણાલિકા જાળવી રાખી છે. બીજા મહાલ મંડળના મંત્રીઓને મારી વિનંતિ છે કે તેઓ ચાણસ્મા અને કડીનું અનુકરણ કરે

**વ્યવસ્થાપક મંડળ**

પ્રાંત પુસ્તકાલય મંડળના સંચાલન માટે વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવ્યું હતું પણ આ વર્ષમાં એક પણ બેઠક બોલાવવાની જરૂર પડે તેવાં કામો નહિ હોવાથી બોલાવવામાં આવી નથી

**પરિષદો.**

પરિષદો માટે પ્રાંત મંડળે ખાસ આગ્રહ કરાયો નથી અને ચાણસ્મા સિવાય બીજા મહાલોએ પરિષદ ભરી નથી આ વર્ષે જો વરસાદ થઇ જાય તો પરિષદોનો કાર્યક્રમ અમલમાં મૂકવા વિનંતિ કરવામાં આવે છે પ્રાંત પરિષદ માટે પણ કોઇ મહાલનું આમંત્રણ મળે એવી મંડળ આશા રાખે છે

**પર્વણી દિન.**

ગત વર્ષ પુસ્તકાલય મંડળે પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર થાય તે અર્થે વસંત પંચમીનો દિવસ પર્વણીદિન તરીકે ઉજવવાનું ઠરાવવામાં આવ્યું છે તો પણ હજુ તમામ પુસ્તકાલયોએ આ પ્રવૃત્તિ અપનાવી નથી. આનો ખરો આધાર મહાલ પુ. મંડળો ઉપર છે જે મંડળો જાગ્રત છે ત્યાં થોડો પ્રચાર છે અને જ્યાં જાગ્રત નથી ત્યાં પ્રચાર નથી માટે તમામ શિક્ષક ભાઇઓને વિનંતિ છે કે હવે તેઓ પોતાના વખતમાંથી થોડો વખત પ્રજા માટે ફાજલ પાડે અને નવા જમાનાને ઓળખતા થાય.

**તપાસણી.**

પ્રાંતના પુસ્તકાલયોની તપાસણી માટે પ્રચારક રાખવાનો હોય છે આ જગા લાંબા વખતથી ખાલી હતી. છેવટે એપ્રિલથી એક ઉમેદવારની નિમણુંક કરવામાં આવી અને ત્રણ માસની નોકરી પછી એક માસ માંદગી ભોગવી અને ૧-૮-૪૮ થી સરકારી નોકરી મળવાથી રાજીનામું આપ્યું છે આ ત્રણ માસમાં મહેસાણા મહાલ, હારીજ મહાલ અને ચાણસ્મા મહાલનાં થોડાં

ગામો તપાસવામાં આવ્યાં છે આ તપાસણી ઉપરથી એટલું તો જણાય છે કે મંત્રી ભાઈઓ કામકાજમાં ખૂબ જ ઉદાસીન જણાય છે મંત્રીભાઈઓએ પોતાનું આળસ ખંખેરવાનો સમય આવી લાગ્યો છે

**નવીન પુસ્તકાલય.** આ વર્ષમાં મહેસાણા પ્રાંતમાં એકપણ નવીન પુસ્તકાલય ઉઘડયું નથી આવતા વર્ષમાં કદાચ આપણા પ્રાંતમાં વારો આવશે

**શિષ્ટ વાચનની પરીક્ષા.** શિષ્ટ વાચનની પરીક્ષા માટેની માહિતી ઠરાવ અંક ૬ ની ચર્ચામાં આવી ગઈ છે એટલે તે સંબંધી ખાસ વધુ કહેવાનું નથી. પણ રાજ્ય પુ મંડળ તરફથી જે પરીક્ષા લેવાય છે તેમાં વધુ ઉમેદવારો બેસે તેવો પ્રચાર થવાની જરૂર છે

**હિસાબ.** હિસાબ સાથેના પરિશિષ્ટમાં આપવામાં આવ્યો છે ગઈ સાલ આખરે હાથપરની સીલક રૂ ૮-૭-૭ હતી સાલ મજકુરમાં કુલ રૂ ૧૧૪૯-૦-૦ જમા થયા છે અને રૂ. ૧૧૧૦-૬-૦ ઉધર્યા છે વર્ષ આખરે રૂ ૪૬-૧-૭] સીલક છે

**પ્રકીર્ણ.** મહેસાણા પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિનો વેગ મંદ પડયો ન ગણાય તો પણ ખાસ પ્રગતિ જણાતી નથી મકાનો માટે મળતી દેણગીઓ અને લોકફાળાની રકમો જોતા લોકોનો ઉત્સાહ ઓછો નથી, પરંતુ કાર્યકરોનો ઉત્સાહ ઓસરતો જાય છે પુસ્તકાલયોના મંત્રીઓને જાગ્રત રાખવાનું કામ તો જે તે મહાલ મંડળના મંત્રીઓનું છે આ બાબત ચાણુસ્મા મહાલનું કાર્ય સૌએ જોવા જેવું છે

**જરૂરી સૂચનો.** હવે મહાલ મંડળો તરફથી આવતાં નિવેદનો સંબંધી થોડીક સૂચનાઓ કરવાની રજા લઉં છું આતરસુંબા, વિજાપુર, કડી વિસનગર અને બેચરાજી મહાલનાં નિવેદનો હજુ, મળ્યાં નથી એ એક દિલગીરીની વાત છે ફાળવણીની રકમ જેમણે માગી છે તેમને મોકલી આપી છે જેમની પાસે હજુ સીલક પડેલી છે અને ઉપયોગ થતો નથી તેમને રકમ આપવામાં આવશે નહિ, જેમના તેમના નામે અત્રે જ જમે રાખવામાં આવશે નિવેદનો એવી રીતે તૈયાર થવાં જોઈએ કે તેમાંથી બધુંજ જાણી શકાય

ખર્ચ અને ઉત્પન્નના અંદાજ દરેક સભા પાસે મંજૂર કરાવવા જોઈએ તેમ થતુ નથી

નિવેદન નહિ આવવાના કારણે પ્રાંત મંડળનું નિવેદન વખતસર તૈયાર થઈ શકતુ નથી માટે સભા મળી ગયા પછી તુર્તજ નિવેદન મોકલી આપવું જોઈએ દરેક મહાલે પોતાની સભા ઠરેલી તારીખોએ ભરે એ જરૂરનું છે. આવતે વર્ષે આપણે બધા સાચા દીલથી કામ કરવા લાગીએ અને આ પ્રવૃત્તિનો વિકાસ સાધવા પ્રયત્ન કરીએ એવી વિનંતિ કરું છું

અંતમાં પ્રાંતમંડળનું પોતાનું સંચાલન વ્યવસ્થિત ચલાવવા અને પાર ઉતારવામાં જે ગૃહસ્થોએ મહાલ મંડળના મંત્રીઓ તથા પ્રમુખો રાજ્ય પુસ્તકાલય મંડળ અને પુસ્તકાલય ખાતાએ જે મદદ કરી છે તે સૌનો આભાર માનું છું અને આ વર્ષમાં એવો જ સહકાર ચાલુ રહેશે એવી આશા રાખું છું

મહેસાણા }
તા ૧૨-૯-૪૮ }

નાનજીભાઈ જે. પટેલ
મંત્રી, મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળ

## પરિશિષ્ટ ૧

### સન '૪૭–૪૮નું ઉત્પન્ન ખર્ચ

| જ | ઉ |
|---|---|
| ૩૨૦–૧૪–૬ સાલ મજકુરમાં આવેલું ઉત્પન્ન | ૨૩૪–૧૪–૦ સાલ મજકુરમાં કરેલો ખર્ચ |
| ૨૦૦–૦–૦ રાજ્ય પુ. મં. ની મદદ | ૨૧૯–૧૪–૬ પ્રચારકનો પગાર |
| ૧૧૯–૧૪–૬ કેળવણી૧૯૪૭–૪૮ | ૧૪–૧૫–૬ મંડળની કચેરી ખાતે |
| ૧–૦–૦ વ્યાજ ઉત્પન્ન | ૮–૦–૦ પ્રવાસ ખાતે |
| ૩૨૦–૧૪–૬ | ૦–૧૨–૦ પરચૂરણ ફીરકોળ |
| | ૬–૩–૬ પોસ્ટેજ |
| | ૧૪–૧૫ ૬ |
| | ૨૩૪–૧૫–૬ |
| | ૮૬–૦–૬ સાલ આખરે બચત રહી તે |
| | ૮૬–૦–૬ સને ૧૯૪૭–૪૮ની |
| | ૩૨૦–૧૪–૬ |

## પરિશિષ્ટ ૨

### દેવા–લહેણાની તારીજ

| જ | ઉ |
|---|---|
| ૦–૨–૦ માજી પ્રચારક ભાઈશંકર ડી. ઠાકરના | ૩૬૮–૭–૯ ખેડુત સહકારી બેંકમાં જમા |
| ૬૩૩–૧૫–૦ જુદાજુદા મહાલોના નીચે પ્રમાણે | ૫૪૮–૦–૦ મહેસાણા પ્રાંત કેળવણી ખા. ના મો. સ મંડળમાં જમા છે તે |
| ૧૨–૬–૦ કડોદરા મહાલ | ૯૧૬–૭–૯ |
| ૩૮–૪–૦ દહેગામ મહાલ | ૪૬–૧–૭ શ્રી સિલક હાથ ઉપરની |
| ૨૦–૪–૦ આંતરસુબા મહાલ | ૯૬૨–૯–૪ |
| ૨૯–૪–૦ કડી મહાલ | |
| ૪૫–૯–૩ કલોલ મહાલ | |
| ૯૭–૧૪–૦ વિજાપુર મહાલ | |
| ૧૩૮–૧૩–૦ મહેસાણામહાલ | |
| ૭૩–૧૧–૦ વિસનગર મહાલ | |
| ૫૦–૩–૦ ખેરાળુ મહાલ | |

૬૩–૦–૦ સિદ્ધપુર મહાલ
૬૧–૫–૦ પાટણ મહાલ
૩–૬–૦ હારીજ મહાલ
૭૮–૮–૧ પ્રાંત મંડળની બચત રહી તે
૮૬–૦–૬ સાલ મજકુરમાં
બચત રહી તે
૨૪૨–૭–૭ પાછલી બચત
૯૧૨–૯–૪

# ૩–મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

## ( તા. ૧૨–૯–૪૮ )

ઉપર્યુંક્ત મંડળની વાર્ષિક સભા તા. ૧૨–૯–૪૮ના રોજ બપોરના એક વાગે મંડળના પ્રમુખ શ્રી કાનજીભાઇ શિવાભાઇ પટેલ (વકીલ) ના પ્રમુખપણા નીચે મહેસાણા મુકામે સાર્વજનિક પુસ્તકાલયના મકાનમાં ભરવામા આવી હતી તે પ્રસંગે ચાણસ્મા, મહેસાણા, સિદ્ધપુર, દહેગામ, કલોલ, કડી, વિસનગર, ખેરાળુ, પાટણ અને હારીજ મહાલ પુ. મંડળોના પ્રતિનિધિઓ ઉપરાંત, રાજ્ય પુ મં. ની કારોબારીના (મહેસાણા પ્રાંતના) સભ્યો શ્રી. જેઠાભાઇ લા. પટેલ (મેનેજર, મહેસાણા સહકારી બેંક લિ), શ્રી છોટુભાઇ પંડિત તથા વડોદરાથી આવેલા પુ ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી ઉમેદભાઇ મો પટેલ અને વડોદરા રાજ્ય પુ પ્રચારક શ્રી વલ્લભભાઇ મૂ. પટેલની પણ હાજરી હતી. આ સભામાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતા

૧ મંત્રી તરફથી રજુ થયેલું નિવેદન તથા હિસાબ વંચાણમાં લઇ સર્વાનુમતે મંજુર કરવામાં આવે છે.

૨ સન '૪૮-૪૯ માટે નીચે પ્રમાણે વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવે છે

૧ શ્રી કાનજીભાઇ શિવાભાઇ પટેલ (પ્રમુખ)
૨ શ્રી નાનજીભાઇ જે. પટેલ (મંત્રી)
૩ શ્રી રતિલાલ ક ત્રિવેદી (સહમંત્રી)
૪ શ્રી. કરુણાશંકર મો. વ્યાસ (સભ્યો)
૫ શ્રી ખીમજીભાઇ ટી ઠાકર(સભ્યો)
૬ શ્રી. શીવુજી સાલેજી વાઘેલા „
૭ શ્રી અમૃતલાલ મ. આચાર્ય „

૩ સન '૪૮-૪૯ નું નીચે પ્રમાણે અંદાજ મંજુર કરવામા આવે છે

| જ | ઉ |
|---|---|
| ૧૨૦) કેળવણી | ૧૧૦૦) પ્રાંત પ્રચારકનો પગાર ભથ્થુ વ |
| ૧૦૦૦) રા. પુ. મં. ની મદદના | ૨૦) મંડળની કચેરીના ખર્ચ ખાતે |
| ૧૧૨૦) | ૧૧૨૦) |

૪ મંડળને યોગ્ય પ્રાંત પ્રચારક મળતા નથી તેમજ મળી શકે તેવું લાગતું પણ નથી તેથી આ મંડળ પ્રત્યેક મહાલ મંડળને આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે, પ્રાંત પ્રચારકની નિમ-

ણુક થતા સુધી જે તે મહાલ મંડળો, મંડળનાં તમામ પુસ્તકાલયોની નાણાકીનુ કામ હાથ ધરવુ અને તે બદલ જે વ્યાજબી ખર્ચ થાય તે મંજૂર કરવુ અને ખૂટતુ હોય તો પ્રાંત મંડળમાંથી મંગાવવુ

૫ ચાણસ્મા તાલુકાની શિક્ષણવર્ગ ભરવાની માગણી છે, જેથી ચાણસ્મા તાલુકામાં શિક્ષણવર્ગ ભરવા રાજ્ય પુ મંડળને ભલામણ કરવામા આવે છે.

૬ રાજ્ય પુ પરિષદ ભરવા માટે બીજા પ્રાંતોએ વિચાર કરેલો છે એટલે આ સભાને આ પ્રશ્ન વિચારવાનો રહેતો નથી એમ ઠરાવે છે

૭ દરેક મહાલમંડળને શિષ્ટવાચનની પરીક્ષા બાળકો માટે રાખવા અને રાજ્ય પુ મંડળ જે પરીક્ષા રાખે છે તેનો વધારે પ્રમાણમા લાભ લેવરાવવા માટે પ્રયત્ન ચાલુ રહે એવી ભલામણ કરવામા આવે છે

૮ દરેક મહાલ મંડળને ભલામણ કરવામા આવે છે કે, મહાલ મંડળોએ મહાલ પરિષદ ભરવી વા મંત્રી સંમેલન ભરવુ બાળકો માટે શિષ્ટવાચનની પરીક્ષા લેવી અને માન પ્રચારકો રોકી પુસ્તકાલયોની તપાસણી કરાવવી આટલાં કાર્યો જે મહાલ મંડળો ન કરે તેમને કેળવણીની રકમ આપવી નહિ એમ ઠરાવવામા આવે છે

# ૪–અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળનું નિવેદન-હિસાબ

## ( સન ૧૯૪૭–૪૮ )

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેવટનાં બંધારણને અનુસરીને સને ૧૯૩૦–૩૧ થી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે અને તેનો ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશો છે તે ઉદ્દેશોને પોતાના પ્રાંત પૂરતા અમલમા મૂકવાનો છે

**સ્થાપના અને ઉદ્દેશ**

મહાલ અને જૂથ મંડળો— રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે અમરેલી પ્રાંતના એકેએક મહાલમાં મહાલ પુસ્તકાલય મંડળો સ્થપાઈ ચૂક્યા છે અને દરેક કંઈ ને કંઈ કામ કરતાં પણ થઇ ગયા છે પણ કાર્યની ગતિ મંદ છે આ માટે આશા છે કે પ્રાંતના દરેક મહાલ મંડળ યોજના પ્રમાણે નીચેનાં કાર્યો દર વર્ષે કરશે જ

**મંડળનુ કાર્ય**

૧ જે વરસમાં રાજ્ય અને પ્રાંત પરિષદ ભરાય તે સિવાયના દરેક વર્ષે મહાલ પરિષદ ભરે
૨ દર વર્ષે વિદ્યાર્થીઓ માટેની શિષ્ટ વાચનની એક પરીક્ષાનો લાભ જરૂર લે
૩ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મોટાઓ માટે લેવાતી શિષ્ટ વાચનની પરીક્ષાની દરેક મંડળ ઉપર સૂચના કાઢી પ્રચાર કરે અને ઉમેદવારો ઉભા કરે તથા પરીક્ષાનાં પુસ્તકોની માગણી આવે તો તે પૂરી પાડવાની તજવીજ કરે
૪ શાળાવાળા પરંતુ પુસ્તકાલય વગરના ગામોએ પુસ્તકાલયો સ્થાપવા પ્રયત્ન કરે
૫ જૂથમંડળો દ્વારા એકેએક પુસ્તકાલયની તપાસણી કરે

૬ જૂથમંડળોને જાગ્રત કરે, તેમની વાર્ષિક સભાઓ ભરાવે તથા કરવાના કામોનુ વખતોવખત સૂચન કરે

૭. દર વર્ષે મહાલની વાર્ષિક સભાઓ અને અહેવાલ તથા હિસાબ રજુ કરે અને નવા વર્ષનો કાર્યક્રમ વિચારે તથા સર્વ હકીકત પ્રાંતમંડળ તથા રાજ્ય મંડળ તરફ મોકલી આપે

ઉપર બતાવેની હકીકત પૈકી જૂથમંડળો નિયમિત રીતે કામ કરતાં થાય અને આપેલી સૂચનાઓનો અમલ કરતા થશે એવી આશા અસ્થાને નથી દરેક જૂથ મંડળોએ પોતાની સભા ભરી છે, એમ મહાલ મંડળની સભા વખતે જણાયુ છે. દરેકે પોતાનાં બજેટ અને નિવેદનો મોકલી આપ્યાં હશે. ન મોકલ્યાં હોય તો તેમણે તપાસ કરી મોકલી આપવાં

પ્રાંત અને મહાલમંડળોને પોતાની પ્રવૃત્તિઓને અંગે થતા ખર્ચને પહોંચી વળવા સારૂ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ફાળવણી મળે છે તે ફાળવણી નિવેદનના વર્ષમાં રૂ ૧૧૦-૧૦-૦ મળી હતી, જેની ફાળવણી નીચે પ્રમાણે છે :

| | |
|---|---|
| અમરેલી પ્રાંત પુ મંડળ | રૂ ૨૭-૧૦-૬ |
| અમરેલી મહાલ પુ મંડળ | રૂ ૩૩ -૩-૦ |
| કોડીનાર મહાલ પુ. મંડળ | રૂ ૧૨-૧૫-૦ |
| ખાંભા મહાલ પુ. મંડળ | રૂ ૫ -૧-૦ |
| દામનગર મહાલ પુ. મંડળ | રૂ ૧૩-૧૨-૬ |
| ધારી મહાલ પુ મંડળ | રૂ ૧૪-૧૦-૦ |
| રતનપુર મહાલ પુ મંડળ | રૂ ૨-૧૩-૦ |
| ભીમકટ્ટા મહાલ પુ મંડળ | રૂ ૦ -૯-૦ |
| | કુલ રૂ ૧૧૦-૧૦-૦ |

દર સાલ મુજબ ચાલુ સાલે પણ પુસ્તકાલયપર્વણી ઉજવવામાં આવી હતી.

છેવટમાં —

૧ આપ સૌને ખાસ વિનંતિ કે બજેટ બનાવતી વખતે સહકારી ધોરણે બજેટ બનાવવાની બાબત ખાસ લક્ષમાં રાખશો.

૨ મે ગા રા અમરેલી પ્રાંત શાળાધિકારી સાહેબ અને જે તે મહાલના મે. રા મહાલ શાળાધિકારી સાહેબોએ જુદે જુદે ગામડે ફેરણી વખતે પુસ્તકાલયો તરફ ખાસ લક્ષ આપી સલાહ અને સૂચના આપી છે તે માટે તેઓ સાહેબનો આભાર માનવામાં આવેછે.

૩ ઘણા વખત પહેલાં અમરેલી પ્રાંત પરિષદ ચલાલા મુકામે ભરેલી હતી તે પછી ભરાઈ નથી અને તેને માટે અમારાં પ્રયત્નો ચાલુ છે. સર્વે મંત્રી ભાઈઓ અમને એ કાર્યમાં મદદ કરશે એવી આશા છે.

૪ અમોને વખતોવખત સલાહ અને સૂચન આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રીઓ, પ્રાંત પુસ્તકાલય મંડળના પ્રમુખ,

પ્રાંત શાળાધિકારી સાહેબ અને અન્ય ગૃહસ્થો જેઓ મંડળમાં રસ લઇ રહ્યા છે તેઓશ્રી-ના અંત કરણપૂર્વક આભાર માનવામાં આવે છે

૫. હાલમાં પ્રાંત પ્રચારક નહિ હોવાના કારણે પુસ્તકાલયોની તપાસણી થઈ શકી નથ તેથી જે તે જૂથ મડળોએ પોતાના જૂથમાં દરેક પુસ્તકાલયો તપાસવા વિનં તિ કરવામા આવે છે.

૬ આપણા શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડ મહારાજા સાહેબ આ પ્રવૃત્તિઓના વિકાસમા ઊંડો રસ લે છે તે આપણા અહોભાગ્યનાં ચિહ્ન છે

આ વરસમાં જે કામ થયું છે તે આપ જોઇ શક્યા છો. આપણે ઇચ્છીએ છીએ કે આ વના વર્ષે કંઇક સવિશેષ સક્રિય કામ કરી શકીએ તેટલું ઇચ્છી આ નિવેદન પૂરું કરીએ છીએ.

હંસરાજ વી. ભદ્રેશ્વરા
માનદ મંત્રી
અમરેલી પ્રાંત. પુ મંડળ

## સને ૧૯૪૭–૪૮ સાલનું ઉત્પન્ન ખર્ચ

| ઉત્પન્ન | | ખર્ચ | |
|---|---|---|---|
| ૦–૪–૩ | વ્યાજના | ૭–૯–૦ | કંટીજન્ટ ખાતે |
| ૨૭–૧૦–૬ | પ્રાંત પુ મંડળની સને ૧૯૪૭-૪૮ ની સાલની કેળવણી | ૪ ૧૨-૦ | સ્વાગત ખર્ચ |
| | | ૯–૮–૦ | બોનસ ખાતે |
| | | ૧–૨–૦ | ફોર્મો ખાતે |
| ૨૭-૧૪-૯ | કુલ એકંદર | ૨૨-૧૫-૦ | કુલ ખર્ચ |
| | | ૪-૧૫-૯ | બચત |
| | | ૨૭-૧૪-૯ | કુલ એકંદર |

અંકે રૂપિયા સત્તાવીસ આના ચૌદ અને પાઈ નવ ફક્ત.

હ વી. ભદ્રેશ્વરા
મંત્રી અમરેલી પ્રાંત પુ. મંડળ

| દેવું | | લેણું | |
|---|---|---|---|
| ૮૨-૧૫-૬ | મહાલ મંડળ કેળવણીના | ૧૪૮-૧૨ ૪ | અમરેલી ખેતી પેઢી ચાલુ થાપણ |
| ૨૮–૦–૦ | અમરેલી મહાલ પુ. મંડળ ખાતે | ૨-૧-૦ | સાર્વ પુ અમરેલી |
| ૩–૦–૦ | પુસ્તકાલયનું સારૂ કામ કરનારને આપવાના ઇનામના | ૨૨–૭–૦ | ફોર્મો ખાતે |
| ૫૯-૧-૬ | પાછલી સાલની બચતના | ૪-૧૨-૫ | સિલક |
| ૧૭૩-૧-૦ | કુલ દેવું | ૧૭૮–૦–૯ | કુલ એકંદર |
| ૪-૧૫-૯ | બચત | | |
| ૧૭૮–૦–૯ | કુલ એકંદર | | |

# અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

(તા. ૧૯—૯—૪૮)

ઉપર્યુંકત મંડળની વાર્ષિક સભા તા ૧૯-૯-૪૮ ને રવિવારના રોજ, અમરેલી મહાલ શાળાધિકારી શ્રી. ડાહ્યાભાઇ લ. નાયકના પ્રમુખપદે ભરવામાં આવી હતી જેમાં પ્રમુખશ્રી ઉપરાંત અમરેલી, દામનગર અને રતનપુર મહાલ પુસ્તકાલય મંડળના પ્રતિનિધિઓની હાજરી પણ હતી આ સભામાં નીચે પ્રમાણે ઠરાવો કરવામાં આવ્યા હતા—

૧ સન ૪૭-૪૮ સાલનું વાર્ષિક નિવેદન તથા જમા ઉધારનું સરવૈયુ તથા ઉત્પન્ન ખર્ચનું સરવૈયુ વંચાણમાં લીધુ અને તે હિસાબ તથા નિવેદન મંજુર કરવામાં આવે છે

૨ સન ૧૯૪૮—૪૯ ની સાલ માટે અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળનું વ્યવસ્થાપક મંડળ નીચે મુજબનું ચૂંટવામાં આવે છે —

પ્રમુખ - શ્રી ડૉ. હરિપ્રસાદ વી ભટ્ટ

ઉપપ્રમુખો શ્રી હરિભાઇ નારણભાઇ પટેલ

શ્રી. ડાહ્યાભાઈ લલ્લુભાઇ નાયક — મંત્રીઓ - શ્રી. ઉત્તમચંદ્ર મણિશંકર હાથી

શ્રી શોભરાજસાહેબ મા મકવાણા — શ્રી હસરાજભાઇ વી ભદ્રેશ્વરા

સભ્યો શ્રી દેવશંકર હરજીવનભાઇ કોડીનાર — શ્રી. નદલાલ પરસોતમદાસ-દામનગર

શ્રી લાભશંકર આણંદજી—ધારી — શ્રી ભગવાનજી કરસનજી—ખાંભા

શ્રી. હરિલાલ માધવજી—રતનપુર — શ્રી ભાનશંકર મણિશંકર ઠાકર—અમરેલી

ઉપરાંત રાજ્ય પુ મંડળની કાર્યવાહીમાંના અમરેલી પ્રાંતના સભ્યો.

૩ સન ૧૯૪૮—૪૯ સાલ માટેનું અંદાજી બજેટ નીચે મુજબનું મંજૂર કરવામાં આવે છે

| ઉત્પન્ન | | ખર્ચ | |
|---|---|---|---|
| ૨૭-૧૦-૬ | પ્રાંત પુ મંડળની ફાળવણી | ૨૧૦—૦—૦ | પ્રાંત પ્રચારક ખાતે |
| ૨૦૦—૦—૦ | પ્રાંત પ્રચારકના પગારના | ૬—૦—૦ | બોનસના |
| | | ૧૧-૧૦-૬ | કંટીજંટ તથા સ્વાગતના |
| ૨૨૭-૧૦-૬ | | ૨૨૭-૧૦-૬ | |

૪ હાલમાં છેલ્લાં બે વરસથી પ્રચારક તરીકે રાજ્ય પુ મંડળ તરફથી કોઇ આવતું નથી અને કોઇને મોકલવામા પણ આવતા નથી. માટે એવુ ઠરાવવામા આવે છે કે, આ પ્રાંતમાં મહાલવાર એક માનદ પ્રચારક આપણા તરફથી નીમી, પુસ્તકાલયો તપાસવાનું કામ તેમને સોંપવુ અને આ ખર્ચ માટે નિદાન રૂ ૨૦૦) રૂપીયા ભાડા સામે રાજ્ય પુસ્તકાલય મંડળ પાસે મંદના માગવાનુ ઠરાવવામાં આવે છે

૫ હાલમા ઘણા વખતથી શિષ્ટવાચનની પરીક્ષા મહાલ મંડળો તથા પ્રાંત મંડળ તરફથી લેવાનુ બંધ થયુ છે, તેથી મહાલ પુ મંડળોને શિષ્ટવાચનની પરીક્ષાની યોજના શરૂ કરવા તથા રાજ્ય પુ મંડળ તરફથી લેવાતી સદર પરીક્ષાનો લાભ લેવા-લેવરાવવા આ સભા ભલામણ કરે છે.

૬ અમરેલી પ્રાંત પરિષદ ચાલુ ભેધવારીના સંજોગોને લઇ ભરવી ઇચ્છનીય નથી પરંતુ વરસમાં એક વાર દરેક મહાલ પોતાના મંત્રીઓને મહાલના યોગ્ય સ્થળે બોલાવી, મહાલ પરિષદના રૂપમાં સમેલન જેવું ગોઠવે એવું ઠરાવવામાં આવે છે. સદરહુ ઠરાવની નકલ દરેક મહાલમાં મોકલવાનું ઠરાવવામાં આવે છે

૭ ગઇ સાલના ઠ નં ૯૨૧–૮–૪૭ અન્વયે થયેલા ઠરાવ મુજબ લેણી નીકળતી રકમો માંડી વાળવાની શરતચૂકથી રહી ગઇ છે તે ચાલુ સાને માંડી વાળવાનું ઠરાવવામા આવે છે

૮ ઘણી જગાએથી પુસ્તકાલયનાં બજેટો નિયમિત મોકલવામાં આવતાં નથી. અને તેને અંગે તેમને શ્રીમંત સરકાર તથા પંચાયત મદદ મળી શકતી નથી એવું પુસ્તકાલય ખાતાના મે. રા રા મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફથી લખાઇ આવેલું છે આ ઉપરથી એવું ઠરાવવામા આવે છે કે, દરેક મહાલના મહાલશાળાધિકારી સાહેબને વિનંતિ કરવાની કે, પોતાના મહાલના જૂથ મંડળોને પોતાનાં બજેટો અને નિવેદનો વખતસર મોકલવા તાકીદ આપે અને તે સપ્ટેમ્બર માસ આખર સુધીમાં મોકલવા તજવીજ કરે એવી ભલામણ કરવાનું ઠરાવવામાં આવે છે

૯ તમામ મકાનવાળાં પુસ્તકાલયોને લોકોપકારક મંડળમાં નોંધાવ્યા સિવાય ચાલુ સાલ મદદ મળવાની નથી, એવું ખાતા તરફથી લખાઇ આવ્યું છે સબબ દરેક મકાનવાળાં પુસ્તકાલયોએ પોતાના પુસ્તકાલયો લોકોપકારક મંડળમાં નોંધાવી લેવાનું ઠરાવવામાં આવે છે.

છેવટમાં પ્રમુખશ્રીનો આભાર મનાઈ સભા વિસર્જન થઇ હતી.

---

## ખેડુતને કયો શોખ શોભે ?

વાળંદ ગજવામાં પેન રાખીને ફરે તો એ એને નહિ શોભે પણ એની હજામતની કોથળી કે પટી સુંદર રાખે તો એ એને શોભશે

એ જ પ્રમાણે, ખેડૂત પણ એને શોભે એવો શોખ કરે તો જ શોભે. શહેરના લોકોની માફક ખેડૂત પણ હોટેલમાં જઈ પાનની પીચકારી મારતો થાય કે સિગરેટના ગોટા કાઢતો થાય તો એ એને નહિ શોભે પણ જો એ સુંદર ગાડુ રાખે કે રાસનો અણસારો કરતાં પહેલાં ઉમટી પડે એવા મજબૂત અને ધારીલા બળદની જોડી રાખે તો એ એને શોભશે.

આમ જે જેને શોભતુ હોય તે શોભે હંસની ચાલ ચાલવા જાય તો તો કાગભાઇ એમની પોતાની ચાલ પણ ભૂલી જાય !



(૧) શિક્ષણ અને સંસ્કૃતિ-લેખક: શ્રી. રવિશંકર શિવરામ વ્યાસ, પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨૮+૧૨, સાદુ પૂઠું, મૂલ્ય રૂા. ૧-૪-૦

જાણીતા લોકસેવક શ્રી-રવિશંકર મહારાજે બોચાસણના વલ્લભ વિદ્યાલયમા પાયાની કેળવણીની તાલીમ માટે પ્રાથમિક શિક્ષકોના પ્રથમ તાલીમ વર્ગ સમક્ષ આપેલા ૧૯ વ્યાખ્યાનો-નો સંગ્રહ છે

પ્રકાશકે પોતાના નિવેદનમાં જણાવ્યું છે તેમ, એ વ્યાખ્યાનો પાયાની કેળવણીના સાચા અર્થને સમજાવે તેવા છે શિક્ષકનો સાચો અર્થ "સંસ્કૃતિના પાયાનો ઉદ્યોગ" જણાવ્યો છે એવી સંસ્કૃતિના પાયાના ઉદ્યોગમા પ્રેરણા પૂરે તેવા વ્યાવહારિક જ્ઞાન-વાક્યો આ વ્યાખ્યાનોમા છે આપણી નજીક-આપણી આસપાસમાં-જ્યા જુઓ ત્યા કંઇ ને કંઇ શિક્ષણાત્મક વ્યવસાય પડેલો જ છે તેનુ દર્શન આ વ્યાખ્યાનોમાથી મળશે શ્રી બબલભાઇનુ 'મારું ગામડું' અને "ભીતપત્રો દ્વારા લોકશિક્ષણ" ની જેમ આ પુસ્તકને પણ ગ્રામજનતાના શિક્ષણની સચી કિતાબરૂપ લેખી શકાય.

આ વ્યાખ્યાનોનુ ભાથુ લઇને શિક્ષણવ્યવસાયમાં પ્રવેશતા એ તાલીમવર્ગના શિક્ષકો, પોતનાં વિદ્યાર્થીઓમા આ પુસ્તકની સામગ્રીની પ્રેરણા પૂરશે તો આપણા ભાવિ નાગરિકો પોતાની યથેચ્છ ફરજોના પાલનના પાઠો જરૂર શીખશે

રાષ્ટ્રીય શિક્ષક તાલીમ વર્ગો અને સરકાર દ્વારા સંચાલિત અધ્યાપન પાઠશાળાઓમા આ પુસ્તકને પાઠ્ય પુસ્તક તરીકે અવશ્ય સ્થાન આપવુ ઘટે

*(૨) ગાંધી સાહિત્ય સૂચિ-સંયોજક. શ્રી પાંડુરંગ ગણેશ દેશપાંડે, પ્રકાશક ઉપર* પ્રમાણે ૫×૯ના કદનાં પૃષ્ઠ ૨૪૦+૧૬, રંગ જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૩-૪-૦

મહાત્મા ગાંધીજી રચિત તેમજ તેમને લગતુ વિવિધ વિષયાત્મક સાહિત્ય જુદા જુદા પ્રકાશકો તરફથી પ્રસિદ્ધ થયેલ છે. ગાંધીજીના અને ગાંધીજીને લગતા સર્જનોની એકત્રિત માહિતી લેખક-પ્રકાશકવાર આ પુસ્તકમા સંગ્રહવામાં આવી છે ગાંધી સાહિત્ય એ જગતસાહિત્ય હોઇને એની મહત્તા વિશિષ્ટ છે એ સાહિત્ય વસાવવા માગનારને તે ક્યા ક્યાંથી ઉપલબ્ધ થઇ શકે એ જાણવા માટે આ એકીકરણનું પુસ્તક પ્રકટ કરવામાં આવ્યુ છે જુદી જુદી ભાષાઓમાં પ્રસિદ્ધ થયેલ ગાંધી સાહિત્ય સંગ્રહવા ઇચ્છનાર વ્યક્તિ વા પુસ્તકાલય કે સંસ્થાને આ પુસ્તક ઠીક માર્ગદર્શક નીવડશે

(૩) બ્રહ્મઅતિથિ—લેખક શ્રી હરિત ભૂચ, પ્રકાશક જયદેવ બ્રધર્સ, વડોદરા. ક્રાઉન કદનાપૃષ્ઠ ૪૨+૮, સાદુ પૂઠું, મૂલ્ય રૂા ૧-૦-૦

ગુર્જર મહાકવિ ન્હાનાલાલનાં અવસાન બાદ લખાયેલું આ સળંગ કાવ્ય, કવિવરના આતિથ્ય માટે સ્વર્ગમાં સ્વર્ગવાસી કવિઓની ઉત્સુકતા વ્યક્ત કરે છે. વિવિધ વૃત્તોમાં રચાયેલ આ અંજલિ મહાકવિના પ્રશંસકો અને એમની રચનાશૈલીમાં રચનારાઓને આકર્ષરૂપ થઈ પડે તેવી છે. શબ્દલાલિત્ય અને ભાષાપ્રભુત્વ આ કૃતિના સર્જકની સર્જનપ્રતિભાની પ્રતીતિ આપી જાય છે.

ગુર્જર મહાકવિ પ્રત્યે ભક્તિભાવ ધરાવનાર સૌને આ સળંગ કાવ્ય પ્રશસ્તિ જરૂર ગમશે.

(૪) સિદ્ધરાજ—લેખક ઉપર પ્રમાણે. પ્રકાશક શ્રી સયાજી બાલજ્ઞાનમાળા, વડોદરા. ક્રાઉન કદનાપૃષ્ઠ ૧૨૨+૬, બે કંપનીનું ચિત્ર પૂઠું, મૂલ્ય ૦-૮-૦

શ્રી સયાજી બાલજ્ઞાન માળા દ્વારા પ્રસિદ્ધ થયેલ આ પુસ્તકમાં ગુજરાતના ભવ્ય ભૂતકાળના યશસ્વી સમ્રાટ સિદ્ધરાજ જયસિંહની અદ્દભુત જીવનકથા લેખકે આલેખી છે. આપણા સિદ્ધહસ્ત નવલનવેશો શ્રી ક. મા. મુનશી, શ્રી ધૂમકેતુ અને શ્રી ચુનીલાલ વ. શાહે ગુજરાતના એ ભવ્યકાલીન જાહોજલાલીને આલેખતી જે નવલકથાઓ લખી છે, તેમાં તેમણે પ્રૌઢ વાચકોને રસતરબોળ કરે તેવું સિદ્ધરાજનું જીવનાલેખન આપી જાય છે. પરંતુ આપણા કુમાર-કિશોરોને એ ઇતિહાસકથાના વીર નાયક જયસિંહ સિદ્ધરાજના જીવનને આલેખતી વાર્તા આપણા સાહિત્યમાં નહોતી. સરળ શૈલીએ લખાયેલ આ પુસ્તક પુસ્તકાલયમાં આવના કુમાર-કિશોર વાચકો માટે વસાવી લેવાય.

(૫) ગાંધી સ્મારક ગ્રંથ—સંપાદક શ્રી નટુભાઈ રાવળ, પ્રકાશક ડૉ. પંડ્યા અભ્યાસગૃહ, પાટણ ડેમી આઠપેજી કદના પૃષ્ટ ૨૩૦, ગાંધીજીની છબી સાથેનું આર્ટ પેપરનું પૂઠું, મૂલ્ય રૂા ૨-૮-૦

ગાંધીજીના અવસાન બાદ તેઓના જીવન-કાર્યને સ્પર્શતું ઠીક ઠીક-પ્રમાણમાં વિપુલ-સાહિત્ય દેશ પરદેશની ભિન્નભિન્ન ભાષાઓમાં પ્રગટ થયું. તેજ પ્રમાણે ગુજરાતીમાં એ મહાપુરુષના અવસાન બાદ તુરતજ કેટલાક સામયિકોના ખાસ સ્મારક અંકો પણ પ્રસિદ્ધ કરાયા હતા. ત્યાર બાદ વ્યવસ્થિતપણે, ગાંધીજીના પ્રત્યક્ષ પ્રસંગમાં આવેલા અને પરોક્ષ રીતે પ્રેરણા પામેલા એવા નાના મોટા લેખકોએ લખેલા ગાંધીજીના જીવન અને કાર્યને સ્પર્શતા કેટલાક પ્રેરક લેખો આ સ્મારક ગ્રંથમાં સંપાદકે સંગ્રહ્યા છે. એમાં રાષ્ટ્રનેતાઓના સ્મારકપ્રકાશનને મળતા ઇચ્છાના સંદેશાઓ પણ છે અને ઉપર જણાવ્યું તેમ ગાંધીજીના જીવનમાંના બોધક જીવનપ્રસંગો પણ કે કીર્તિપ્રેરક કાવ્યો પણ છે. અને પ્રાસંગિક લેખો પણ છે.

દરેક પુસ્તકાલયમાં આ સ્મારકગ્રંથ વસાવી લેવા અમારી ભલામણ છે.

અ. મ. વ્યાસ



૧ લાકડાના લાડુ-લેખક શ્રી મૂળરાજ અંજારીઆ, પ્રકાશક એન એમ. ઠક્કરની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨ મૂલ્ય રૂા ૩-૮-૦

૨ ફારસી સાહિત્યનો ઇતિહાસ-લેખક શ્રી એમ એફ. લોખંડવાળા, પ્રકાશક શ્રી સયાજી સાહિત્ય માળા, વડોદરા. મૂલ્ય રૂા. ૧-૦-૦.

૩ સિદ્ધરાજ-લેખક શ્રી. હસિત બૂચ, પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા ૦-૮-૦.

૪ લોકશાહી-(આચાર્ય જાવડેકર કૃત) અનુવાદક શ્રી પાંડુરંગ ગણેશ દેશપાંડે, પ્રકાશક ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ મૂલ્ય રૂા ૨-૦-૦

૫ ગાંધી સાહિત્ય સૂચિ-સંયોજક પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા ૩-૪-૦

૬ શિક્ષણ અને સંસ્કૃતિ-લેખક શ્રી રવિશંકર શિવરામ વ્યાસ, પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા ૧-૪-૦

૭ ગાંધી સંહિતા-લેખક અને પ્રકાશક શ્રી મૂળજીભાઈ પી. શાહ વડોદરા. મૂલ્ય રૂા. ૧-૦-૦

૮ ગીત ગુર્જરી-લેખક-પ્રકાશક ઉપર પ્રમાણે મુલ્ય રૂા ૧-૪-૦

૯ ગઇ ગુજરાત—લેખક શ્રી જયભિખ્ખુ, પ્રકાશક, ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ. મૂલ્ય રૂા ૧-૮-૦

૧૦ માશી-ભાણેજ—લેખક શ્રી. ચંદુલાલ ભગુભાઈ દલાલ, પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા ૩-૦-૦

૧૧ વિદ્યાર્થી વાચનમાળા—શ્રેણી ૫ મી-જુદા જુદા લેખકો, મૂલ્ય રૂા ૪-૦-૦

## પુસ્તકાલયોની તપાસણી

પગારદાર તેમજ માનદ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઈને ત્યાંની પુસ્તકાલય-વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે અને દફતરી તથા પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી છે, વર્ગીકરણ તથા વાચનપ્રચારની પણ કામગીરી બજાવી છે

(૧) વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઈ પટેલ, માહે ઓકટોબરમાં ૬ જણ મહાલનાં —(૧) લતીપુર ટીંબી, (૨) કીમ, (૩) પાછીયાપુરા (૪) દેલવાડા (૫) સાગીંગ (૬) મેત્રાજ (૭) સાસરોદ (૮) હળદરવા (૯) ગનિયાદ (૧૦) ઉરદ (૧૧) વરણ (૧૨) બચાર (૧૩) લાંગરા (૧૪) પામણુંજ (૧૫) દેયાણ (૧૬) ઓસગામ (૧૭) વેમાર કામગીરી દિન ૨૦ પુ રુગરૂ વાચવા આપ્યા ૧૫૮

(અનુસંધાન પૃષ્ઠ ૨૦૨ પર)

# ત્રિમાસિક નિવેદનો

વડોદરા રાજ્યની ફળદ્રુપ ભૂમિમાં ઇ. સ. ૧૯૧૧ની સાલમાં રોપાયેલા પુસ્તકાલય પ્રવૃત્તિના છોડ હવે તો ફાલીફુલીને વિશાળ વૃક્ષમાં પરિણમ્યા છે એનાં અનેક ડાળપાંખડાં ચારે દિશામાં ફેલાયાં છે એ બધાંજ ડાળપાંખડાં જોઇએ તેવાં ચેતનવંતા છે કે કેમ એ તે વૃક્ષનું સંશોધન કરનાર માળીને જાણવાની જરૂર હોયજ એટલા ખાતર પુસ્તકાલય ખાતાએ ઇ. સ. ૧૯૩૦ની સાલમાં સરક્યુલર નં. ૨૫ દ્વારા ત્રિમાસિક નિવેદનો મંગાવવાનું જે ધોરણ કાઢ્યું છે તેનો સહૃદયતાપૂર્વક અમલ થવાની અપેક્ષા રહે છે.

આ બાબતમાં પુસ્તકાલય ખાતાના અધિકારીઓ વખતો વખત નવી સૂચનાઓ કાઢીને ટોકતા રહે છે, છતાં બધા ડાળાંખડાને તેની અસર જોઇતા પ્રમાણમાં પહોંચતી હોય એમ જણાતું નથી.

સને ૧૯૧૧ માં સાર્વજનિક પુસ્તકાલય સ્થાપવાના નિયમો ઘડાયા તે વખતથીજ ત્રિમાસિક નિવેદનો મંગાવવાનું ધોરણ રહેલું છે ત્રિમાસિક નિવેદનો ભરવાનું કામ એવું કંઇ અઘરૂં પણ નથી એનો નમુનો ખાતાએ કરાવી આપેલો છે અને ( 'સેન્ટ્રલ લાયબ્રેરી ખાતાના એકીકરણ ભાગ ૧ લા' ના ૧૩ મા પાન ઉપર, તેમ જ શ્રી ઉ. મ. પટેલ સંપાદિત 'સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિનું એકીકરણ' ના ૩૦૫ મા પાન ઉપર છપાએલો પણ છે છતાં એ પુસ્તકોમાં નમૂનો ખોળવાપણું ન રહે તેટલા ખાતર આ નીચે પણ આપવામાં આવે છે

## ત્રિમાસિક નિવેદનનો નમૂનો

મોજે ________ તા. ________ ________ પ્રાંત ________ ના સાર્વજનિક પુસ્તકાલયનું ત્રિમાસિક નિવેદન નં. १ २ ३

| પુસ્તક સંખ્યા | વંચાયેલાં પુસ્તકો | | | | | વાચકો | | | | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પુરુષોમાં | સ્ત્રીઓમાં | બાળ વિદ્યાર્થીઓમાં | ઊંચી ગયેલા વિદ્યાર્થીઓમાં | કુલ | પુરુષો | સ્ત્રીઓ | બાળ વિદ્યાર્થીઓ | ઊંચી ગયેલા વિદ્યાર્થીઓ | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| | | | | | | | | | | |

ત્રિમાસિક નિવેદન નવેમ્બર, ફેબ્રુઆરી અને મે મહિનાની પાંચમી તારીખ સુધીમાં પુસ્તકાલયના મદદનીશ વ્યવસ્થાપક, સેન્ટ્રલ લાયબ્રેરી, વડોદરાને શિરનામે મોકલી આપવાનું ઠરેલું છે. ભરતી વખતે જેટલામાં નંબરનું નિવેદન હોય તેનો સંખ્યાંક રાખી બાકીના અંક છેકી નાંખવાના છે

ત્રિમાસિક નિવેદનો મોકલવામાં નિયમિતપણું અને ચોકસાઇ બહુ અગત્યની બાબતો છે. નિવેદનનો નમૂનો ફક્ત ભરી મોકલવા ખાતરજ નથી ભરવાનો પણ સ્થાનિક સંસ્થાની

પ્રવૃતિનો સાચો ખ્યાલ ખાતાને મળતો રહે એટલા ખાતર જે તે બાબતના સાચા આંકડાજ ભરવાની આવશ્યકતા છે.

રાજ્યના શણગાર સમી પુસ્તકાલયની પ્રવૃત્તિને કાર્યક્ષમ, સુવ્યવસ્થિત અને સંગીન બનાવવાની પ્રેરણા મળવા ખાતર પણ ત્રિમાસિક નિવેદનો ધોરણ પ્રમાણે નિયમિત મોકલતા રહેવાની જે તે સંસ્થાના મંત્રી ભાઈ બા બેનની પવિત્ર ફરજ છે, અને તે એક અપવાદ સિવાય બધાજ શુદ્ધ બુદ્ધિથી બજાવતા થઈ જાય એ ખાસ ઇચ્છવા જોગ છે.

જૂથ તેમજ મહાલ પુ મંડળોના મંત્રીઓ, માનદ તેમજ પગારદાર પુ પ્રચારકો તેમજ મહાલ અધિકારી સાહેબો પોતપોતના ક્ષેત્ર પૂરતા જાગ્રત રહે અને પોતાની દરેક મુલાકાત વા બેઠકને પ્રસંગે જવાબદાર મંત્રી ભાઈઓને ટકોરતા રહેશે અને નિવેદનની મુદત પાકવા આવી હોય તો પોતાની સમક્ષ ભરાવી મોકલવાની દક્ષતા દાખવશો તો ત્રિમાસિક નિવેદનો નિયમિત રીતે મેળવવાની દરેક સંસ્થા પાળશે જે આશા ખાતું રાખે છે તે ફાળ્યા વગર નહિ રહે એમ મારું માનવું છે.

સાંભળ્યા પ્રમાણે પુસ્તકાલય ખાતું જે સંસ્થાઓના ત્રિમાસિક નિવેદનો નિયમિત ન આવતા હોય તેમને અપાતી સખ્ખર મદદ બંધ કરી દેવાની નીતિ અખત્યાર કરવાના વિચાર કરે છે આશા રાખવામાં આવે છે કે રાજ્યની એકે એક પુસ્તકાલય સંસ્થા પોતાનું ત્રિમાસિક નિવેદન ઠરેલી મુદતની અંદર ચોક્કસ મોકલવાનું ધ્યાન પર લેશે અને ખાતાએ અખત્યાર કરવા ધારેલી નીતિના અમલને અવકાશ મળવાનો પ્રસંગ નહિ આવવા દે સુરીજ્ઞેષુ કિં બહુના ?

ના. નં. ચોકસી.
સહમંત્રી, વ રા પુ મંડળ

---

( અનુસંધાન પાન ૨૦૧ નું )

—માહે નવેંબરમાં ડભોઇ મહાલના (૧) કુકડ (૨) સમશેરપુરા (૩) વઢવાણા (૪) ભીમપુરા (૫) જૂની માંગરોળ (૬) કરણેટ (૭) બોરિયાદ (૮) ધમેલી (૯) સીતપુર (૧૦) અંકોટી (૧૧) વડજ (૧૨) ગામડી (૧૩) કરમાલ (૧૪) લીંગસ્થળી (૧૫) કુંવરપૂરા (૧૬) પારીખા (૧૭) મંડાળા (૧૮) પીસાઇ (૧૯) સાઠોદ (૨૦) મોટા હબીપુરા (૨૧) નડા (૨૨) બોરબાર (૨૩) ફતી કૂઇ (૨૪) ગુવાવી (૨૫) રાજલી કામગીરી દિન ૨૨ પુસ્તક ૬૫૨ વાંચવા આપ્યાં ૨૭૧.

(૨) કડી મહાલ માનદ પ્રચારક-માહે નવેંબરમાં (૧) રા. ડાહ્યાલાલ અંબાલાલ બ્રહ્મભટ્ટ તથા મંત્રી રણછોડલાલ લાલજીભાઈ (૧) કંડ. (૨) ચુનીલાલ નારણલાલ દવે-(૧) લુણાસણ (૨) ગસોદરા

(૩) મહેસાણા મહાલ માનદ પ્રચારક-રા. માધવ મ. ચૌધરી-માહે ઑકટોબર નવેંબરમાં-(૧) ધનપુરા (૨) નવી શેઢાવી (૩) આબજ (૪) ધોળાસણ.

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઇઓએ જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે જે સૂચના સમજૂત આપી હોય તે દરેકનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે સંસ્થાના મંત્રી ભાઇઓને ભલામણ કરવામાં આવે છે.

ના. નં. ચોકસી
સહમંત્રી, વ રા. પુ મંડળ.



## પુસ્તકાલય સ. મ મંડળ લિમિટેડનો રજતોત્સવ

મ ૧૯૪૯ ના માર્ચ માસની ૩૧ મી તારીખે મંડળની સ્થાપના થયાને પચીસ વર્ષ પૂરાં થશે. આ પચ્ચીસીનો રજતોત્સવ ઉજવવાનો મંડળની ગઇ વાર્ષિક સભાએ નિર્ણય કર્યો છે અને તે ઉજવણી અંગે એક પેટાસમિતિની નિમણૂક કરી છે. આ સમિતિએ આ રજત મહોત્સવની ઉજવણી અંગેની એક રૂપરેખા તૈયાર કરી છે તે નક્કી થતાં પુસ્તકાલયોના મંત્રી-કાર્યવાહકોની જાણ માટે આવતા અંકે અમે સાદર કરીશું.

## ગુ. સાહિત્ય પરિષદ સમેલન

ગુજરાતી સાહિત્ય પરિષદનું સત્તરમું અધિવેશન જૂનાગઢ મુકામે એના વરાયેલા પ્રમુખશ્રી કનૈયાલાલ મુનશીના પ્રમુખપદે ચાલુ માસની તા. ૩૦–૩૧ અને જાન્યુઆરી તા ૧ લીના રોજ મળનાર છે.

ગુજરાતી સાહિત્ય પરિષદના અત્યાર અગાઉના સફળ સુકાની શ્રી કનૈયાલાલ મુનશી ભારતીય નવયુગ પછી મળનાર પહેલા સમેલનના પ્રમુખસ્થાને આવે છે

શ્રી મુનશીની સાહિત્યસિદ્ધિને આજે કોણ નથી પિછાનતુ ? એમનાં ઐતિહાસિક, સામાજિક અને રાજદ્વારી સર્જનો સાહિત્યરસિકોનો સારો આદર પામ્યાં છે એમનાં જુદાં જુદાં સર્જનોની અનેક આવૃત્તિઓ પ્રસિદ્ધ થયે જાય છે, એ એમનાં સર્જનોની લોકપ્રિયતાના પુરાવારૂપ છે

સાહિત્ય પરિષદના કારોબારી મંડળને શ્રી. મુનશીની ભારે હુંફ છે અને તેમની દોરવણીએ પરિષદને ગુજરાતની અગ્રગણ્ય સાહિત્યસંસ્થા તરીકે સ્થાપેત કરેલ છે

પરિષદનું આ સંમેલન નવાજ સંજોગોમાં મળે છે. ભારતીય નવયુગના પ્રાત કાળે મળતું આ સમેલન ગુજરાતની અસ્મિતા ભારતના ભિન્નભિન્ન પ્રતિભા પ્રસરાવવા શ્રી મુનશીજીની રાહબરી નીચે જરૂર સારી પ્રગતિ સાધશે એ નિર્વિવાદ છે; અને તેમા પણ જ્યારે દેશમાં ભાષાવાર પ્રાંતોની રચનાનો પ્રશ્ન ચર્ચાઈ રહ્યો છે ત્યારે શ્રી મુનશીજીની દોરવણી યોગ્ય દિશા તરફ ગુર્જર જનતાને દોરી જશે એવી અમને શ્રદ્ધા છે

ભારત આઝાદ થયાં પછી પ્રથમ વાર મળતુ સાહિત્ય પરિષદનું આ અધિવેશન બધી જ રીતે નવીનતા દાખવશે તેમા પણ સ્વાગતપ્રમુખ તરીકે ગુજરાતના સિદ્ધહસ્ત લેખક શ્રી શામળદાસ ગાંધી હોય ત્યારે તો એ સોનામાં સુગંધ ભળ્યાનો સુમેળ જણાશે.

અમે આ સંમેલનને દરેક બાબતમા સફળતા ઇચ્છીએ છીએ

## સાહિત્ય પરિષદમાં આવનારાઓને

આ પ્રસંગે જુનાગઢ આવનારાઓ માટે તા. ૨૯-૧૨-૪૮ની સાંજથી તા ૧-૧-૧૯૪૯ ની સાંજ સુધીના ભોજન ખર્ચના રૂા. ૬) રાખવામાં આવ્યા છે. આ સગવડનો લાભ લેવા ઇચ્છનારાઓએ મોડામાં મોડુ તા ૨૦-૧૨-૪૮ સુધીમાં મંત્રીઓને જણાવવું જરૂરી છે બહારગામથી આવનાર મહેમાનો માટે ઉતરવાની સગવડ વિના મૂલ્યે થશે ઠંડીના દિવસો હોવાથી આવનારાઓને બીછાનું સાથે રાખવા વિનંતિ કરાય છે

તા ૨૯-૧૨-૪૮ના બપોરથી જુનાગઢ સ્ટેશને મોટર બસની સગવડ રાખવામાં આવી છે

## પ્રદર્શનની ગોઠવણ

સંમેલનની સાથે કલા તથા ઇતિહાસનું પ્રદર્શન યોજવાની ગોઠવણ કરવામાં આવી છે આ પરિષદ સંમેલનમાં નીચે પ્રમાણે વિભાગો નક્કી કરવામા આવ્યા છે•

(૧) સાહિત્ય (૨) કેળવણી (૩) સંગીત (૪) ઇતિહાસ અને અર્થશાસ્ત્ર (૫) કલા (૬) વિજ્ઞાન

ઉપરના વિભાગોને અનુલક્ષી સર્વ સાહિત્યકારોને લલિત અને લલિતેતર વિષયક નિબંધો તા ૨૦ ડિસેમ્બર ૧૯૪૮ સુધીમાં મંત્રીઓને પહોંચે તેમ મોકલવા વિનંતિ છે

આ પરિષદ સંમેલનમા સભ્ય ફી નીચે પ્રમાણે રાખવામા આવી છે

(૧) આશ્રયદાતા વર્ગ રૂ. ૫૦૦, (૨) સંમાનિત વર્ગ રૂ. ૨૫૦, (૩) આજીવન સભ્ય રૂ ૧૫૦ (૪) સહાયક વર્ગ રૂ ૧૦૦ (૫) સત્કાર સમિતિ વર્ગ રૂ ૧૦ (૬) પ્રતિનિધિ વર્ગ રૂ ૪ (૭) પ્રેક્ષક વર્ગ રૂ ૨

રૂા ૧૫૦ કે તેથી વધુ રકમ આપનાર સાહિત્ય પરિષદના આજીવન સભ્ય બને છે

ઉપર પૈકીના કોઇપણ એક વર્ગના સભ્યને રંજન કાર્યક્રમ માટેની ટિકિટ અલાયદી ખરીદવાની રહેશે નહિ.

## વ. રા. પુ મંડળ તરફથી
## મહાલ પુ. મંડળોના મંત્રીઓને—

વડોદરા અને મહેસાણા પ્રાંત પુ. મંડળોની વાર્ષિક સભાએ, "જે મહાલ મંડળો, વર્ષ દરમ્યાન પોતાના મહાલ પૂરતી કંઇ પણ પ્રવૃતિ હાથ ધરશે અને તેમા વર્ષ દરમ્યાન મળેલી કેળવણી ખર્ચી નાખશે તેજ મહાલ મંડળોને નવી કેળવણી મળશે" એવો ઠરાવ કર્યો છે આ ઠરાવ આધારે વડોદરા અને મહેસાણા પ્રાંતમા આવેલાં મહાલ મંડળોએ વર્ષ દરમ્યાન નીચેની પ્રવૃત્તિ હાથ ધરવી જોઇએ નવસારી અને અમરેલી પ્રાંતનાં મહાલ મંડળો પણ આ પ્રવૃત્તિઓ જરૂર હાથ ધરશે એવી આશા છે.

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ માં મળતાં

# નમુના (ફોર્મ્સ)નીં યાદી

(આ પહેલાંના ભાવ રદ સમજવા)

| નમુનો નંબર | | |
|---|---|---|
| (૧) | કસ્બા રજીસ્ટર (ગુજરાતી) | ધા ૧ (૨૪ નગ)ના રૂ ૧-૨-૦ |
| (૨) | ,, ,, (અંગ્રેજી) | ધા ૧ (૨૪ નગ)ના રૂ ૧-૨-૦ |
| (૩) | નામવારી (કક્કાવારી) રજીસ્ટર | ધા ૧ (૨૪ નગ)ના રૂ. ૧-૨-૦ |
| (૪) | વિષયવારી રજીસ્ટર | ધા ૨ (૨૪ નગ)ના રૂ ૧-૨-૦ |
| (૫) | કર્તાવારી રજીસ્ટર | ધા ૧ (૨૪ નગ)ના રૂ ૧-૨-૦ |
| (૬) | ઇસ્યુ બુક અડધા કાગળની | ધા ૧ (૨૪ નગ)ના રૂ. ૧-૨-૦ |
| (૬અ) | ઇસ્યુ બુક પા કાગળની | ધા ૧ (૨૪ નગ)ના રૂ ૦-૧૦-૦ |
| (૭) | વર્તમાનપત્રો અને માસિકોનું રજીસ્ટર | ધા ૧ (૨૪ નગ)ના રૂ ૦-૧૦-૦ |
| (૮) | વંચાયલાં પુસ્તકોની વિષયવાર નોંધ રાખવાનું પત્રક (કસ્બા પુસ્તકાલય માટે) | ધા ૧ (૨૪ નગ)ના રૂ ૧-૮-૦ |
| (૯) | શિલકી સામાનનું પત્રક | ધા ૧ (૨૪ નગ)ના રૂ ૧-૨-૦ |
| (૧૦) | હાજરીપત્રક | ૪૦ પાનની ચોપડી રૂ ૦-૧-૦ |
| (૧૧) | સૂચના ચોપડી | નંગ ૧ (૪૦ પાન)ના રૂ ૦-૧૦-૦ |
| (૧૨) | ભેટ ચોપડી (વીઝીટ બુક) | નંગ ૧ (૪૦ પાન)ના રૂ ૦-૧૦-૦ |
| (૧૩) | બાગનીશી | ધા ૧ (૨૪ નગ)ના રૂ ૧-૨-૦ |
| (૧૪) | કામની નોંધ બુક | ધા ૧ (૨૪ નગ)ના રૂ ૧-૨-૦ |
| (૧૫) | પાવતી બુક | નગ ૧ (૧૦૦ પાન)ના રૂ ૦-૧૦-૦ |
| (૧૬) | અરજી અને જામીનગીરીના ફોર્મ | ધા ૧ (૯૬ નગ)ના રૂ ૧-૨-૦ |
| (૧૭) | પાવતીનાં ફોર્મ | ધા ૧ (૯૬ નગ)ના રૂ ૧-૨-૦ |
| (૧૮) | ઇસ્યુ નંબર અને તારીખ નોંધવાની પટ્ટીઓ | ૧૦૦૦ નગના રૂ ૪-૦-૦ |
| (૧૯) | પુસ્તકોનું રજીસ્ટર (ગ્રામ પુસ્તકાલયો માટે) | ધા ૧ (૨૪ નગ ના રૂ ૧-૨-૦ |
| (૨૦) | વાંચકોની ખાત વહી | ધા ૧ (૨૪ નગ)ના રૂ ૧-૨-૦ |
| (૨૧) | વાચકોનું રજીસ્ટર | ધા ૧ (૨૪ નગ)ન રૂ ૧-૨-૦ |
| (૨૨) | પુસ્તકની ડાબી બાજુએ અંદર ચોઢવાની શ્રીમંત મહારાજા સાહેબના ફોટાવાળી પટ્ટીઓ | ૧૦૦૦ નગના રૂ ૪-૦-૦ |
| (૨૩) | પુસ્તક ઉઘરાણીનાં કાર્ડ | ૨૫ નગના રૂ ૦-૪-૦ |
| (૨૪) | પુસ્તકની માગણીનાં કાર્ડ | ૨૫ નગના રૂ ૦-૪-૦ |
| (૨૫) | વંચાયલાં પુસ્તકોની વિષયવાર નોંધ રાખવાનું પત્રક (ગ્રામ પુસ્તકાલયો માટે) | ધા ૧ (૨૪ નગ)ના રૂ ૧-૨-૦ |
| (૨૬) | પુસ્તકના પૂંઠે ચોડવાની નંબર લખવાની પટ્ટીઓ | ૪ પાનના રૂ ૦-૧-૬ |
| (૨૭) | નામવારી રજીસ્ટર (ગ્રામ પુસ્તકાલયો માટે) | ધા ૧ (૨૪ નગ)ના રૂ ૧-૨-૦ |
| (૨૮) | વિષયવારી રજીસ્ટર ,, | ધા ૧ (૨૪ નગ)ના રૂ ૧-૨-૦ |

લખોઃ—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦

પો. બો. નં ૧૦,—વડોદરા.

# અંતેવાસ અને ઈશ્વરી તંત્ર

પહેલાંના વખતમાં રિવાજ હતો કે જેને જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તે બ્રહ્મનિષ્ઠ પુરુષનો અંતેવાસી થાય. એવા પાસે રહેનારને ગુરુ રોજ ઉપદેશ આપે જ એવું ન પણ બને, છતાં તે ઘડાતો જ જાય. આ જ્ઞાન એને ક્યાંથી મળતું હશે?

ગુરુની જીવવાની રીત જ એવી હોય કે એમાંથી શિષ્યને જ્ઞાન મળતું રહે. સાથે જીવતાં જીવતાં અંતેવાસીને પણ જીવવાની ટેવ પડે, અને શિષ્ય પણ ગુરુના ક્રમમાં ગોઠવાઈ જાય. એટલે આપોઆપ એ ક્રમમાંથી એના પ્રશ્નોના જવાબો મળતા જાય, એનું હૈયું ઉઘડી જાય. આમ કંઈ પણ બોલ્યા સિવાય જ્ઞાન ક્રિયામાં આવે અને પછી તો અંદર જ પ્રકાશ દેખાય.

આવા પુરુષનો અંતેવાસ પણ બે રીતે થાય છે. (૧) અહીંનો કાયદો છે માટે પાળો, અને (૨) નિયમને પોતાનો સ્વભાવ બનાવવા માટે. પહેલાથી ફાયદો તો થાય, પણ બીજા વિચારથી અંતેવાસ સેવનાર માણસ હમેશાં જાગતો રહે. નાનામાં નાની ક્રિયા કરતાં પણ એને ખૂબ ચિંતન થાય. આમ ક્રિયા કરતાં કરતાં જ્ઞાન પ્રગટે.

> 'आप्यन्तु ममाङ्गानि वाक् प्राण चक्षु
> श्रोत्रमथो बलमिंद्रियाणि च सर्वाणि ।'

હે દેવ! આ સ્વભાવ ઘડતી વખતે મારાં અંગો, વાણી, પ્રાણ, આંખ, કાન તેમ જ બધી ઇંદ્રિયો તેજસ્વી થાઓ. આગળ ચાલતાં એજ મંત્રમાં કહ્યું છે, 'અમે બ્રહ્મને ન ભૂલીએ અને બ્રહ્મ અમને ન ભૂલે. એટલે કે અમારી આંખ એવી તેજસ્વી થાય કે એ દ્વારા અમે સર્વત્ર ઈશ્વરનું દર્શન કરી શકીએ. અમારી બુદ્ધિ એવી તેજસ્વી થાય કે જે વડે બ્રહ્મને ગ્રહણ કરી શકીએ. અને જો બધાં અંગોથી આપણે ઈશ્વરને ન ભૂલીએ તો ઈશ્વર કાંઈ થોડો જ આપણને ભૂલી જાય છે!

આ બધાનો સાર કહેતા ઋષિ કહે છે.

તપ, દમ અને કર્મને આપણા જીવનમાં પ્રતિષ્ઠા મળે એ માટેનો આપણો પુરુષાર્થ છે. જે માણસ પોતાની ઇંદ્રિયોને તપાવતો નથી તે નાની લાલચો સામે ગબડી જાય છે. તપાવીને ઇંદ્રિયો તેજસ્વી કરવી એ તપ, ઇંદ્રિયો લાલચોને આધીન ન થાય તે દમ અને ફરજ સમજીને કર્તવ્ય કરે તે કર્મ. આમ પહેલાના સમયમાં લોકો બાર વર્ષ, ચોવીસ વર્ષ, છત્રીસ વર્ષ, કે અડતાળીસ વર્ષ અંતેવાસ સેવતા. એમાંથી આચાર ઘડાતો અને એનું મોં ફરી જતું.

આજે આપણે ત્યાં એ પ્રથા તૂટી ગઈ છે એ પ્રથા જો ચાલુ હોત તો આપણને આટલી બધી સંસ્થાઓની જરૂર ન પડત, કારણ કે આપણે ત્યાં તો એક એક વ્યકિત સંસ્થા જેવી હતી, તે હમેશાં સમાજ સામે જોઇને જીવતી-હેતુપૂર્વક જીવતી

આજે દેશમાં દાણા નથી કાપડની અછત છે બીજી અનેક વસ્તુઓ નથી છે, તો તેને વહેંચી આપનાર નથી જેને વહેંચવાનુ કામ સોંપવામાં આવ્યુ છે તે જ હોઇયા કરી જાય છે પછી સરકાર શુ કરે ? સરકારી તંત્રની જેમ ઈશ્વરી તંત્રનુ પણ આપણે તેવુ જ કરી દીધુ છે આપણે જેટલા અવ્યવસ્થિત, અનિયમિત અસંયમી થયા છીએ એટલુ તે ખોરવાયુ અને એટલે અંશે આપણે ઈશ્વરથી દૂર થયા છીએ

આજે તો આપણને એવુ જીવી જાણનારની ખૂબ જરૂર છે. પણ થયુ છે ઉલટું બધા જ પોતપોતા તરફ જોઇને જીવે છે કોઈ બીજાનુ ધ્યાન આપતુ જ નથી ગાંધીજીના આશ્રમી જીવન પાછળ એવી કલ્પના હતી કે માણસો એવા ઘડાય કે સમાજ સામે જોઇ અને ઈશ્વરના તંત્રમાં ગોઠવાઇને જીવે આ બધાનો આપણને જરૂર ખ્યાલ છે એનાં ભાષણો અપાયાં છે, પુસ્તકો લખાય છે પણ આપણને ટેવ નથી એટલે વિચાર આચારમાં પરિણમતા નથી

આ જગતમાં જેટલા ભૂલો કરે છે, એટલા દુષ્ટ જ છે એમ પણ નથી આપણે એક સાદો દાખલો લઇએ. આપણે ત્યાં પાણીની તંગી છે માણસ પાણી લેશે ફટ દઇને ચકલી ખોલી નાખશે પછી બંધ થઇ તો થઇ, નહિ તો નહિ તો શુ એને આપણે ત્યાં પાણીની તંગી છે એની ખબર નથી ? તો શુ એ માણસ દુષ્ટ છે ? ખબર છે, ને દુષ્ટેય નથી તેને કરકસરની ટેવ નથી કેમ જીવવુ-ઓછામાં ઓછા વ્યય સાથે કેમ જીવવુ તેની ગેવડ નથી અને એને અભાવે સમાજ તૂટતો જ જાય છે.

આજે આપણા વિદ્યાર્થીઓ કૉલેજમાં જાય છે. તેઓ ત્યાં કોનો અંતેવાપ કરશે ! ત્યાં સમાજના ચોકઠામાં કેમ ગોઠાવાવુ એ શિખવાડનાર છે જ નહિ તો એ શું શીખશે ?

સમાજમાં કેટલાક ધંધાઓ જ એવા હોય છે કે જેમાં ઇચ્છા હોય તોય સેવા ન થાય દા. ત. સટ્ટો કારણ કે એમાંથી કઈ જ પેદા થતુ નથી જ્યારે કેટલાક ધંધાઓ જ એવા હોય છે કે તે કરનાર ઇચ્છે કે ન ઇચ્છે તો પણ સેવા જ થતી હોય છે એક ઢોર ચારનાર આખો દિવસ ઢોર ચારે, ઢોર લાંબુ કેમ જીવે, વધુ દૂધ કેમ આપે તેનો વિચાર કરે એમ થી દૂધ તો મળે, પણ સાથેસાથે સમાજનુ પણ હિત સધાય. આવો એક આખો વર્ગ છે પણ એ વર્ગને આજે પોતે સમાજને ઉપયોગી છે એવુ ભાન નથી એટલે એને પણ એના ધંધામાં રસ નથી પોતાના નાના સરખા કામથી સમાજ ટકી રહ્યો છે એના કામની સમાજને જરૂર છે એવુ ભાન કરાવવાનું છે. આ કરાવી દઇએ એ જ મોટી સેવા છે

પણ આવું ભાન કરાવે કોણ ? જે પોતે સમાજમાં ગોઠવાઇ ગયો હોય તે એક વાર ગોઠવાઇ ગયા પછી એ માટે એને ઝાઝુ બોલવું નહિ પડે સવારમાં સૂર્ય ઊગતાં પહેલાં કોઇ ઉઠે તો એના પાડોશીથી સૂઇ રહેવાતું નથી એ તો એનું પોતાનું કામ કરે છે, પણ તેના કામથી જ બીજાના દિલમાં જાગવાની વૃત્તિ થાય છે. બીજાને ઢંઢોળીને ઉઠાડવાની પણ જરૂર નથી. એવા માણસનું આખી દુનિયા અનુકરણ કરે તોય નુકસાન ન થાય. આવુ ભાન આવે એટલે એના બધા વ્યવહાર જીવતા બની જાય                    —રવિશંકર મહારાજ

* "વિશ્વવાત્સલ્ય" ના એક અંકમાંથી.

અમેરિકાનુ એક વિશિષ્ટ શહેર

# ભાગ્યશાળી મેડીસન

એક સમૃદ્ધ રાજ્યના પાટનગર અને એક મુખ્ય વિદ્યાપીઠના ગૃહ તરીકે મેડીસન અનેક રીતે ભાગ્યશાળી છે છતાં પણ, મેડીસન અને અમેરિકાના બીજા રમણીય શહેરો-પાસાદેના, કાપીક, એન આખર, મીથ સેડેર રૈપીડસ માત્ર ખુશનશીબ શહેરો છે, એમ કહેવુ ચાચું નથી સામાન્ય રીતે આ શહેરો જે હમણાં હમણાં જ ખીલવા માંડયાં હતાં તે કેવળ નસીબના પ્રભાવે જ અને એને માટે કશો જ પ્રયત્ન કરવામાં આવ્યો ન હતો એમ કહેવુ ભુલભરેલુ છે. સમાજશાસ્ત્રના અભ્યાસીઓ તો તુરત જ કહેશે કે સારા શહેરો જે ખીલ્યા છે તેમાં તેની વસ્તીની દીર્ઘદૃષ્ટિ અને બુદ્ધિપ્રભાનો મહત્ત્વનો ફાળો છે જરાક વિચારીએ કે મેડીસન આવુ રળિયામણુ શહેર કેમ બન્યુ અને બીજા શહેરો પણ એવાં કેવી રીતે બની શકે ?

આમ કરવામા આપણે મેડીસનનાં ઉપવનો, વૃક્ષો, નાની કૉલેજો, લત્તાઓ મિલનગૃહો, સંસ્કારગૃહો અને કુદરતી આકર્ષણો વગેરેનો પણ વિચાર કરીશુ



બાગબગીચા-કેટલાક બાગ શહેરે ખીલવ્યા છે, જ્યારે બાકીના ખાનગી વ્યક્તિઓની ભેટરૂપે છે. દીર્ઘદૃષ્ટિ અને સુયોજને એક જ સ્થળે જંગી બાગ ઊભો કરવાને બદલે શહેરભરમાં બગીચાઓ ખીલવ્યા છે મેડીસન દર વરસે આની પાછળ ૧૬૬૦૦૦ ડૉલર ફુલ્ને અથવા એક નાગરિક સ્વાપ અને નગરસૌદર્ય મેળવે છે. અમેરિકાના ઘણાં શહેરોમા આ પ્રમાણે પડતર જમીન રાખી મૂકવામા આવે છે અને તેના પર બાગબગીચાઓ અને ઉપવનો ખીલવાય છે.



વૃક્ષો-પહેલાં મેડીસનમાં વૃક્ષોની હારમાળાઓ દેખાતી નહોતી, પરતુ હવે એ વૃક્ષાવલિઓ નજર રોકી રાખે છે કારણ કે ઈ સ ૧૮૭૨મા અહીં ના નાગરિકોએ વૃક્ષારોપણનો આરભ કર્યો હતો પડોશ કે આખા શહેરને સુધારવાનો સૌથી આકર્ષક અને સરળ રસ્તો હોય તો તે વૃક્ષઉછેરનો છે



જુનિયર કૉલેજો-એકેએક શહેર કાંઈ વિદ્યાપીઠ ધરાવી શકે નહિ પરંતુ પ્રેસિડેન્ટ જેમ્સ બી કોનાન્ટ કહી ગયા તેમ લગભગ એકેએક મોટુ કહી શકાય એવુ શહેર જુનિયર કૉલેજ જરૂર ધરાવી શકે, અને આ કૉલેજ સસ્કારપ્રવૃત્તિઓ-વ્યાખ્યાન, નાટક, સગીત કલા વગેરેનુ કેન્દ્ર બની શકે અમેરિકન એસોસીએશન ઑફ જુનિયર કૉલેજે તો એવી ભલામણ કરી છે કે જે શહેરમાં ૨૦૦ થી ૩૦૦ વિદ્યાર્થીઓ મળી શકતા હોય ત્યાં ત્યાં આવી જુનિયર કૉલેજો ઊભી કરાવી જોઈએ. અને રાજ્યના કાયદાને આધારે તેને માન્ય કરાવી લેવી જોઈએ



લત્તાઓ-ઠેઠ ૧૯૨૩ થી મેડીસનની વ્યવસ્થિત અને કાળજીભરી વહેંચણીથી શહેરના ભરચક વિસ્તારો ઘોંઘાટથી બચી જવા પામ્યા છે તેમ જ વેપાર કેન્દ્રોની ખીલવણીમાં પણ કશી

હરકત નડી નથી શહેરના લત્તાઓની વહેંચણી માટેનુ કમિશન સુધરાઇના અંદાજપત્રમાં નહિ જેવો જ વધારો કરે છે, જ્યારે અ તર્મા લાખો ડૉલર બચાવે છે સુયોજન વિનાનુ કોઈ પણ શહેર ન્યુયોર્કના રીવનદાને જેવુ લાગે છે કારણ કે એની ભરચક વસ્તીમાં જ ખાતરનુ કારખાનુ છે અને ત્યાં લત્તાઓની વહેંચણી કરવામાં આવી નથી

O

સસ્કૃતિ કેન્દ્ર–મેડીસનમાં જાહેર સભાઓ યુવાનવર્ગ માટે નૃત્યાલયો અને બીજી સાંસ્કારિક પ્રવૃત્તિઓ માટે શહેરના જ ધનથી પોષાતુ એક સસ્કૃતિકેન્દ્ર છે ઉપરાંત, એક સંસ્કાર સઘ છે. તેને ઉદ્યોગપતિઓ અને ખાનગી વ્યક્તિઓ તરફથી દાનો મળે છે આ સઘ ૩૧૫ ક્લબોનુ સંચાલન કરે છે, અને તે બોય સ્કાઉટસ કે ગર્લ સ્કાઉટ, લાકડ કોતરણી અને સાંધિક વ્યાયામ જેવી પ્રવૃત્તિઓને દોરવણી આપે છે આને પરિણામે મેડીસનમાં એક પણ એવો યુવાન નહિ મળે જેને પડોશમાંથી જ મુકાબલો કરનાર હરીફ ન મળી આવે !

ધુમાડો અને ઘોઘાટ–મેડીસન ધુમાડો ધુળ અને ઘોઘાટથી તદ્દન મુક્ત છે, કારણ કે એણે હળવા અને કારીગરીવાળા ઉદ્યોગોને ઉત્તેજન આપ્યુ છે. જે શહેરોમાં ધૂળ અને ઘોઘાટથી ટેવાઇ ગયાં છે તેમાં સામાન્ય જનતાના અભિપ્રાયની પીઠબળવાળી એક શહેર સમિતિ ગુનેગારને આ દુષ્ટ તત્ત્વો દૂર કરવા તરકીબ શોધી કાઢવા દબાણ કરી શકે છે ધુમાડિયા પીટ્સબર્ગે સૌ પહેલાં આ દિશામાં પ્રયત્ન કર્યો હતો ઉપરાંત, શહેરીઓ, ચેમ્બર ઓફ કૉમર્સ દ્વારા કે શહેરના વહિવટદારો દ્વારા કારખાનાઓને શહેરના છેડાના વિસ્તારોમાં રાખવા કે જ્યાં ધૂળ, ધુમાડો અને ઘોઘાટ એટલાં બધાં ભયજનક અને ત્રાસદાયક ન નીવડી શકે ત્યાં રાખવા પ્રયત્ન કરે છે.

O

કુદરતી આકર્ષણો–મેડીસન શહેરે પોતાનાં ઘણાં સરોવર સુંદર બનાવ્યાં છે અને તેને આકર્ષક રાખવામાં શહેરીઓનો સહકાર મેળવ્યો છે લગભગ દરેક અમેરિકન શહેરમાં કાંઈ ને કાંઈ કુદરતી સ્થળો તો હોય છે જ નદી, સરોવર, પર્વત, ગુફા, જંગલ કે મેદાન ગમે તે છેવટે સુધરાઇ સચાલિત સ્વીમીંગ પૂલ બાધવા કે ચલાવવામાં પણ એટલો બધો ખરચ આવી જતો નથી

O

રેડિયો–મેડીસનનું રેડીઓ સ્ટેશન સરકારી માલિકીનુ છે પરતુ એક સારુ સગીત પીરસવુ, સારાં થિયેટરો રજૂ કરવા અને શિક્ષણને લગતા કાર્યક્રમો આપવા રેડીઓ સ્ટેશન ચલાવવુ બહુ ખર્ચાળ નથી, કારણ કે બદલામાં એ સ્થાનિક વેપારી સ્ટેશનો પર બહુ સારી લાગવગ ધરાવી શકે છે

આવા મેડીસનનાં આકર્ષણો ખરેખર આકર્ષક છે પરંતુ જે બીજા શહેરોએ સુધારી છે તેવી ઘણી ખામીઓ હજી પણ એમાં જોવા મળે છે. એ યુટોપીયા બન્યુ નથી

મેડીસનની એકધારી પ્રગતિમાં ત્યાંની મહિલાઓનો પણ મોટો હિસ્સો છે મેડીસન ઓગતદાર જેવી લીગ દેશની એક સર્વપ્રથમ સસ્થાએ નાગરિક પ્રશ્નોનો અભ્યાસ કરવામાં, સર્વ માહિતી મેળવવામાં અને તેને જનતા સમક્ષ મજબૂત બધામણોસહ મૂકવામા એણે કીર્તિ મેળવી છે. દાખલા તરીકે પહેલાં મેડીસનમા સુધરાઇની સરકારનિયુક્ત મેયર હતા, પણ લીગે જોયું કે જો એ સ્થાને ચતુર મેનેજરની પદ્ધતિ હોય તો વધુ સારો વહીવટ રાખી શકે. લીગે પ્રચાર ઉપાડયો ચળવળ ઉઠાવી અને આખરે જીત પણ મેળવી *

* "ગુજરાતમિત્ર-ગુજરાત દર્પણ" માંથી.

# સંસ્થાઓ કેમ ચલાવવી ?

દેશના સર્વાંગ વિકાસ માટે વ્યવસ્થિત પ્રવૃત્તિ ચલાવવા અને જુદાં જુદાં સેવાકાર્યોના સંચાલન માટે શહેરો અને દેશના હજારો ગામડાંમાં સામાજિક, રાજકીય, ઔદ્યોગિક અને કેળવણીવિષયક સંસ્થાઓ સ્થાપવાની અને વ્યવસ્થિત રીતે ચલાવવાની અતિ આવશ્યકતા હોઈ ચૌદ વર્ષની ઉંમરથી સંભાળેલા વરણામાં મિત્રમંડળ પુસ્તકાલય અને તે પછી ત્રણ વર્ષે સ્થાપેલા વરણામાં સેવા સમાજ અને એ પછી પુસ્તકાલય પ્રવૃત્તિ ૧૯ ... પ્રાંત અને રાજકીય મંડળો, પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, આરોગ્ય મંડળ, વ્યાયામ શાળા, અંગ્રેજી શાળા, છાત્રાલય, વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ, શિક્ષક મંડળ અને કેળવણીને લગતી બીજી સંસ્થાઓ તેમ જ વડોદરા રાજ્ય પ્રજામંડળ અને તેની તાલુકા પ્રાંત વગેરે શાખાઓ તથા પ્રાંત પંચાયત અને ધારાસભા આમ જુદી જુદી સંસ્થાઓની પ્રવૃત્તિના ત્રીસ ત્રીસ વર્ષના અલ્પ સેવાકાર્યનો જે કંઈ અનુભવ મળ્યો અને તેને અંગે જે જાણવા અને વિચારવા મળ્યું છે, તેમજ જુદા જુદા સેવાભાવી કાર્યકરો અને નેતાઓના પરિચયમાંથી જે જે શીખવાનું મળ્યું છે એ જુદી જુદી સંસ્થાઓ ચલાવતા અને ચલાવવા માગતા કાર્યકરો માટે પણ કંઈક ઉપયોગી માર્ગદર્શક થશે એ હેતુથી રજૂ કરું છું

## ચુંટણી અંગે વેરઝેર

સંસ્થાઓ દ્વારા થતા સેવાકાર્યમાં ઘણી વખત ઓધ્ધેદારોની ચૂંટણીઓ મોટી રસાકસીનું રૂપ પકડે છે અને એ વેરઝેરનાં બીજ રોપી સંસ્થાને અને તેના સેવાકાર્યને જ હાનિ પહોંચાડે છે. એટલે જે તે ગામની સ્થાનિક ચૂંટણીઓ માટે કેવા પ્રકારના માણસ ચૂંટવા જોઈએ તેનો પ્રચાર કરવો, પરંતુ અમુક માણસને જ ચૂંટો એવો પ્રચાર કરવો નહિ તેમજ મત ખુલ્લા નહિ પણ લખનારની સહી સિવાયના—મત આપવાના હોય તેમનું જ નામ લખવાની કાપલીમાં (બેલેટથી) મત લેવા મિત્રોની સાથે પણ કોને મત આપવો છે તેની વાતચીત કે સંતલસ કરવી નહિ ગુણદોષના અનુભવ પર તદ્દન સ્વતંત્ર મતે જ ચૂંટણી થવા દેવી એનાથી વૈમનસ્ય થવાનો સંભવ રહેશે નહિ અને સેવાભાવી માણસો ચુંટાશે

ઉમેદવારીઓ લેવાને બદલે બીજા સભ્યો જે નામો રજૂ કરે અને જેનો ચુંટનારે ઇન્કાર કર્યો ન હોય તેવા નામો પરથી ચૂંટણી થાય એ ખાસ ઇચ્છવા યોગ્ય છે

વિસ્તૃત પ્રદેશની ચૂંટણી થાય ત્યારે ઉમેદવારોના નામ જોગ પ્રચાર થાય તેમાં વાંધો નહિ પરંતુ મત તો મતપત્રિકાથી જ લેવાવા જોઈએ, જે સંસ્થાને માટે પોતાનો પ્રેમ હોય નહિ તેમાં વખત આપી સેવા કરવાની ભાવના હોય નહિ અને માત્ર નામને ખાતર જ ઉમેદવારી થતી હોય તો એ સંસ્થાને અને તેની પ્રવૃત્તિને રૂંધવા સમાન જ થઈ પડે ત્યાં પોતે ઉમેદવારી કરવાને બદલે યોગ્ય માણસને ટેકો આપવાનું કાર્ય કરવામાં જ ખરી સેવા છે.

સંસ્થાની જુદી જુદી સમિતિઓમાં પણ જેને જે બાબતનો રસ હોય તેને તે બાબત માટે મૂકવા જોઈએ અને તેમણે તે ફરજ યથાર્થ રીતે બજાવવી જોઈએ

### સંસ્થાનો વહીવટ

સંસ્થાના કામકાજના કાગળો, પત્રકો અને હિસાબી ચોપડા જેટલા વ્યવસ્થિત, નિયમિત અને પદ્ધતિસરના હોય તેટલી એ સંસ્થાની પ્રગતિ થાય છે આ કાર્ય માથાકૂટવાળું હોઇ સારા સારા કાર્યકરો પણ ઘણી વખત વિનાકારણ વગોવાય છે અને રજનું ગજ થઇ તેની ચર્ચાઓ ચાલે છે

બધી દૃષ્ટિએ વિચારતાં હિસાબી-દફતરી કામ વ્યવસ્થિત રીતે કરનારની સેવા સંસ્થાના હિત અને પ્રગતિ માટે વધુ કિંમતી છે.

### કાર્યકરોને

સંસ્થાના કાર્યકરોએ અંગત સ્વાર્થ અને પક્ષાપક્ષીથી સાવ વેગળા રહેવું જોઇએ. વિરોધીઓની ટીકાથી ઉશ્કેરાવું નહિ પરંતુ તેના યોગ્ય ખુલાસા કરવા અને સામાની સાચી ઉપયોગી દલીલોનો સ્વીકાર પણ કરી લેવો, જેનાથી વિરોધાભાસ વધી શકશે નહિ કે ઓછો થશે દરેક ચર્ચા વખતે પોતાનો પ્રમાણિક મત નિર્ભય રીતે રજુ કરવો અને કરવા દેવો, પરંતુ બીજા પર શરમ કે દાબ બેસાડી પોતાની માન્યતા લાદવી નહિ કેવળ બહુમતીને જ માન આપવું

ફંડ ફાળો મેળવવામાં અમુક માણસ પાસે અંગત વિરુદ્ધતાને કારણે નહિ જવું કે અમુક જણ તો નહિ જ આપે આવી બાબતમાં ધાર્યા કરતાં જુદાં જ ઘણાં સારાં પરિણામો આવ્યાના કાયમી મદદગાર મળ્યાના અનુભવ થયા છે

### આર્થિક કાળજી

સંસ્થાનાં સેવાકાર્યોમાં પૈસા ખર્ચવાની જરૂર હોય ત્યાં તો ખર્ચવા જ પડે પરંતુ બીનજરૂરી કંઇ ખર્ચ થવો જોઇએ નહિ. જાતમહેનતને વધુ મહત્ત્વ આપવું એક પાઇની પણ કિંમત ગણવી જે સંસ્થામાં આજે કાળજીથી પાઇના હિસાબ ગણાતા હશે તેના હાથમાં જ આવતી કાલે હજારો અને લાખોના હિસાબ આવશે

સંસ્થાનું કોઇ પણ કાર્ય નાનું-નજીવું ગણાવું નહિ જોઇએ અને તે બીનકાળજીએ-બેદરકાર દૃષ્ટિએ પણ થવું નહિ જોઇએ કામની શરૂઆતથી અંત સુધીની વ્યવસ્થિત યોજના પહેલેથી વિચારીને નક્કી કરી નાખવી જોઇએ હોદ્દેદારોને યોગ્ય અધિકારો આપવા જોઇએ અને તેમણે સભ્યોની અભિરુચિ તપાસતા રહી તેનો ઉપયોગ કરવો જોઇએ આપખુદ સત્તાથી સાવ વેગળા રહેવું પોતાની સમિતિ સાથે વિચારી નક્કી કરી આગળ પગલું ભરવાની ટેવથી સાથીદારો વધારી શકાશે અને તેમનો વિશ્વાસ, ભાવના અને મદદ મેળવવાથી કામ સહેલાં થશે સંસ્થાના કાર્યનું નિવેદન અને હિસાબ સભ્યો પાસે વખતોવખત રજુ થવાં જોઇએ તેમજ જાહેર જનતાની જાણમાં પણ લાવવાં જોઇએ

ઘણી જગ્યાએ ગામઆગેવાનોથી ચાલતો ગામના ઉત્પન્ન ખર્ચનો બીનજાહેર વહીવટ અને આપખુદ રીતે કામ કરવાની કે કાવતા માણસોને જ પૂછવાની સમજણીઆ અને જૂનવાણી પદ્ધતિથી વિખવાદ વધી એ વહીવટ કરનાર પાસે અને તેમનું જોઇ બીજા પાસે પણ ગામની કે સંસ્થાઓની સિલકો દબાવાની અને પછી એક યા બીજા બહાના કાઢી માત્ર લડવાના પ્રસંગો બને છે અને સાર્વજનિક પ્રગતિ રૂંધાય છે

( અનુસંધાન પૃષ્ઠ ૨૧૦ પર )

# ફુરસદ અને સંસ્કૃતિ

'કેટલાક એવું માને છે કે સંસ્કૃતિનો વિકાસ ફુરસદમાંથી થયો છે. ફુરસદ હોય તો લોકો નાચતાં શીખે, ગાતાં શીખે અને લખવાનું પણ જો ફુરસદ હોય તો થય. ફુરસદ હોય તો કલાનિર્માણ થાય. દુનિયામાં જે કાંઈ ભવ્ય સર્જન થયું છે, કલા અને તત્ત્વજ્ઞાનનું ખેડાણ થયું છે, તે ફુરસદ કાઢી શકનાર લોકોએ જ કર્યું છે.

આ એક વાત છે. બીજી વાત એ પણ છે કે નવરો બેઠો નખ્ખોદ વાળે. આ બંને વસ્તુ પરસ્પરવિરોધી છે છતાં તદ્દન સાચી છે.

એક વસ્તુ વિચારવા જેવી છે કે જો માણસને પોતાના પેટને માટે જ અઢાર કલાક મથવાનું હોય, તો તે પેટના પ્રશ્નમાંથી ઊંચો જ ન આવી શકે. જગતના મોટા ભાગની વસ્તીના ભાગ્યમાં આ જ લખાએલું છે. પેટનો ખાડો પૂરવાને જ એમને કાળી મજૂરી કરવી પડે છે.' એટલે જ યંત્રના સમર્થકો કહે છે 'માણસ કામના બોજા નીચે કચડાઇ રહ્યો છે. એમાંથી એને ફુરસદ આપવાને માટે યંત્રો છે. જો આપણે માણસને ફુરસદ આપી શકીશું તો તે પોતાનો સાંસ્કૃતિક વિકાસ સાધી શકશે.'

પણ અનુભવ એથી ઉલટો જ છે. યંત્રથી માણસને શું ફુરસદ મળી છે ખરી? શું તે પહેલા કરતાં વધુ શાંતિ, ચિત્તની પ્રસન્નતા અને આનંદ અનુભવી શક્યો છે ખરો! ના. કારણ કે જેમ જેમ યંત્ર આપણી મદદે આવતું ગયું, તેમ તેમ નવી જરૂરિયાતો ઊભી થતી જ ગઇ. આમ યંત્ર રાતદિવસ કામ કરતા થાકયાં, છતાં જગતમાં અછતને અછત જ રહી. એકાદ બે સૈકા પહેલાં કોઇ બાદશાહ જે સગવડ ભોગવતો હશે તેવી આજે એક સામાન્ય માણસને મળી છે, છતાં એને ફુરસદ નથી, આરામ નથી, દિલને ચેન નથી. મુંબઇમાં સૌથી વધુ યંત્રો હશે છતાં ત્યાંના માણસનું જીવન જુઓ. મોટાભાગના નોકરોના ભાગ્યમાં સવારથી સાંજ સુધી ગાડી લેવાની દોડ જ લખાએલી છે. એમને જરાયે ફુરસદ નથી. અને જેમને ફુરસદ મળે છે તેઓ પણ એ ફુરસદના સમયમાં શું કરે છે?

યંત્રથી માણસને થોડી મહેનતથી જરૂર વધુ ઉત્પન્ન મળ્યું છે. પણ એ શ્રમથી તે પોતે જ જ્યાં નથી ઘડાતો, ત્યાં સંસ્કૃતિની વાત જ કયાં રહી? કારણ એ છે કે યંત્રથી ફુરસદ તો મળે છે, પણ તેને માટે તેને તપશ્ચર્યા કરવી પડતી નથી, સંકલ્પ કરવો પડતો નથી. એટલે સમય તો બચે છે. પણ તે સમય બચાવવાની વખતે જે સાધના કરવી જોઇએ તે થતી નથી, એટલે કામ પૂરૂં થતા જ તે વેડફાવા લાગે છે અને ઉત્પન્ન થએલી સંપત્તિનો ઉપભોગ માણસને વિલાસ તરફ ખેંચી જાય છે.

ફુરસદ મેળવવાનો એક ઉપાય છે યંત્ર, અને બીજો છે પોતાની જાતના કરતા આદર્શને માટે જીવતાં થવું. તે જ્યારે માણસ આદર્શ તરફ મો રાખીને જીવવા લાગે છે ત્યારે આપોઆપ બહારની અનાવશ્યક વસ્તુઓ ખરી પડે છે. પછી બજારૂ જોડી ખૂટની તેને જરૂર રહેતી નથી.

ખાવામાં પણ સાદુ અને સાત્વિક ભોજન હોય તો ચાલે છે પહેરવામાંથી પણ ટાપટીપ ચાલી જાય છે આમ જે અનેક વસ્તુઓ પ્રાપ્ત કરવાને પહેલાં તેને સમય આપવો પડતો હતો તે પછી તેને માટે જરૂર વગરની થઈ પડે છે આમ તેની જરુરિયાતો ઘટી જાય છે. તે પોતે પણ સમાજને માટે હલકો બની જાય છે અને ઉપયોગમાં લેવાની એકેએક વસ્તુ પાછળ તેની દૃષ્ટિ હોવાથી તેને પુરસદની કિંમત રહે છે કારણ કે પુરસદને માટે તેની સાધના હોય છે આવી નિવૃત્તિ જ સંસ્કૃતિ સર્જી શકે છે.

આજે તો આપણે જીવનના ભાગના પાડી નાખ્યા છે આ કામ અને આ વેઠ આ પેટને માટે અને આ સંસ્કૃતિને માટે ખરેખર જીવનના એવા ભેદ હોય જ નહિ જેને જીવનની દૃષ્ટિ પ્રાપ્ત થઈ ગઈ હોય છે તેને તો હમેશાંય પુરસદ જ હોય છે કારણ કે કામનો તેને મન બોજો નથી હોતો

પ્રસન્નતાપૂર્વક બધો સમય તે પોતાના હાથપગ અને મન હલાવ્યે જ રાખે છે - તે કહેશે આ જરા નવરો હતો તો કાંતુ છુ, નવરો છુ તો સફાઈ કરૂ છું, નવરો હતો તો લખુ છુ. તે ચોવીસે કલાક કામ કરતો હોવા છતા મનથી તે નવરો જ હશે આમ કામ કરતાં કરતા સાચી સંસ્કૃતિ ચણાય છે એને માટે જુદો પુરસદનો સમય જોઇએ જ એવુ નથી

જેને લોકો પુરસદ કહે છે, તે સમયે પણ તેઓ કાંઈ ને કાંઇ કામ કરતા જ હોય છે જો ઉત્પન્ન નહિ ક　　　ય તો ઉત્પન્ન થયેલાની વ્યવસ્થા કરતા હશે કામના સમયે જો ચોક્કસ દૃષ્ટિ નહિ રાખી હોય તો વેડફાઈ જશે. જ્યારે દૃષ્ટિવાળો માણસ વ્યવસ્થામા પણ સર્જન કરતો હશે આવી પુરસદ જ માણસને અને સંસ્કૃતિને ઊંચે લઈ જઈ શકે ×

—નવલભાઇ

---

( અનુસંધાન પૃષ્ઠ ૨૦૮ નુ )

સંસ્થાના જવાબદાર માણસે પોતાની પાસે માત્ર ચાલુ ખર્ચની ઓછામાં ઓછી રકમ રાખી વધારાની સિલક પોતાની પાસે નહિ રાખતા તેમજ ખાનગી ઇસમોને ત્યાં વધુ, વ્યાજની લાલચે પણ જમા નહિ મૂકતા સારી સહકારી મંડળી કે સહકારી બેંકમા જ જમા મૂકવા જોઇએ

**પ્રેમભાવની જરૂર**

સંસ્થાના સહકાર્ય તરફ પ્રેમભાવ અને પ્રોત્સાહન ભર્યું વર્તન, સંસ્થા પ્રત્યે એકનિષ્ઠા, ઉપલક કે સાધારણ નહિ પણ ખંત અને ઉત્સાહથી દિલપૂર્વક કામ કરવાની વૃત્તિ, નિસ્વાર્થતા અને પ્રામાણિકતા, હિસાબની ચોખવટ અને વ્યવસ્થિત વહીવટ હશે, કોઇની અવગણના નહિ પણ સૌનો સાથ મેળવી સફળતા મેળવવાની વૃત્તિ હશે, સહનશીલતા અને ધીરજનો ગુણ હશે, મળતાવડા સ્વભાવ સાથે મોટાઓ પ્રત્યે માન, અને નાના પ્રત્યે ભાવના હશે, એક બીજાની મુશ્કેલીઓ જોઇ મદદગાર થવાની વૃત્તિ હશે તો સફળતા જરૂર મળશે

મુશ્કેલીભર્યાં સેવાકાર્યોમાં પણ સફળતા મેળવવા માટે કાર્યકરોએ " મનુષ્યયત્ન તો ઇશ્વરકૃપા " અને ' હિંમતે મર્દા તો મદદે ખુદા " એ સૂત્રો હમેશાં યાદ રાખવાં, જયહિંદ*

**—શ્રી. ચિમનભાઇ હ અમીન**

---

* " વર્તમાન " ના એક અંકમાથી × ' વિશ્વવાત્સલ્ય " માથી

# બાળકોનાં માબાપોને

ઘણી વાર એવું બને છે, કે શિક્ષણમાં કંઈક દોષ હોય તો બધો દોષ એકલા શિક્ષકને માથે લાદવામાં આવે છે બાળક માંદુ હોય કે અસ્વચ્છ હોય તેમાં પણ શિક્ષકનો દોષ દેખાય છે, બાળક ઠીંગો થાય તો કહે કે શિક્ષક જોતો નથી આમાં શિક્ષકોનો કયો દોષ? તેણે જોવું જોઈએ કે તે દેખતો ન હોય તો પહેલા બેસાડો આજે તો જે કાંઈ ગોળ ઘોળ તરિયો તાવ એમ બધો તાવ શિક્ષકને જ આવે ન આવે માબાપોને, ન આવે સરકારને અને આવે માત્ર શિક્ષક ઉપરજ કેળવણીમા માબાપનું મોટુ સ્થાન છે, શિક્ષક તો તે પછી આવે.

સિપાઈ પહેલો, દીકરો પછી !

વિલાયતમાં આ બધુ ક્યાથી આવ્યું કે બાળક એ દેશનું જ સંતાન છે, માબાપને તેના પર કશો અધિકાર નથી, એવી માન્યતા બંધાઈ છે એ રાજ્યનો સિપાઈ પહેલો અને માનો દિકરો પછી, બહેનનો ભાઈ પછી, ધણીઆણીનો ધણી પછી, જે તે સ્ટેટનો સિપાહીજ હોય તો સ્ટેટ જ તેને સંભાળશે સ્તો

થોડા દિવસ પર હું મુસા ફાર્મ જોવા ગયો હતો ત્યાં ગોશાળા બહુ સારી મને પણ ગમી દૂધ પણ આપે, પણ વાછરડાં સારાં નહિ, મડદાલ રેટા જોયાં તેણે કહ્યું કે ગાયો તે milk cattle છે, વાછરડા માટે ઉછેરેલી નથી તેને અમુક રીતે જ ઉછેરાય, રખાય ઈ જેમ-કાચના ખાનામાં મોટું ટમાટું ઉગાડી શકાય પણ તે એકાદ જ હોય, તેના ઢગલા ન થાય એમ આ ગાયો દૂધની દ્દષ્ટિથી તો બરાબર હતી, પણ હું જે ગાયો રાખવા માગુ છુ તે તો દરેક ખેડુત રાખી શકે તેવી છે. દૂધ પણ આપે અને બળદ પણ આપે. એમ આ બધા પશ્ચિમના દેશોની અંદર બાળકોની કેળવણીમાં જેમ બને એમ માબાપને બાકાત ( eliminate ) કરવામાં આવ્યુ છે એટલે માબાપો જેમ બને તેમ ઓછા અને ઓછા વખતને માટે એવી યોજના કરી છે. જેમ અગાઉ સ્પાર્ટામાં બાળકોને મજબૂત બનાવવા ખુલ્લા મૂકતા અને સારા સિપાઈ થાય એ માટે કેળવણી આપતા આજે તો પશ્ચિમમા પણ એ વાત ફેલાતી જાય છે માબાપને રસ લેતા કરો.

પહેલી કેળવણી

દક્ષિણામૂર્તિમાં મારી પાસે બાળકો શીખવા આવતા ત્યારે હું કહેતો કે તેની માને બાળક ઉપર પ્રેમ હશે તેટલો બધા શિક્ષકો ભેગા કરીએ તો પણ માનુ છુ કે માના સ્નેહ કરતાં કોઈ પણ શિક્ષકનો પ્રેમ વધી શકે જ નહીં, પછી, ભલે માનો પ્રેમ ટુંકો હોય પણ બાળક ઉપર તો પુરોજ હોય. માતાઓને કહેવા માગુ છુ કે બાળકોના કલ્યાણમાં તમારો પણ હિસ્સો છે હું પોતે માનુ છુ કે સૌથી પહેલી મનુષ્યની કેળવણી માની છાતીએજ થાય છે મા બાળકને ધવરાવતી જાય ત્યારે તેની આંખ જે કેળવણી આપે છે તેની કેળવણી દુનિયાનાં કોઈ પુસ્તક આપી શકતા નથી, એટલી તમારા કોઈ પાઠમાં શક્તિ નથી આ મારી અફર માન્યતા છે, એટલે માવતરોને હું કહેવા માગું છુ કે આ બાળકોના શિક્ષણનો ભાર તમારા ઉપર છે. અમે શિક્ષણનુ શાસ્ત્ર જા-

ણીએ છીએ ડૉક્ટર ઓપરેશન કરી જાણે છે, પણ દર્દીની મા કે બહેન તેના માથા ઉપર હાથ મૂકે છે તેટલી શાંતિ ડૉક્ટર આપી શકતો નથી એ ન ટેકનીક અમે જાણીએ, પણ એની બહારનો ઘણો પ્રદેશ છે તેનો મોટો ભાગ મા–બાપોના હાથમા છે એટલે તમે પણ તમારો ભાગ આપો. તમારો હિસ્સો આપો :

હુ મહેતાજી તરીકે કહેવા માગુ છુ બાળક નિશાળમાં જ ભણે છે એમ નથી. એમ માનો કે નિશાળમા બાળક ગયુ એટલે પતલુ એમ નથી આપણે વાર્તા કહી શકીશુ પણ મા કામ કરતા કરતા વાત કહેશે કે તે વધારે હૃદયગમ થશે એટલે તે હુ માબાપોને કહેવા માગુ છું કે તમો પણ તમારો હિસ્સો આપો અમારી ફરિયાદો તમે કરો છો, પણ તમારો છોકરો શુ ભણે છે, બાડીઓ પીએ છે કે નહિ તે ધ્યાન રાખતા નથી અને પછી તમારો છોકરો બગડે તોપછી તેમાં અમને દોષ દો છો

બીજી વાત તમે બધા શિક્ષકોને કહો કે આ જાતનો છોકરો અમારે જોઈએ છીએ. જેમ ફરનીચરનો ઓર્ડર અપાય છે તેમ તમે અમને ઓર્ડર આપો પછી અમે કહીશુ કે લાકડુ સડી ગયુ છે તેમાંથા ખુરશી નહિ થાય પણ તમે કહો અમારો છોકરો આવો થાય કહો અમારો છોકરો આવોઆવો થાય એ તેમ કરવાની અમે મહેનત કરીશુ પણ પાંચ કલાક અમારી પાસે અને ૧૯ કલાક તમારી પાસે એટલે અરસપરસ મળીને આપણે જવાબદારી વહેચી લઈએ. આજે તમે નિશાળે આવતા નથી જોતા નથી કે છોકરો ભણે છે કે રખડે છે. આમ આપણી બેદરકારી ને જ બાળ વધી ગયાં છે, તમે ધ્યાન રાખો છો કે છોકરો ખોટુ બોલતો થયો છે? આ બાબતમાં તમે માસ્તર સાથે ખાતાં મેળવો આગ કરતાં મે માબાપોને જોયાં નથી એટલે માબાપોની પાસે હું એમ ઇચ્છું છુ કે બાળકોની બાબતમાં શિક્ષકોની સાથે ઠીક ઠીક સંબંધમાં આવવુ, તેને સુધારવાનો પ્રયત્ન કરવો

ત્રીજી વાત–મારા શિક્ષકો મારી પાસે પ્રતિષ્ઠાની ફરીઆદ કરે છે કે સમાજમાં અમારી પ્રતિષ્ઠાનું મને કંઈક તુત જેવુ લાગે છે પણ પ્રતિષ્ઠા સરકારી હુકમથી આવતી નથી મને કહેવામા આવે કે મુંબઇ સરકારે હુકમ કાઢયો છે કે શિક્ષકોને પ્રતિષ્ઠા આપવા મેળાવડામાં બોલાવવા પણ મારા મનથી આ ગતે પ્રતિષ્ઠા વધતી નથી પણ તમે કોઇ શિક્ષક ઘેર આવે ત્યારે માન આપો મામલતદાર કે તેની બાયડી ઘેર આવે તેવું માનવ શિક્ષક કે તેની વહુને આપજો પણ શિક્ષકોને જો સ્થાન ન આપો તો દુણાયેલી દાળની જેમ સ્વાદ આપતાં નથી. આજે શિક્ષકો દુણાયેલા છે તેથી તેનું કામ દીપતુ નથી એટલે જો તમારા મનમાં ખાતરી હોય કે શિક્ષક ઉપર જ તમારા છોકરાના ભાવિનો આધાર છે–તમે અમને પરીક્ષા અપાવવાનાં આડાં જ ગણતા હો તો જુદી વાત છે–અને તમે માનતા હો તો તમે તેને પ્રતિષ્ઠા આપશો

તમને આજે એમ નથી લાગતુ કે છોકરાઓ બધા નાસ્તિક થઇ ગયા છે? થોડી પણ આસ્તિકતા હોય તો નાબુદ થઈ જવાનો ભય છે એટલે શિક્ષક તરફ થોડો પણ આદર નહિ રાખો તો મને ભય છે કે થોડીઘણી જે આસ્તિકતા છે તે નાબુદ થઇ જશે. તે કદાચ નાલાયક હશે પણ તમારા બાળક માટે કંઈ તો કરે છે તમે ઘણા નાલાયક માણસોને માન નથી આપતાં એટલે તમને મારી ત્રીજી વિનંતિ છે કે શિક્ષક તરફ તમારા દિલનો થોડો આદર રાખો તમે

જાણો છો કે આપણા દેશમાં તો વિદ્યાગુરૂ પામે તમારાં માથાં આળોટતા હું જોઉં છું, ભમવાં પહેરવાની જરૂર નથી મારે શિક્ષક તરફ થોડોઘણો આ ર રાખો, તમારે ત્યાં કાંઈક પ્રસગ આવે તો તેને માગી બેસવાની જગા આપો તેને જોડા પાસે બેસવુ ન પડે તે જુઓ આ વાત નાની લાગે છે, પણ આગ મનથી એ મોટી છે

કારણ કે આપણા દેશમા થે ડોઘણો શ્રદ્ધાનો અ શ છે તે જળવાઇ રહે ને મારે શિક્ષકો તરફ થોડોઘણો આદર રાખશો અને એમ કરીને ભવિષ્યની પ્રજામાં તે ટકાવી રાખશો

—નાનાભાઇ ભટ્ટ

# તપસ્વીની તેજધારાઓ

"તારા ગુરુનુ ભજન મારે સાંભળવુ છે" પુરણના ભાઇ સુરણે કહ્યુ પુરણે જઇને કબીરને કહ્યુ "મારો ભાઇ સુરણ આપનુ ભજન સાંભળવા માગ છે, પરતુ એ ચારિત્રહીન છે"

"કંઇ વાંધો નહિ, લઈ આવ"

પુરણ સુરણને લઇ આવ્યો કબીરનો નિયમ 'કહત કબીર સુનો ભાઇ સાધો' એમ કહીને ભજન પૂરુ કરવાનો હતો

આજે એમ બોલે તો એમની વાણી અસત્ય મનાય, કેમકે સુરણ ચારિત્રહીન હતો

જેવા કબીર છેલ્લી લીટી બોલ્યા કે પુરણ બોલી ઉઠયો 'પણ એ સાધુ પુરુષ નથી'

પણ કબીરે સાંભળ્યુ નહિ અને એજ ચરણ બોલી ભજન પૂરુ કર્યું કબીરની વાણી સાંભળતાજ સુરણ વિલાસી મટી સાધુ બની ગયો પ્રણામ કરી બોલ્યો 'જ્યારથી આપે મને સાધુ કહી બોલાવ્યો ત્યારથી જ મારૂં પાપઘર બળીને ખાખ થઇ ગયુ છે, હું નવો અવતાર પામ્યો છુ

કબીરે સુરણને આશીર્વાદ આપ્યા

o

પોતાની ઝૂંપડીના આંગણામાં બેસી અબ્રહામ દરરોજ કોઇ ભૂખ્યા તરસ્યાને ખવરાવીને ખાતા

એક દિવસ એક ડોસો આવ્યો અબ્રહામે તેને જમાડયો ડોસાએ જમતાં જમતાં કે જમી રહ્યા પછી ભગવાનનુ નામ ન લીધુ કે પાડ ન માન્યો, એટલે અબ્રહામે કહ્યુ તુ કેવો માણસ છે? ભગવાનનો ઉપકાર પણ નથી માનતો'

ડોસો અગ્નિપૂજક હતો, એટલે તે બોલ્યો 'ઇશ્વર છે જ નહિ, હુ આજ સો વર્ષથી તેનો ઇન્કાર કરી રહ્યો છુ

અબ્રહામે ગુસ્સે થઇ ડોસાને કાઢી મૂકયો તે જ રાત્રે તેને સ્વપ્ન આવ્યુ સ્વપ્નામાં દેવદૂતે પૂછ્યુ 'આવી ટાઢમા તે પેલા ડોસાને કેમ કાઢી મૂકયો ? નાસ્તિક છે નાસ્તિકો એ પ્રભુનો ઇન્કાર કરે છે

'એક દિવસ પણ તમારાથી સહન ન થયું ? પ્રભુ તો સો સો વર્ષથી સહન કરતો આવે છે

o

પંડિત રામનાથની વિદ્વત્તાથી અંજાઇને રાજા કૃષ્ણચંદ્રના પુત્ર શિવચંદ્રે તેમને કંઇક આપવાની ઇચ્છા દર્શાવી અને તેમની પાસે ગયા, પંડિતજી એ વખતે ભણાવી રહ્યા હતા

શિવચંદ્રે પૂછ્યું 'તમને ઘરસંસારમાં કોઇ ખોટ હોય તો હું પૂરી કરી શકું ?' 'ભાઇ, મને કંઇ ખબર નથી, અંદર પૂછો.' આમ કહી પાછા ભણાવવા મંડી પડયા

મહારાજ શિવચંદ્ર ઝુંપડી સામે ઊભા રહી પૂછ્યું, તો અંદરથી જવાબ આપ્યો 'અમારા ઘરમાં કોઇ વસ્તુની ખોટ નથી સુવા માટે સાદડી છે, જમવા માટે પથ્થર છે, અને આમલી ઉપર પુષ્કળ પાંદડા થાય છે. આમલીનું નરમ શાક એમને બહુ ભાવે છે, પછી કઇ વાતની ખોટ હોય ?

આવા તપસ્વીને મદદ કરવાનું ગુમાન છોડી દઇ શિવચંદ્ર પાછા ફર્યા.



પોષ મહિનાની કડકડતી ઠંડીમાં ગંગાની હીમ જેવી ઠંડી રેતીમાં દયાનંદ સરસ્વતી પદ્માસન વાળીને આખી રાત બેસી રહેતા

એક વખત ત્યાંના ગોરા કલેક્ટર તેમના મિત્ર સાથે ફરવા નીકળ્યા. સ્વામીજીને આવી કડકડતી ઠંડીમાં કે જ્યારે નદીનાં નીર પણ ઠરીને બરફ બની જાય એવે વખતે બેઠેલા જોઇ આશ્ચર્ય પામ્યા

કલેક્ટરે પૂછ્યું આપને ઠંડી નથી લાગતી ?'

સ્વામીજી જવાબ આપવા જતા હતા એવામાં બીજો બોલ્યો, 'ઠંડી શેની લાગે ? રોજ રોજ માલમલીદા ખાવાના હોય તે !'

હસતાં હસતાં સ્વામીજીએ કહ્યું 'અમે તો હિંદુ કહેવાઇએ એટલે માત્ર દાળ રોટલી ખાઇએ, પણ તમે રોજ ઈંડાં જેવો પૌષ્ટિક ખોરાક ખાવ છો તો કપડાં ઉતારી થોડી વાર મારી બાજુમાં બેસી જાઓ

અંગ્રેજ ઝંખવાણો પડી ગયો તેણે તરતજ વાત ફેરવી નાખી અને બોલ્યો, 'તો બતાવો આપને ઠંડી કેમ નથી લાગતી' ?

'તમેજ કહોને તમારૂં મોઢું ઉઘાડું છે ત્યાં ઠંડી કેમ નથી લાગતી, માત્ર ટેવથીજ ને ? તેવીજ રીતે મારા શરીરને ટેવ પડી છે સમજ્યા ?

નમસ્કાર કરી બન્ને ચાલતા થયા.



સ્વામીજીનું બળ માપવા છ સાત અલમસ્ત યુવાનોએ વિચાર કર્યો અને સ્વામીજી બેઠા હતા ત્યાં ગયા નમન કરી બેઠા પછી તેમાંના એકે કહ્યું 'સ્વામીજી ! આપના પગ દાબવાની અમારી ઈચ્છા છે'

સ્વામીજી તરતજ સમજી ગયા કે છોકરાઓને મારૂં શક્તિ-બળ જોવાની ઇચ્છા છે એટલે ધીરેથી બોલ્યા, 'પગ તો પછી દાબજો, પણ આ મારા પગને જમીનથી ઊંચો તો કરો' એમ કહી સ્વામીજીએ પગ લાંબો કર્યો

સાતેય એકસામટા જોર અજમાવવા લાગ્યા, પણ પગ ચસકયો જ નહિ, શરમાઇને યુવકો ચાલ્યા ગયા



ગુ. સાહિત્ય પરિષદના વરાયેલા સમેલન પ્રમુખ

# શ્રી. કનૈયાલાલ મુનશી

શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી હવે પોતાની હેદ્દામાદની કામગીરીમાંથી મુક્ત થયા છે. તેઓ હવે પછી ગુજરાતની અસ્મિતા જગાવવાનુ અને ગુજરાતની જનતાને ભાષાવાર પ્રાંત રચાય ત્યારે મહાગુજરાતના પ્રાંત માટે તૈયાર કરવાની પ્રવૃત્તિ ઉપાડશે એમ જણાય છે

મુંબઇની કાયદાની અદાલતમાં તેમનુ સ્થાન અનોખુ છે રાજદારી તખ્તા પર પણ તેમનું વ્યક્તિત્વ ગજબ છે, તેમજ ગુજરાતી સાહિત્યકાર તરીકે પણ તેઓ મોખરે છે રાજદ્વારી બાબતોમા બહારથી અને અદરથી તેમણે આદર્શવાદીઓના આદર્શ ઘડી કાઢ્યા છે નજીવી દેખાતી બાબતોમા પણ તેમણે તેમ કર્યું છે કેટલીક વાર તેઓ સફળ થયા છે, કેટલીક વાર તેઓ નિષ્ફળ ગયા છે ગમે તેમ હોય તો પણ તેઓ દરેક કાર્યમાં સ્થિર અને સર્વસામાન્ય રહ્યા છે તેઓ ગાંધીજી સાથે રહ્યા હતા અને તેમનાથી અલગ પણ રહ્યા હતા. અલબત, પાછળથી તો અંત સુધી તેઓ ગાધીજી સાથે જ રહ્યા હતા પશ્ચિમના રાજદ્વારી તખ્તા પર તેઓ વધારે સારા રાજનીતિજ્ઞ તરીકે ચમકી શકત તેમનુ મગજ પશ્ચિમનુ તેજસ્વી માનસ ધરાવે છે, પરંતુ તેમનુ હૈયુ તો પૂર્વનુ જ છે તેમણે ન વિસરી શકાય એવી નવલિકાઓ લખી છે, તે નવલિકાનાં પાત્રો માટે તેમણે કલ્પનાઓ કરી છે, સ્વપ્નાઓ સરજ્યા છે અને તે પાત્રો ના જીવન પ્રમાણે પોતાનુ જીવન જીવવા માટે પણ પ્રયત્ન કર્યા છે તેઓ સારી રીતે હસી શકે છે, તેમજ ખીજાઇ શકે છે, માર ખાઇ પણ શકે છે ને માર મારી પણ શકે છે તેઓનુ સોનેરી સૂત્ર છે 'આગે બઢો' મૌન ન રહો ! ચાલ્યે જ રાખો, જનતાને તમારા માટે બોલવા દો, પછી ભલે ને સારૂં હોય કે ખરાબ !

જીદગીનાં બીજા સાથીદારને તેમણે સાહિત્ય અને રાજનૈતિક ક્ષેત્રમાંથી મેળવ્યા છે શ્રી લીલાવતી મુનશી મહિલા ચળવળમાં ભાગ લઈ રહ્યાં છે, તેઓ ચપળ હોઇ શ્રમ વેઠીને કાર્ય કરી શકે છે તેમના પાસે કોઈ પણ જાતના કાર્ય માટે યોજનાઓ અને માર્ગો છે શ્રી મુનશી દંપતીએ ગુજરાતી સાહિત્યમા અમર સ્થાન પ્રાપ્ત કર્યું છે તેઓ બન્ને ભવ્ય કલ્પના ધરાવતા લેખક-લેખિકા છે જ્યારે તેઓ કલમ દ્વારા વાચકો સમક્ષ પહોંચે છે ત્યારે તેઓ ઘણા મિત્રો અને દુશ્મનો પણ બનાવે છે સાહિત્ય અને રાજનૈતિક બાબતોમાં મહત્ત્વનો ભાગ ભજવતુ આવુ યુગલ શોધી કાઢવું કદાચ મુશ્કેલ બનશે

વકીલ, લેખક અને રાજનીતિજ્ઞ મુનશી, કહે છે કે, 'હુ નિષ્ફળતા અને નિરાશા સામે અતરના અવાજ પ્રમાણે અવિરત શ્રમ ઉઠાવીને ઝઝુમ્યો છુ. મે જીદગીમાં જે તત્ત્વજ્ઞાનને અસત્ય માન્યું છે તે દરેક તત્ત્વજ્ઞાન સામે હુ લડયો છુ મે વિજય પ્રાપ્ત કર્યો છે પરંતુ તે વિજયથી આનદ નથી માણ્યો ને હુ પૈસા કમાયો છુ, પરંતુ દરેક સમયે પૈસા કમાવામા જ મે

સંતોષ માન્યો નથી હું ૧૯૩૦માં પ્રખ્યાત હતો લગભગ લાખથી વધારે માણસો વિક્ટોરીઆ ટર્મિનસ ખાને મને તેડવા આવ્યા હતા હું પોતે પણ ઝાંખો લાગતો હતો. ટીકાખોરો મને દેશદ્રોહી અને ગાંધીદ્રોહી પણ કહેતા મેં ગાંધીજીની શ્રદ્ધાને અને વહાલને જગતમાં કોઈપણ ચીજ કરતા વધારે વાર ઝંખ્યા છે મારા લખાણની પ્રશંસા પણ થઈ છે અને તિરસ્કાર પણ થયો છે પરંતુ હું વિચિત્ર રીતે ઘડાયો છું હું ધિક્કારથી કે પ્રશંસાથી પર છું જ્યારે માણસો મારા માટે વાત કરે છે ત્યારે હું સામાન્ય રીતે સ્કોટલેન્ડના વિદ્યાલયમાં લખેલા શબ્દો યાદ કરું છું તે શબ્દો કહે છે કે, 'તેઓને જે કહેવું હોય તે કહેવા દ્યો' પરંતુ તે અભિમાનનું પરિણામ નથી આ વસ્તુ મેં લાંબી અને સતત લડત પછી હાસલ કરી છે 'હું પ્રશંસાથી કે પ્રતિબંધથી પર છું.' આ શબ્દો શ્રી કૃષ્ણે વાપર્યાં હતા મને તે શબ્દોમાંથી જેટલી ક્યાંયથી ન મળી હોય એટલી તાકાત સાંપડી છે" ("ગુજરાતી પંચ" માંથી)

## આવતા માસની કાર્યદિશા

૧ આગામી નવા વર્ષથી તમે તમારા પુસ્તકાલયના વાચકો વધારવા આજથી પ્રયાસ કરો, વિદ્યાર્થીઓને તેમની કક્ષા પ્રમાણે વાચન આપો, ગામમાં બહેનોમાં પુસ્તકોનો પ્રચાર કરો

૨ પુસ્તકવાચન વધે તે માટે દરેક ફળીએ એક ચુનંદ વાચક દ્વારા ફળિયાના લોકોમાં જાગૃતિ લાવો અને તેવી રીતે એકાદ સારા પુસ્તકનું વાચન મોટેથી કરાવવા પ્રયાસ કરો

૩ મંજૂર થયેલા અંદાજે મળે એટલે પહોંચો, પાવતીઓ, ધોરણ પ્રમાણે સહીઓ કરી પુસ્તકાલય ખાતામાં તુર્ત મોકલી આપો અને લોકમદદના નાણાં પુ. સ. સ. મંડળમાં મોકલો, કોઈપણ પુસ્તકાલયને મંજૂર કરેલી મદદથી વધારે મદદ આપી શકીએ તેમ નથી તેની નોંધ લેશો

૪ ત્રિમાસિક હિસાબનો જૂથરિપોર્ટ મોકલતાં જૂથના પુસ્તકાલયમાંથી મંગાવી એકત્રિત કરી મોકલે જરૂર પડયે સભા બોલાવી હકીકત એકત્રિત કરવા તજવીજ કરશો

૫ તમારા પુસ્તકાલયમાં ઠરાવ બુક, વાચાપત્રકની ચોપડી, ઊઠી ગયેલા બાળકોની યાદી, વાચક નોંધવહી ન રાખી હોય તો આજે જ આ પત્રકો બાંધી તમારું કામ વ્યવસ્થિત કરો આ ખામી હજી સુધરતી નથી તે માટે શાળા મહાલ શાળા ધકારીઓ ધ્યાન આપશે એવી વિનંતિ છે

વડોદરા,
તા ૧૧-૧૨-૪૮

ઉ. મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતુ સાર્વજનિક પુસ્તકાલય શાખા

## જાહેરાત અંક ૪/ ૪૮-૪૯

## વિષય :

**પુસ્તકો તથા સામયિકોની ભલામણ કરવા બાબત**

જે પુસ્તકાલયો પાસે નાણાંની સગવડ હોય તેમણે નીચે જણાવેલાં પ્રકાશનો પુસ્તકાલયમાં વસાવવા અમારી ભલામણ છે.

| નામ | લેખક વા પ્રકાશક | કિંમત |
|---|---|---|
| ૧ बापूकी झाँकियाँ | દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર | ૧-૦-૦ |
| ૨ જીવનનુ પરોઢ | પ્રભુદાસ છગનલાલ ગાંધી | ૮-૦-૦ |
| ૩ નટરાજ ( માસિક ) | મદનલાલ મહેતા તંત્રી, અમદાવાદ | ૮-૦-૦ (વાર્ષિક) |
| ૪ સ્વામીશ્રી વિવેકાનન્દના કથાનકો | યુગાન્તર કાર્યાલય, સુરત | ૧-૮-૦ |
| ૫ અનુગ્રહ ( માસિક ) | મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી ( તંત્રી ) શુદ્ધ દ્વૈત સંસદ, અમદાવાદ | ૨-૦-૦ (વાર્ષિક) |
| ૬ દૈનિક દોરત | ચંદુલાલ શાહ, પોસ્ટ માસ્તર, સાવલી | ૨-૦-૦ |

વડોદરા, તા ૧-૧૨-૪૮

ઉ. મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના અંક ૭/ ૧૯૪૮-૪૯

## વિષય :

**કાયમ ફંડની રકમ વધુ વ્યાજે રોકવા બાબત.**

મહેસાણા પ્રાન્તના સાર્વજનિક પુસ્તકાલયોની કાયમ ફંડની રકમો બૅન્ક, સહકારી મંડળી કે પુસ્તકાલય સહાયક સહકારી મંડળમા ઓછા વ્યાજે રોકાયેલી હોય અને તેમને જે વધુ વ્યાજ ઉપજાવવાની ઇચ્છા હોય તો નીચેની સંસ્થામા તે રોકવા અમારી ભલામણ છે

૧. મહેસાણા પ્રાન્ત કેળવણી ખાતાના નોકરોની સહકારી મંડળી, મહેસાણા

ઉપર જણાવેલી સંસ્થા રૂા ૩૦૦ થી ઓછી અને રૂા ૧૦૦૦ થી વધારેની રકમ સ્વીકારી શકે તેમ નથી બાંધી મુદ્દતે જો રકમ રોકવી હશે તો તેનું ૨॥ ટકા અને ચાલુ ખાતે રોકવી હોય તો ૨॥ ટકા લેખે વ્યાજ આપવામા આવશે, એમ તે સંસ્થા જણાવે છે જેમણે રોકાણ કરવુ હોય તેમણે વ્યવસ્થાપક મંડળનો રીતસર ઠરાવ કરાવી અત્રેની મંજુરી માટે મોકલવા તજવીજ કરવી

વડોદરા, તા ૧-૧૨-૪૮

ઉ મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના અંક ૮ ૧૯૪૮-૪૯

### વિષય :

**ત્રિમાસિક નિવેદનો મોકલવા બાબત**

સાર્વજનિક પુસ્તકાલયોના કાર્યકરોને સંસ્થાનું ત્રિમાસિક નિવેદન નિયમિત રીતે મોકલવા વારંવાર સૂચવવામાં આવ્યું છે, છતાં તેનો અમલ કરવામાં બહુ શિથિલતા દેખાય છે એ શોચનીય છે આ ઉપરથી સંસ્થાની કાર્યદક્ષતા કેટલી ઉણપવાળી છે તે સમજી શકાય તેમ છે સરકાર પંચાયત મદદ મેળવનાર પુસ્તકાલયોએ પોતાની પ્રગતિનો પુરાવો પણ આપવો, જોઈએ તે સિવાય તેમની માગણી અમો સંતોષી શકીએ નહિ માટે ત્રિમાસિક નિવેદનો બિનચૂક મોકલવા આ સૂચનાથી દરેક મંત્રી ભાઈએ તકેદારી રાખવી એ ઇચ્છનીય છે.

વડોદરા, ता ૧-૧૨-૪૮ ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના અંક ૯/૧૯૪૮-૪૯

### વિષય :

**વાચકપત્રકો રાખવા બાબત.**

સાર્વજનિક પુસ્તકાલયોની અમારી તપાસણીમા જણાયુ છે કે પુસ્તકાલયોના મંત્રીઓ વાચકપત્રકો રાખતા નથી આથી જ્યારે ખરી હકીકત જોઇતી હોય ત્યારે ભૂલભરેલી અને બનાવટી સંખ્યા રજૂ થવા સંભવ છે પોતાના પુસ્તકાલયનો લાભ ખરી રીતે કોણ અને કેટલા ભાઈઓ લે છે એ જાણવાની તકેદારી પુસ્તકાલયોના સંચાલકોએ રાખવી એ મહત્ત્વનું છે જેમણે ઉપર જણાવેલું પત્રક ન રાખ્યુ હોય તેમણે આવતેથી તે તૈયાર કરવા અમારી નમ્ર સૂચના છે વાચક પ્રથમવાર પુસ્તકાલયનો લાભ લે ત્યારે તેનુ નામ નોંધવું. પછી ફરીથી પુસ્તકાલયમાં પુસ્તક લેવા આવે ત્યારે ફરી નામ લખવાનું આ પત્રકમાં નહી, કારણ, તેની નોંધ તો ઇસ્યુબુકમાં થાય છે જ માસિકો પણ જો ઘેર વાંચવા આપતા હોય તો તેવા વાચકને વાચક તરીકે ગણવો

વડોદરા, તા ૧-૧૨-'૪૮ ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના અંક ૧૦ / ૧૯૪૮-૪૯

### વિષય :

**લોકોપકારક મંડળમા નોંધાવવા બાબત**

જે સાર્વજનિક પુસ્તકાલયોએ પોતાની સંસ્થાના નિયમો તૈયાર કરી સંસ્થાને લોકોપકારક મંડળમાં નોંધાવી ન હોય તેમણે તથા જેમણે નિયમો તૈયાર કર્યા હોય અને પદ્ધતિસર ન હોવાથી ગૂંચવાડામાં પડયા હોય તેમણે "પુસ્તકાલય"ના આ અંકમાં પ્રસિદ્ધ થએલા નિયમોનો ખરડો તથા નોંધાવવાની અથથી ઇતિ વિધિ જોઇ લેવી અને તેનુ બરાબર પાલન કરવું આથી નોંધણીનું કામ સરળ થશે અને સુધારા વધારા માટે લખાપડી બંધ થશે એવી આશા છે

વડોદરા, ૧-૧૨-૪૮ ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક



અંક ૬ ઠ્ઠો ]   જાન્યુઆરી   [ પુસ્તક

## આ અંકમાં




વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૩-૮-૦   પરદેશ રૂ. ૫-૦-૦   છૂટક નકલ રૂ. ૦-૬-૦

વ્યવસ્થાપક
વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)
મંત્રી પુ. સ. સ. મંડળ લિ. વડોદરા.

તંત્રી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

વડોદરા એ સમસ્ત ગુજરાતનુ કેન્દ્રવર્તી સ્થળ છે દક્ષિણ ગુજરાતના થાણા જિલ્લાથી લઇને ઉત્તર ગુજરાતના આબુ સુધીનો પ્રદેશ અને પૂર્વ ગુજરાતમા દાહોદ-રતલામ અને પશ્ચિમ ગુજરાતમા સૌરાષ્ટ્ર સુધી નજર દોડાવીશું તો, વડોદરા એ ગુજરાતનુ મધ્યવર્તી મથક હોવાનુ માલૂમ પડશે

o

સમસ્ત ગુજરાતમા, ઉપર જણાવ્યા તેવા સસ્કારકેન્દ્રો કોઇપણ સ્થળે ભાગ્યે જ જોવા મળશે. ગુજરાતમા આગળપડતુ શહેર અમદાવાદ, એની ઔદ્યોગિક જાહોજલાલીના કારણે ભલે આકર્ષક નીવડયુ હોય, છતાં સસ્કાર સાધના માટે વડોદરા સરખુ સ્થળ ગુજરાતમા આજે એકેય નહિ જડે

o

આજે વડોદરા રાજકીય સક્રાંતિકાળને આરે ઊભુ છે. સમસ્ત ગુજરાતનું 'મહાગુજરાત એકમ' રચવાની યોજનાઓ ઘડાઇ રહી છે, અને તે મહાગુજરાતને મુંબઈ ઇલાકા સાથે જોડી દેવાની યોજનાઓ યોજાઇ રહી હોવાનું વર્તમાનપત્રો પરથી જાણવા મળે છે.

## વડોદરાનુ પુરાતત્ત્વ ખાતુ

વડોદરા રાજ્ય તરફથી જે કરકસર કમિટી નિમાઇ છે તેણે વડોદરા રાજ્યના પુરાતત્વ ખાતાને કરકસરના પગલા તરીકે સાવ કાઢી નાખવાની ભલામણ કરી છે. એવા સમાચાર મળ્યા છે વડોદરાના પુરાતત્વ ખાતા સિવાય બીજુ એક પણ પુરાતત્વ ખાતુ ગુજરાતમાં નથી સને ૧૯૩૩ મા વડોદરામાં પ્રાચ્ય વિદ્યા પરિષદ મળેલી તેણે ખાસ ભલામણ કરતાં આ ખાતુ ઊભુ થયેલુ ત્યારથી આ ખાતાએ પાટણ, અમરેલી, દ્વારકા, કામરેજ, વગેરેમાં મહત્વના ખોદકામો ચલાવેલા. ગુજરાતના ઇતિહાસ પર નવો પ્રકાશ ફેકનારાં અનેક તામ્રપત્રો, શિલાલેખો શોધાઇને તેમના પર એ ખાતાએ ગ્રથો પ્રગટ કર્યા છે. તેનાથી પ્રાચીન અવશેષોનુ સરક્ષણ થયુ. સગ્રહસ્થાનમાં પુરાતત્વનાં અવશેષોનો વિભાગ વિસ્તૃત બન્યો છે આ ખાતાનુ વાર્ષિક ખર્ચ રૂા ૩૦ હજાર છે જે વડોદરા રાજ્ય માટે કાઇ મોટુ ન ગણાય ખાતુ બધ થતાં એવુ જણાશે કે હાલનું વડોદરાનુ તન્ત્ર સાસ્કૃતિક પ્રગતિની વિરૂદ્ધ છે, જ્યારે બીજી બાજુ સૌરાષ્ટ્ર સરકારે પુરાતત્વ ખાતુ ઉભુ કરવા મથી રહી છે પાડોશની મદદ ભારત સરકાર પોતાના પુરાતત્વ ખાતાને વિસ્તૃત બનાવી રહી છે, તે વખતે વડોદરા રાજ્ય પુરાતત્વ ખાતાને કાઢી નાખે એ ગુજરાતની સાંસ્કૃતિક પ્રગતિની દ્દષ્ટિએ નહિ ભરવા યોગ્ય પગલુ છે.

(તા ૧૨-૪૮) —"પ્રતબધુ"

o

હિંદુસ્તાનના એક અગત્યના વિભાગ તરીકે મહાગુજરાતનું એક સળગ એકમ રચાય તેમા કોઇને વાંધો ઉઠાવવાપણું ન હોય; મહાગુજરાત ભારતવર્ષમાં અનોખુ સ્થાન પ્રાપ્ત કરે અને એના અનેક લાભો ગુર્જર જનતાને પ્રાપ્ત થાય તે માટે સૌ કોઇ આનદિત બને, અને એ મહાગુજરાતના રાજદ્વારી કેન્દ્ર તરીકે વડોદરાની પસદગી થાય તે માટે વડોદરાની જનતા ઉત્સુક હોય જ, પરંતુ એ બધુ તો અમલમાં મુકાય ત્યારે ખરુ. આજે વડોદરાની હવામા વાતો વહેતી થઇ છે કે, વડોદરાનું મ્યુઝિયમ મુંબઇ ખસેડાનાર છે, કમાટી બાગનાં Zoo- પ્રાણીઓ

વેચાઇ જવાના છે, કમાટી બાગને એક વસવાટનું સ્વરૂપ અપાનાર છે, અને વડોદરાના ઉન્નત ગૌરવ સરખું વિશાળ અદ્યતન પુસ્તકાલય પણ અન્ય સ્થળે મુંબઇ સરકારને સોંપાવાનુ છે, ઇત્યાદિ ઈત્યાદિ

આ બધી વાતો હવામા વહેતી છે, એ આજે વડોદરાના વાતાવરણમા ઘર ઘરનો વિષય થઇ પડી છે. આ બધુ અહીંથી જશે તો વડોદરાનુ શુ થશે? એની સાસ્કારિક પ્રગતિનુ શું થશે? શ્રી મુનશીએ વડોદરા વિદ્યાપીઠ અંગે જાહેર કરેલા રિપોર્ટ બાબત શું થશે? અને આમ સંસ્કૃતિસાધનવિહોણા વડોદરાનુ શું?

આ વિષય રાજદ્વારી કાર્યકર્તાઓનો છે, હોવો જોઇએ અને તેનો તેઓ જે ઉકેલ લાવે તેને-વડોદરાના પ્રતિનિધિઓ જે નિર્ણય જણાવે તે-સૌને માન્ય હોવો જોઇએ.

વડોદરા મુંબઈ ઇલાકા સાથે ભળે કે ન ભળે, સમગ્ર ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છનું મહાગુજરાત રચાય કે ન રચાય, છતા એટલી વસ્તુ અમારા લોકનેતાઓ અને વરિષ્ટ અધિકારીઓના ધ્યાન પર લાવવાની અમારી નમ્ર ફરજ સમજી અત્રે પ્રાર્થના કરીએ છીએ કે, વડોદરાના ખર્ચે વસાવાયેલી આ અમૂલ્ય સાસ્કારિક પ્રવૃત્તિઓને વડોદરાને આગણે ચિરસ્થાયી રાખવા તેઓ શકય પ્રયત્નો કરે, ગુજરાતના આગણે આ એક જ સ્થળે સગ્રહાયેલા જનતાના વિરલ સંસ્કાર-ધનને તેઓ લાખો કરોડોની સંપત્તિ માફક સાચવી વડોદરા અને એની આસપાસની ગ્રામજનતાને તેનો ઉપભોગ કરવાનુ સરળ રહે તે પ્રમાણે કરવા પ્રયત્નશીલ રહે.

આ સંસ્કારધન વડોદરાથી ખસેડાશે તો ગુજરાતની આમપ્રજા હીંડીચાલીને એનો લાભ લેવા અન્ય સ્થળે ભાગ્યે જ જવા પ્રેરાશે અને આવતી પેઢી માટે તો એ અમૂલ્ય વારસો છે ધનવાનો અન્ય સ્થળે જઈ આ સંસ્કારસંપત્તિનો ઉપભોગ કરવા શક્તિમાન થશે, પરંતુ સર્વસામાન્ય જનતા તો એના લાભોથી વચિત જ રહી જશે.

આશા રાખીએ, આપણા વરિષ્ટ અધિકારીજનો આપણી આ અજોડ સંસ્કાર સંપત્તિના રખેવાળો રહેશે, અને ચિરકાળપર્યંત જનતાને મળતા આ સંસ્કાર-પ્રસાધનો વડોદરાને આગણે જ સચવાવશે.

# સાહિત્યસૃષ્ટિનું અવલણું

લખનૌ વિશ્વવિદ્યાલયના સંસ્કૃત ખાતાના મુખ્ય અધિકારી પ્રાધ્યાપક કે એસ આયર પેઢી દર પેઢીથી સોંપાતાં હસ્તલિખિત સંસ્કૃત પુસ્તકોનો સંગ્રહ શોધી કાઢવા માટે ભારે જહેમત ઉઠાવી રહ્યા છે તેમની શોધખોળના પરિણામે તેમને લગભગ ૨૦ જૂની સંસ્કૃત હસ્તપ્રતો પ્રાપ્ત થઈ છે તેમાં સોળમી સદીની શરૂઆતમાં લખાયેલ 'વિષ્ણુપુરાણ' ની નકલનો પણ સમાવેશ થાય છે



પી ઇ એન કોંગ્રેસની ગઈ બેઠકમાં એના આંતરરાષ્ટ્રીય મંત્રીએ ભાષાંતરના પ્રશ્નમાં પોલેંડનું કેંદ્ર જે રસ લઈ રહ્યું છે તેનો નિર્દેશ કર્યો હતો. શ્રેષ્ઠ ભાષાંતર માટે આ કેન્દ્રે 'પારિતોષિક ફંડ' કર્યું છે આ વર્ષના પારિતોષિકો ફ્રેંચ, ઇટાલિયન તથા જર્મન ભાષામાંથી પોલિશ ભાષામાં કરવામાં આવેલ ભાષાંતર માટે લિયોપોલ્ડસ્ટાફને તથા પોલિશ શ્રેષ્ઠ ગ્રંથોનું એક ભાષાંતર કરવા માટે એક લેખક ફ્રેન્ટિસેક હાલાસને આપવામાં આવેલ છે.



દક્ષિણ આફ્રિકાના આફ્રિકન્સ કેન્દ્રે એક વાર્ષિક તથા અર્ધવાર્ષિક બુલેટિન પ્રગટ કર્યાં છે, તથા સાડાત્રીસ તજજ્ઞોની બોર્ડ સાથે બે સભ્યોએ આફ્રિકન સંસ્કૃતિનો ચીલુવટ-ભર્યો ઇતિહાસ તૈયાર કર્યો છે તે પૈકી ૫૦૦-૫૦૦ પાનાંના બે ગ્રંથો બહાર પડી ચૂક્યા છે આ ઉપરાંત કેન્દ્રે 'ગુસ્ટાવપ્રેલ્લર' ની કબર પર તેનું સ્મારક રચ્યું છે



'વનફૂલ' ના તખલ્લુસથી પ્રસિદ્ધ થયેલ બંગાળી લેખક શ્રી બાલાઇચંદ મુખરજી ધંધે ડૉક્ટર છે સમરસેટ મોઘામની માફક તે જગતને ડૉક્ટરની દૃષ્ટિથી જુએ છે ડૉક્ટર તરીકે તેને નિરીક્ષણની ખૂબ તક મળે છે તેમની નવલિકાઓના ભાષાંતર ગુજરાતી સામયિકોમાં અવારનવાર દેખાય છે



મધ્યપ્રાંત તથા વરાડની હિંદી સાહિત્ય પરિષદની નાગપુરમાં મળેલ કારોબારી સમિતિએ તાત્કાલિક ત્રણ પ્રકાશનો બહાર પાડવાનું નક્કી કરેલ છે. તેમાં શ્રી એસ એન ઉપાધ્યાયના 'નીમારી લોકગીતો' નો સમાવેશ થાય છે પરિષદની વાર્ષિક બેઠક ૧૪ થી ૧૬ જાન્યુઆરી સુધી રાજનંદગામમાં મળનાર છે



મહારાષ્ટ્રના એક પ્રાચીન અને સામગ્રીસમૃદ્ધ પુસ્તકાલય, મુંબઇના મરાઠી ગ્રંથ સંગ્રહાલયનો સુવર્ણ મહોત્સવ ગયા ઑગસ્ટમાં મુંબઇના વડા પ્રધાન શ્રી ખેરના પ્રમુખપણા નીચે ઉજ-

વવામા આવ્યો હતો ત્યારે પુસ્તકાલયના એક સ્થાપક તથા જૂના સભ્ય શ્રી એમ બી વૈદ્યનું અનુમાન કરવામા આવ્યુ હતું પુસ્તકાલયમાં અત્યારે ૪૦,૦૦૦ ગ્રંથો છે



સ્વામી પ્રજ્ઞેશ્વર યતિ ( પૂર્વાવસ્થામા એમ એમ ધારપુરે ) અડ્યાસી વર્ષની ઉમરે પૂના ખાતે સ્વર્ગવાસી થયા છે તે પ્રાચીન સાહિત્ય ખાસ કરીને મરાઠી સત સાહિત્યના પ્રખર વિદ્વાન હતા આ વિષય પર તેમણે ઘણા લેખો તથા પુસ્તકો લખ્યા છે



ધારવાડનાં શ્રીમતી નિવેદિતા વિનીનને તેમના પુસ્તક 'હૃદયબોધ' માટે અમલનેરના શ્રી. પ્રતાપ શેઠ તરફથી રૂ ૧૦૦ નુ પારિતોષિક અ પવામા આવ્યુ છે



લેખકોના નિરાશામય દૃષ્ટિબિંદુમા આશાનુ કિરણ દૃગ્ગોચર થયુ છે 'ગંગાધર સ્મૃતિ પરિષદે' 'સ્મૃતિ મ દિર' પુસ્તકાલય તથા ઉડિયા લેખકોને પ્રોત્સાહન આપવા માટે પાચ લાખની યોજના કરી છે ઓરિસાના વડા પ્રધાને પોતે ફાળામા પહેલી રકમ ભરી તેની શરૂઆત કરી છે પ્રાતના જુદા જુદા ભાગોમાંથી મળી રહેલ પ્રોત્સાહનથી એનુ ભાવિ આશાસ્પદ લાગે છે



કલહ દાની વ્રજમોહન સાહિત્ય સમિતિએ ઉડિયા નવલકથાની હરિફાઈનુ પરિણામ જાહેર કર્યું છે એક હજાર રૂપિયાનું પહેલુ ઇનામ ઐતિહાસિક નવલકથા 'તારાનની' માટે રાયબહાદુર યુ સી દાસ એમ બી ઇ ને આપવામા આવ્યુ છે સામાજિક નવલકથા 'ઝડા' માટે બીજુ ઇનામ મેળવનાર શ્રીમતી વસ તકુમારી દેવી છે તે બતાવી આપે છે કે ઉત્કલની લેખિકા કોઈ રીતે અન્ય પ્રાતની લેખિકાઓથી ઊતરે તેવી નથી.



પૌર્વાત્ય પરિષદની ગઈ બેઠકમા પડિત સીતારામ ઝાના પ્રમુખપણા હેઠળ મૈથિલી કવિ સમેલન ભરવામા આવ્યુ હતુ ત્યારે વીસથી વધારે અગ્રગણ્ય કવિઓએ પ્રેક્ષકોનુ મનોરજન કર્યું હતુ



બનારસની શિવ કોલેજવાળા પડિત બલદેવ મિશ્ર મહાકવિ ચદ ઝાને લગતો સાહિત્યવિષયક વિવેચનગ્રથ બહાર પડયો છે. કવિનો જન્મ ૧૮૩૦ મા થયો હતો તેમને આધુનિક મૈથિલીના જનક ગણવામા આવે છે



માત્ર નવલિકા આપતુ માસિક 'કથામુખી' દરભગાના મૈથિલી મદિર તરફથી પ્રગટ થવા માંડયુ છે.



* પ્રૉ. વી એમ મહકાની, શ્રી એમ એસ જાવડેકર, શ્રી આર કે લેલે તથા શ્રી પી એન ઓકને તાજેતરમા પારિતોષિકો આપી, સાંગલીની દક્ષિણ મહારાષ્ટ્ર સાહિત્ય પુરસ્કાર સમિતિએ, લગભગ આઠ વર્ષ સુધી મરાઠી સાહિત્યની સેવા બજાવ્યા બાદ, પોતાની પ્રવૃત્તિ, ટૂક સમય માટે બધ કરવાનુ નક્કી કર્યું છે તે શોચનીય છે

પ્રખ્યાત નવલકથાલેખક પ્રો એન એસ. ફડકેની પચીસમી નવલકથાના પ્રકાશન સમયે, છેલ્લા પાંત્રીસ વર્ષ થયાં તે મરાઠી સાહિત્યની જે સેવા બજાવી રહ્યા છે તેની કદર તરીકે તેમના મિત્રો તથા પ્રશસકોએ તેમનુ બહુમાન કરવાનું નક્કી કર્યું છે.

પ્રોફેસર ફડકેના લખાણોના વિવિધ અગોની ચર્ચા કરતા પ્રસિદ્ધ લેખકોના લેખોનો સગ્રહ એક ગ્રથમા એકત્ર કરવામાં આવશે બીજા ગ્રથમા તેમના ખાનગી પત્રો, સ્મરણો તથા બનાવોનો સગ્રહ થશે



અત્યાર સુધી એવી માન્યતા પ્રચલિત હતી કે પ્રાચીન મરાઠી કાવ્યોના પ્રકાશનની શરૂઆત 'સર્વસગ્રહ' નામના (અત્યારે બધ પડેલા) માસિકમાં કરવામા આવી હતી ૧૮૬૦ મા મુબઈમાં શ્રી માધવ ચદ્રોબાએ આ માસિક કાઢયુ હતુ શ્રી જી. ડી ખાનોલકરે આ માન્યતાને ખોટી ઠરાવી છે 'મરાઠીચે નાગરી' મા છપાવેલ એક ટુકા સચિત્ર લેખમા તેમણે પૂરવાર કર્યું છે કે આ માન 'જ્ઞાન-ચદ્રોદય' ના ફાળે જાય છે આ પણ અત્યારે બધ પડેલ મુબઈનુ માસિક હતુ. ૧૮૪૦ મા પાડુરગ બાપુ શાસ્ત્રી જોશીએ તે શરૂ કર્યું હતુ



હાસ્યરસના જાણીતા નાટયલેખક શ્રી એમ એન જોશીનુ પૂના ખાતે અવસાન થયુ છે તેમણે લગભગ પદર નાટકો લખ્યા છે. તેમાં 'મ્યુનિસિપાલિટી' રગભૂમિ પર ખૂબ લોકપ્રિય થયું છે



ઓરિસાના હમણાના ઇતિહાસમાં પહેલી જ વાર ઓરિસાની સરકારે કવિઓના સમૂહનુ બહુમાન કર્યું હતુ ૨ જી ઑક્ટોબરે ગાધીજયતી ઉપર, ગવર્નર શ્રી અસફઅલીએ તેમને આમત્રણ આપ્યુ હતું ગાધીજીના કાર્ય તથા ઉપદેશ પર સ્વરચિત કાવ્યો તેમને બોલવાના હતાં મુશાયરામા ભાગ લેનાર વીસ કવિઓ પૈકી અર્ધા ઉપરાંત ઉડિયા પ્રતિનિધિ હતા વડા પ્રધાન શ્રી હરિકૃષ્ણ મહેતાબ ઉડિયા સાહિત્યમાં ઇતિહાસકાર તથા જાણીતા લેખક છે, તેમણે પ્રમુખપદ લીધુ હતુ અને પોતે પણ કાવ્યવાચન કર્યું હતુ -



સાંઇ કુતુમશાહના જીવનના બનાવોને એકત્ર કરીતતેને પુસ્તક આકારે પ્રગટ કરીને પ્રો જમનાદાસ ભાટિયાએ સિધી વાચકજનતાની ભારે સેવા બજાવી છે આ ઉપરાંત હિદમાં તથા પરદેશના બીજા કવિઓ સાથે તેમનાં લખાણોની રસમય સરખામણી કરી છે. પુસ્તકમા પ્રો એલ ડી કેસ્વાણી, પ્રો એલ એચ. અજવાની, શ્રી લાલચદ એ જગતિયાની તથા શ્રી ભુરૂમલ એમ અડવાણીએ પ્રસ્તાવનાઓ લખી છે આ પ્રસ્તાવનાઓની ઉત્કૃષ્ટ કૃતિમાં ગણના થાય તેવી છે.

ઇતિહાસમા કદાચ પહેલી જ વખત, હાર્વર્ડ વિશ્વવિદ્યાલયની પી એચ ડી ની ડિગ્રી માટે 'હિદની રાષ્ટ્રીય મહાસભા' નિબધનો વિષય થશે

અમેરિકન વિદ્યાર્થી મિ આર પાર્ક આ નિબધ લખવાના છે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સની સામાજિક સશોધન કાઉન્સિલે ૧૯૪૮-૪૯ માટે તેને મુસાફરીની ઉપાધ્યાયવૃત્તિ (ફેલોશિપ) આપી છે

હિદ આવી પહોચેલા મિ. પાર્ક, મહાસભાની કાર્યપદ્ધતિ સબધી ખબર મેળવવા મહાસભાના ઉચ્ચ હોદ્દેદારોનો સંપર્ક સાધ્યો છે



સવત ૨૦૦૫નુ રૂ. ૧૨૦૦નુ મગલાપ્રસાદ પારિતોષિક સયુક્ત પ્રતિના કેળવણીપ્રધાન બાબુ સપૂર્ણાનદને તેમના પુસ્તક 'ચિદ્દવિલાસ' માટે આપવામા આવ્યુ છે



ગ્રેટબ્રિટનના લોકોની વર્તમાનપત્રો વાચવાની ટેવ વિષે ચર્ચા કરતા, વર્તમાનપત્ર મડળના પ્રમુખ મિ એસ. એન હેફર્ડ જણાવે છે કે, દર અઠવાડિયે રવિવારના અકની ૨૯૦ લાખ નકલો, સવારે પ્રગટ થતા પત્રોની એક કરોડ નેવુ લાખ નકલો, સાજે પ્રગટ થતા પત્રોની એક કરોડ નકલો તથા બીજા પત્રોની એક કરોડ વીસ લાખ નકલો ખપે છે



ગાંધીજી વિષે દર મહિને નવુ નવુ સાહિત્ય બહાર પડતુ જાય છે 'પુસ્તકાલય'ની આ નોધમા તે વિષે માહિતી આપવા શકય પ્રયત્ન કરવાની ધારણા છે.

| | | |
|---|---|---|
| ૧ | મહાત્મા, ડૉ વી રાઘવન્, મદ્રાસ યુનિવર્સિટી (સસ્કૃત) | |
| ૨ | ગાધી ટાગોર એન્ડ નહેરુ કે આર કૃપલાણી, હિદ કિતાબ્ઝ, મુબઇ | રૂ ૧-૮-૦ |
| ૩ | બાપુ-ફોટોગ્રાફ્રી કનુ ગાધી | ,, ૧-૦-૦ |
| ૪ | ધી ઇમ્મોર્ટલ મહાત્મા વામન પી કબાડી ૩૦ ચિત્રો | , ૯-૧૨-૦ |
| ૫ | પાટણ વિદ્યાર્થીમડળનો ગાંધી સ્મારક અક સ નટુભાઈ રાવળ | ,, ૨-૮-૦ |
| ૬ | બાપુની પ્રસાદી શ્રી મથુરાદાસ ત્રિકમજી-નવજીવન કાર્યાલય | ,, ૨-૦-૦ |
| ૭ | ગાંધી સહિતા મૂળજીભાઈ પી શાહ | ,, ૧-૦-૦ |
| ૮ | પોરટ્રેઇટસ ઓફ મહાત્મા ગાધી - મુકુલ દે, ઓગીઅન્ટ લોગમેન્સ | ,, ૫-૦-૦ |
| ૯ | ગાંધીજીસ લેટર્સ રિગાર્ડિગ અનટચેબલ્સ એલ પી મેશરામ | ,, ૧-૪-૦ |
| ૧૦ | ગાધી બાપુનો પવાડો કવિશ્રી ખબરદાર | ,, ૩-૦-૦ |
| ૧૧ | ગાધી બાપુ ,, | ,, ૩-૦-૦ |
| ૧૨ | ધ્યાની બાપુ (ગુજરાતી) ધીરેન ગાધી ચિત્રિત | ,, ૩-૦-૦ |
| ૧૩ | ધી મૂડઝ ઓફ એ મહાત્મા ,, ,, | ,, ૩-૦-૦ |
| ૧૪ | એ ગ્લીમ્પ્સ ઇન્ટુ ગાધીજીઝ સોલ | ,, ૩-૦-૦ |
| ૧૫ | મહાત્મા વિજય (સંસ્કૃત) આર વી. ગોખલે | ,, ૧-૦-૦ |
| ૧૬ | જીવનનું પરોઢ-પ્રભુદાસ ગાધી (નવજીવન) | ,, ૮-૦-૦ |
| ૧૭ | મહાત્મા એન્ડ અધર માર્ટીર્સ ઓફ ઇન્ડિયા: જર્નલ પ્રેસ—કોલબિયા | ૨ ડોલર |
| ૧૮ | ધી હ્યુમેનીટીઝ હોમેજ ટુ ગાધીજી. (ન્યુ લિટરેચર, અલ્લાહાબાદ) | - - |
| ૧૯ | કસ્તુરબા ગાંધી ઓક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ | - - |
| ૨૦ | આત્મકથા (અંગ્રેજી) પબ્લિક અફેર્સ પ્રેસ | ૪ ડોલર |
| ૨૧ | ગ્રેઇટ સોલ—એ પોર્ટ્રેટ ઓફ ગાધી શ્રી. મોહન | |
| ૨૨ | ગાંધી સાહિત્ય સુચિ—નવજીવન | રૂ ૩-૮-૦ |

—છોટાલાલ માનસિંગ કામદાર

# સાચી ગ્રંથપૂજા

આપણે ત્યાં વાલ્મીકિની રામાયણ કે વ્યાસનું મહાભારત કે તુલસીદાસજીના રામાયણમાં દાંતે, વર્જીલ, હોમર અને મિલ્ટન સમાઈ જાય, છતાં એની બરોબરી ન કરી શકે તેવાં તત્ત્વો રહેલાં છે. આપણા દેશમાં જુદા જુદા પ્રાંતોમાં પણ મહાકવિઓ થઈ ગયા શ્રી તુલસીદાસજી એ મહાન કવિઓમાંના એક છે.

સાહિત્યનું ગૌરવ થોકબંધ સાહિત્યથી થતું નથી કવિએ ગાયું છે તેમ સિંહનાં કાંઈ ટોળાં હોતાં નથી, હંસની પંક્તિ તમને આકાશમાં દેખાતી નથી, માણેકના કઈ કોથળા ભરેલા હોતા નથી કે સાધુ પુરુષોની જમાત હોતી નથી. તેવી રીતે સારા સાહિત્યનું પણ છે

આપણે ત્યાં તો કવિ માટે ઊંચો આદર્શ મૂકવામાં આવ્યો છે આપણી ભૂમિ જ દ્રવ્યમય છે જેને ચંદ્ર સૂરજ, જોગી અને ખુદ શિવ જાણતા નથી એને કવિ જાણે છે, એવો આદર્શ આપણી આગળ મુકાયો છે. તુલસીદાસ આવા મહાન કવિઓમાંના બહુ થોડામાંથી એક છે હું પ્રાચીન સંસ્કૃતિનો સ્વભાવતઃ ઉપાસક છું તે દ્વારા જીવનને ઊંચે લઈ જવાનો રસ્તો મળે છે અને તુલસીદાસજી જેવા કવિઓ એના પથદર્શક છે

પરંતુ મારે આ સ્થળે એક ચેતવણી આપવી જોઈએ, કે આ ગ્રંથો એ દૃષ્ટિએ લખાય છે કે એ દ્વારા આપણા જીવનને ઊંચે લાવીએ અને સુખી થઈએ આ ગ્રંથો પૂજન કે પૈસા આપી બીજા પાસે પાઠ કરાવવા માટે નથી બહુ જગ્યાએ આવું હું જોઉં છું ગ્રંથોમાં જે લખાયું છે એના પર આચરણ કરીને જ એનો લાભ ઉઠાવી શકાય પૂજાથી કે પાઠ કરાવવામાં કશું પુણ્ય પ્રાપ્ત થશે નહિ હું આવા પૂજનની વિરુદ્ધ છું, કારણ કે તે આપણને ઊંધા માર્ગે લઈ જાય છે, ધર્મગ્રંથો એ માટે લખાયા છે કે, એ વાંચીને એનું આપણે આચરણ કરીએ મહાભારતનો પાઠ કરાવવો એને ઘણા અપશુકન કહે છે પણ એ તો વીરો બનાવતો મહાગ્રંથ છે ધર્મ એ કંઈ બીજાની મારફત મેળવવાની બજારુ વસ્તુ નથી, પણ આપણા કર્મથી જ એ પ્રાપ્ત થાય છે ધર્મનો માર્ગ સૂક્ષ્મ છે

ધર્મ એ બજારમાં વેચાતી લેવાની ચીજ નથી એને માટે પરિશ્રમ કરવો પડશે, ધર્મના ગૃહમાં પ્રવેશવા માટે માથું હાથમાં લઈને જવું પડશે

હું પુસ્તકોનો પ્રેમી છું, પણ એની સીમા હું સમજું છું. પુસ્તકમાં પોતીકી શક્તિ નથી, તેમાંથી તમે લઈ શકો તેટલો જ તમને લાભ થવાનો જેમ કોઈ દરદીને ડાક્તરે આપેલ દવાના પૂજનથી દરદી સાજો થતો નથી, તેમ ધર્મગ્રંથોના ઉપદેશોના આચરણ વગર એનું વાચન કેવળ જ ફળ વગરનું છે

તુલસીદાસજીનું રામાયણ માનસરોવર સમાન છે. તેમાંથી કાંઈ ને કાંઈ લઈ આવો એની માત્ર પૂજા ન કરજો તુલસીદાસજીએ નમ્રતાપૂર્વક કહ્યું છે કે તેઓએ એમના સુખ માટે લખ્યું પણ એમાં જ જગત માટે સંદેશ રહેલો છે

જીવન સાહિત્ય અને ગ્રંથોથી પણ ઉંચું છે ગ્રંથો ગૌણ છે, સ્તવન જ મુખ્ય વસ્તુ છે આપણી પ્રાચીન સંસ્કૃતિ આ ગ્રંથોમાં સમાએલી છે એનું આપણે અનુસરણ કરીએ. એના અનુસરણમાં પણ આપણે બુદ્ધિ ચલાવવી પડશે, કેવળ શબ્દો પકડવા નહિ જોઈએ.

—બાબુ શ્રી. પુરુષોત્તમદાસ ટંડન.

# વાચકોના વિવિધ પ્રકાર

લોકો વાચનથી જુદા જુદા પ્રકારની કેવી રમૂજ મેળવે છે તેનો વિચાર કરશો તો તમને ખરેખર રમૂજ આવશે, પછી એ વાચન દૈનિક વર્તમાનપત્રનુ હોય કે સિનેમાની સામાન્ય જાહેરાત હોય કે સુદર જેકેટવાળી નવલકથાનુ હોય છતા વાચકોને વાચન પતાવી દેવાની એક બીજાથી તદ્દન સ્વતંત્ર તથા વિવિધતાભરી રીતો હોય છે

યુરોપની પરિસ્થિતિનો આભાર માનો કે દૈનિક વર્તમાનપત્રોની હજારો નકલો ઘણી જાતના લોકો ખરીદ કરે છે વર્તમાનપત્રના પૈસા ભરી થનાર ગ્રાહક બારણે છાપા આપવા આવનારની ટોકરી વાગવાની ગઢ જોઇને બેઠેલ આપણે ઘણી વાર જોઇએ છીએ ફેરીઆ પાસેથી વર્તમાનપત્ર ઝૂટવી લઇને મદ મદ હવાવાળી ઓસરીમાં આરામખુરશીમા બેસીને શાંતિથી એકાતમા વાચવાનો તે વિચાર કરે છે ઉપર ઉપરથી નજર નાખીને છ પાની ગડી વાળીને કટાળી ફેંકી દે તેવો તે વાચક નથી તે તો પોતાના પૈસા પૂરેપૂરા વસૂલ કરે તેવો છે તેણે છાપાના પૈસા આપ્યા છે માટે છાપામા છપાયેલ બધી ખબરો—'જોઇએ છે' 'મિલ્કત વેચવાની છે,' 'લગ્ન વેવિશાળ,' 'રમતગમત' નાં કોલમોથી માડીને ગભીરમા ગભીર વિષયો–યુરોપની પરિસ્થિતિ સુદ્ધા સઘળુ વાચન તેનુ એકસરખુ ધ્યાન રોકે છે તેની પત્ની પણ વચમાં દખલ કરે તે તેને ગમતુ નથી પોતાની પ્રગતિનો જરા પણ વિરોધ તે સાંખી શકતો નથી આ જાતનો વાચક તદ્દન નિર્દોષ છે આરામખુરશીમા પડયા પડયા, તેની આંખો પોતાની સામેના વિષય પર જ હોય છે તે કોઈ બીજાનુ ધ્યાન ખેંચતો નથી કે બીજા કોઈને ઉશ્કેરાટનુ કારણ આપતો નથી

ઉપર વર્ણવેલ મિત્રની રીતનુ બીજા બધા લોકો અનુકરણ કરતા હોય તો આ સસાર સ્વર્ગ બની જાય, પણ વસ્તુસ્થિતિ તેવી નથી, તે ખરેખર શોચનીય છે પણ વર્તમાનપત્રના જાદુપ્ર સ્પર્શ માત્રથી લોહુ, સજીવ તાર બની જાય તેવા ઘણા તમને મળે છે સ્પર્શની વાત તો બાજુએ રહી, ફક્ત તેને જોતા જ તેનામા સજીવતા આવી જાય છે છેલ્લા થોડા સમય થયાં આ પ્રકારના નમૂનાની ભયકર પ્રમાણમા વૃદ્ધિ થઈ છે ખાસ કરીને તો લડાઈના સમાચાર છપાવા લાગ્યા ત્યાર પછી, ઉપર વર્ણવેલ શાંત વાચકને પોતાની તથા વર્તમાનપત્રની વચ્ચે કોઇ ચેતન યા નિર્જીવ વસ્તુની ડખલ ગમતી નથી. તેની શાંતિનો નાશ કરવાના દૃઢ નિશ્ચયથી આ ભાઈ ત્યાં પહોંચી જાય છે આ વર્ગના વાચકોનો મોટો ભાગ વર્તમાનપત્ર ખરીદવામાં માનતો નથી. પરંતુ જ્યારે પોતાના પાડોશીઓ શાંતિથી પોતાનુ છાપુ આવે ત્યારે તેઓ ત્યાં ધુટી નીકળી તેમના હાથમાંથી તેમની અનિચ્છા હોવા છતા પણ છાપુ ઝૂટવી લેવામાં જરાપણ પાછુ વાળી જોતા નથી ભોગ થઇ પડેલ કમનસીબ ગ્રાહક પોતાની સમક્ષ છાપુ પચગાયેલ જુએ છે અને છાપુ પચાવી પાડનાર ખૂબ ધ્યાનપૂર્વક વાંકો વળી તે વાચતો હોય છે

જો આટલેથી જ તે અટકે અને વાચ્યા પછી આવેલ રસ્તે ચાલ્યો જાય તો પણ ઠીક પરંતુ એટલુ બસ નથી, તે એમ સહેલાઇથી જતો નથી આસપાસના માણસોની જિજ્ઞાસાવૃત્તિને સતેજ કરવા તે મથાળાં મોટેથી વાચે છે અને માણસો પણ પોતાના નેતાના યુદ્ધ આહ્વાનથી

રણભૂમિમાં ભેગા થઇ જાય છે. ઘુસણીઆઓ પોતાની અંદર અંદર એકાદ પાનુ વહેંચી લે છે તેમના આક્રમણનો ભોગ થઇ પડેલ માણસને નિસહાય સ્થિતિમા જોયા કરવા સિવાય બીજુ કંઇ કરવાનુ રહેતુ નથી. લગભગ અર્ધા કલાક પછી ટોળુ ઓછુ થવા લાગે છે જ્યાં તેઓ ચર્ચા કરતા હોય છે, ત્યા તેઓ પાછળ આડા અવળા પાનાં કુચા વાળીને મૂકી જાય છે જો ગ્રાહકની મરજી હોય તો તે ઉચકી લઇને ગોઠવે કોઇ વાર તો નુકસાન વધારે પ્રમાણમા થયેલ હોય છે. ગ્રાહકને પાના ગોઠવવા ઉપરાંત કેટલીક વાર ફાટી ગયેલ પાનાંના ટુકડાને સરખા ગોઠવીને વાચવાની જરૂર પડે છે

આ કંટાળાભર્યા કાર્યક્રમનો માલક પર અસર થાય છે અને તેથી આક્રમણનો સામનો કરવાનો તે નિર્ણય કરે છે ફેરીઆ પાસેથી છાપુ લઇને તે ઘર બંધ કરી અંદર ભરાઇને વાચે છે પરંતુ કમભાગ્યે તેનુ ઘર એ કંઇ કિલ્લો હોતો નથી. જો તે બારણુ બંધ કરને બેસે છે તો બારણા પર ટકોરાનો મારો ચાલે છે તથા સાકળ ખખડાવવામા આવે છે શાંતિ સ્થપવા માટે તેણે અનિચ્છાએ જઇને બારણુ ઉઘાડવુ પડે છે આથી ઉલટુ બારણાને આગળિયો ન દીધો હોય તો આક્રમણકારી ટોળુ અંદર આવે છે અને ખુરશી, કાચ જે પડયુ હોય તેના પર ઝુકાવે છે આગળ જે ક્રિયા બહાર ઓસરીમા બનતી તેનુ હવે ઘરની અંદર પુનરાવર્તન થાય છે જો કે સામાન્યત તેમા વધારે સમય લાગે છે કેમકે, અંદર આવનારાઓ આસાનીથી બેઠેલા હોય છે, જવાની તેમને જરાપણ ઉતાવળ હોતી નથી જ્યારે તેઓ જાય છે ત્યારે ઘરધણીને, આવા ટોળાને ઘરમા ઘાલવા બાબત પત્નીના પ્રશ્નોના મારાનો જવાબ આપવો પડે છે

આવા બે જુદા જુદા છેડાના વાચકો—એક શાંતિ અને એકાંતમા છાપુ વાચવાનુ પસંદ કરે છે, તે તથા તેનાપર આક્રમણ કરનારા ચાચીઆઓની વચ્ચે એક બીજો પ્રકાર આવે છે તેને પોતાને એકલા એકલા છાપુ વાંચતા, જે પોતે વાચતા હોય તેનુ ઉચ્ચ સ્વરે ઉચ્ચારણ કર્યા સિવાય ચાલતુ નથી આ માણસ ધીમેથી શરૂઆત કરે છે અને જેમ જેમ ખબર પર તેની દ્દષ્ટિ પડતી જાય છે, તેમ તેમ મોટેથી વાચવાનુ ચાલુ કરે છે તેણે એક વખત શરૂ કર્યું એટલે જ્યા સુધી થાકે નહિ ત્યાં સુધી તે કાર્ય ચાલ્યા કરવાનુ. આ વ્યક્તિ પાસે બેસનારાઓ માટે ખરેખર કંટાળારૂપ છે

જુદા જુદા વાચકોની વિશિષ્ટ ટેવોનુ આ નાના નિબંધમા વર્ણન કરવાનુ શક્ય નથી જે સામાન્ય વાચક નજરે પડે છે તેનો નિર્દેશ થઇ ગયો છે ગમે તેમ, પણ વાચેલ પુસ્તકમાં પોતાને જે બાબતમા રસ પડયો હોય ત્યાં લાલ પેન્સિલની લીટા કરતા વાચકોને આપણે વિસરવા ન જોઇએ પુસ્તક વાંચતી વખતે નિશાની તરીકે કાગળની કટકી ન રાખતાં, પાનાના છેડા વાળનાર વાંચકને પણ આપણે ભૂલવા ન જોઇએ રાત્રે પથારીમા સૂતી વખતે ચોપડી પાસે રાખનારનો પણ એક વર્ગ છે વાચવા માટે પણ શોભા અને ટેબલ પર પુસ્તકોનો ગંજ રાખનારાઓ પણ છે વળી કેટલાક આપણી પાસેથી વાંચવા માટે પુસ્તકો લઈ જઈ તેમનેપૂરેપૂરાં વાંચીને પોતાની પાસે રાખવાનુ યાદ રાખે છે, અથવા તો બીજાને વાચવા દે છે

આ તો હળવા વાંચનની વાત થઇ હવે વિદ્યાર્થીઓનો પ્રશ્ન લઇએ પરીક્ષા પસાર કરવા માટે તેઓને અમુક નકકી થએલ પુસ્તકો વાચવાની ફરજ પડે છે સાચુ પૂછો તો, આપણા આ યુવાન મિત્રો જ બીજું હળવુ વાચન પસંદ કરશે અથવા તો દિવસ આખો રમતગમતમાં

પસાર કરી સાંજે સિનેમામા જઇ રાત્રે સ્વપ્નહીન ઉંઘવાનુ પસંદ કરશે પણ હું કહી ગયો તેમ પરીક્ષા પસાર કરવી જ પડવાની હોય તેઓએ પરીક્ષાના વખતે તો કંઈક વાંચવુ જ પડશે આ વખતે તેઓ વાચનની ખરી ખૂબી બતાવે છે તમે એવા વિદ્યાર્થીને મળશો કે જે વારંવાર ગરમ ચાના ગ્લાસથી પોપચાને બંધ થવા ન દેતા મોડી રાત સુધી વાચવામાં માને છે બીજે દિવસે તે ખૂબ મોડો ઉઠે છે ત્યારે તેને આશ્ચર્ય થાય છે કે ગઈરાત્રે મગજમા આટલુ ભર્યા છતા તે ખાલી કેમ લાગે છે ! તેના મગજમા ફરીથી ભરવાની સ્થિતિ આવે ત્યાર પહેલા તો પરીક્ષાના ખંડમા જવા માટેનો વખત થઈ ગયો હોય છે

બીજો વિદ્યાર્થી વહેલાં સૂઇ જવામા માને છે સવારમા બે ત્રણ વાગ્યે ઉઠીને બાકી રહેલું વાંચવાનુ તે પૂરૂ કરે છે ઘડિયાળમા મૂકેલ એલારામની ઘંટડી વાગતા જ તે શય્યાનો ત્યાગ કરે છે પણ ફાનસ સળગાવીને તેની પાસે બેમે ત્યાથી માંડીને સવારમા ચાનો પ્યાલો મળે ત્યા સુધી ઝોકા તથા બગાસા ખાવામા જાય છે એક ને એક પાનુ તે વાંચ્યા કરે છે ખુરશી-માથી ઉઠતા તેને જણાય છે કે તેણે જ્યાથી શરૂઆત કરી ત્યા જ તેણે પૂરૂં કર્યું હોય છે અને આ બધુ બળતી આંખે, ખુરશી પર બેસીને, જ્યારે જગતની બધી જીવંત વસ્તુઓ શાંતિથી ઉંઘ લેતી હતી ત્યારે તેણે કરેલ હોય છે

કેટલાક વિદ્યાર્થીઓ સૂતી વખતે પુસ્તકો સાથે લઇ જાય છે, અને ઉશિકા નીચે રાખે છે તે લોકોની કદાચ એવી માન્યતા હશે કે ઊંઘ દરમિયાન પુસ્તકમાથી તેમના ભેજામા જ્ઞાન-પ્રવાહ વહેતા હશે, પણ દલીલની ખાતર પણ તેઓ બીજી સંભવિતતા, ધારો કે તેમનો મત ખરેખર સાચો હોય તો પણ બીજી શક્યતા પણ છે કે જાગ્રત અવસ્થા દરમિયાન પુસ્તકોમાથી પરાણે પ્રાપ્ત કરેલ જ્ઞાન, બંધ પાનામા ભરાઇ જવાનો સંભવ છે—નો વિચાર કરતા નથી જે વિદ્યાર્થીઓ વાચનને પાપ ગણે છે તેઓને આમાથી સ્વાભાવિક રીતે જ મુક્ત રાખવામા આવ્યા છે

—છોટાલાલ માનસિંગ કામદાર

---

## તુલસીકૃત રામાયણ અને મહાત્માજી

શ્રી શંકરલાલ બેંકર જ્યારે જર્મનીથી નવા નવા આવ્યા ત્યારે તેમને યુરોપીય સાહિત્ય પર વધારે પ્રીતિ હતી. અને કોઇપણ નવું પુસ્તક પ્રગટ થાય કે તે મહાત્માજીને વાંચવા આગ્રહ કરતા

તે પછી મહાત્માજીએ શ્રી. શંકરલાલને કહ્યુ કે હવે હું ન તો આવાં પુસ્તકો વાચીશ કે ન તો તમને વાંચવા દઇશ, તમે તુલસીકૃત રામાયણ વાંચો અને પછી મને કહેજો કે હવે કાંઈ વાંચવા જેવુ બાકી રહે છે ?

તે પછી શ્રી શંકરલાલે રામાયણ વાચી, અને તે ઠંડા થઇ ગયા, અને તે પછી યુરોપીય સાહિત્ય પ્રત્યેનો તેમનો મોહ ઉતરી ગયો

આપણા બાળકોને નિયમિત શાળામા જતાં શિખવીશુ તો ભવિષ્યમા આવા પ્રૌઢ-શિક્ષણ વર્ગો ખોલવાની જરૂર રહેશે નહિ

આપણા રાજ્યમા ખેતીવાડી ખાતુ જેવુ ફરતું છે, તેવુ જ પ્રૌઢ-શિક્ષણ ખાતુ પણ ખોલવાની જરૂર છે નાના ગાડામાં અગર તો મોટરમા જરૂરીઆતના સાધનો સહિત દિવસે સમજાવી અને રાત્રે તેને લગતાં ચિત્રો જાદુઇ ફાનસથી બતાવવાં. લોકોને ભણવુ કદાચ કંટાળા-ભરેલુ લાગશે, તે પણ તેઓ સિનેમા જોવાની લાલચે જરૂર આવશે, આ સાધન જ ફક્ત એવુ છે કે તે ગામડાના માણસોને આકર્ષી શકે ગામડાના અભણ માણસો લાંબા લાંબા ભાષણોથી કદાચ ન પણ સમજી શકે. તેમને પ્રત્યક્ષ દાખલો આપીને સમજાવવા જોઇએ. મને આશા છે કે આપણી સરકાર આ સૂચનાને વહેલી તકે અપનાવશે.

વિદ્યાર્થી મિત્રોને હું વિનંતિ કરું છુ કે તેઓ આ કાર્યને પોતાને માથે લઈ લે, અને આપણા ભાઇઓને જ્ઞાનરૂપી જલ પાય તેઓ જોશે અને શીખશે, સાભળશે અને વિચારશીલ બનશે એ રીતેજ આજે આપણા ઉપર જે અજ્ઞાનતાનુ કલંક છે તે દૂર કરી શકીશુ

—મનુપ્રસાદ જગજીવનદાસ પંડ્યા

બીજાઓને ઉપયોગી થઇ પડવાનુ ગૌરવ કેવળ સતત ઉદ્યોગપરાયણતાનુ વરદાન પામેલા પુરુષો જ અનુભવી શકે છે.

મોજશોખની ઉપેક્ષા કરનાર અને ઉદ્યોગપ્રેમી પુરુષ પોતાના મિત્રો અને સંબંધીઓનાં દુ:ખો ફેંકી નાખે છે અને તેમના દેશમા થાંભલાની માફક ઊભો રહે છે

—કૉન્ફ્યૂશિયસ

## વિવેકભરી વાણી

શિક્ષકની તોછડાઇથી નાના બાળકો ત્રાસે છે અને તેના જીવનભરના વિરોધી બને છે શિક્ષકના સહાનભૂતિના બે બોલથી બાળકના મનમા હર્ષના ઉમળકા આવે છે અને તેના જીવનભરના ઋણી બની રહે છે

શાસ્ત્રોમા કહ્યુ છે કે આત્મા એ માણસનો શત્રુ થઈ શકે છે અને મિત્ર પણ થઇ શકે છે, તે જ રીતે આપણી જીભ પણ આપણો શત્રુ થઇ શકે છે અને મિત્ર પણ થઇ શકે છે જીભના બે કામ છે એક સ્વાદનુ અને બીજુ વાણીનુ જેની વાણી કેળવાયલી છે, વિવેકભરી છે, સભ્યતાવાળી છે તે જ્યા જાય ત્યા મિત્રો પેદા કરે છે અને જેની વાણી તોછડી, કડવાશભરી અને વિવેકહીન છે તે જ્યા જાય ત્યાં વિરોધીઓ પેદા કરે છે વિવેકી જીભની સાથે હૃદયની મીઠાશ હોય અને ગાંધીજીની માફક મનમા અહિંસા હોય તો તે અજાતશત્રુ બની જાય, તે તો સોનામા સુગંધ મળ્યા જેવુ થાય પણ વિવેકભરી વાણી અને સભ્યતાભર્યું વર્તન પણ જીવનમા ઘણુ જરૂરી છે તેના સંસ્કાર શાળામા અને ખાસ કરીને ઘરમા પાડવા જોઇએ

—વિઠ્ઠલદાસ કોઠારી.

# પુસ્તકાલય પ્રવૃત્તિ અને શિક્ષકો

પુસ્તકાલય પ્રવૃત્તિ એ આપણે ત્યાં ચાલતી અનેકવિધ પ્રવૃત્તિઓ પૈકીની એક અગત્યની પ્રવૃત્તિ છે આ પ્રવૃત્તિને વેગવાન બનાવવા અનેક પ્રયત્નો થઇ રહ્યા છે. ખાસ કરીને આ પ્રવૃત્તિના સચાલકો શિક્ષકભાઇઓ જ હોય છે વિશાળ દષ્ટિથી જોઇએ તો આ પ્રવૃત્તિને પોતાની કરવા બદલ શિક્ષકભાઇઓએ ગૌરવ સાથે પોતાના અહોભાગ્ય માનવા જોઇએ !

શ્રીમત અને ધનિક લોકો હજારો લાખો રૂપિયાની રકમો ખર્ચી કેળવણીની સસ્થાઓ બંધાવે છે કિંવા ઉદાર સખાવતો બક્ષી ગૌરવ સાથે પોતાની ફરજ અદા કરે છે આપણે શિક્ષકો એટલા શ્રીમત નથી, એટલા ધનિક નથી કે એટલા આર્થિક સ્થિતિએ સબળ નથી, કે જે હજારો લાખો રૂપિયાની રકમો જ્ઞાન પાછળ ખર્ચી શકીએ, પરતુ આપણી પાસે જે મહાન મૂડી છે તે પુસ્તકાલયો છે તે પુસ્તકાલયોમાથી રુચિ અનુસાર જ્ઞાન આપી સરકારરૂપી સખાવતો કર્યાનો સતોષ અનુભવી શકાય આપણી આ સખાવત પાછળ કીર્તિલોભ કે પ્રશસાનો લોભ નહિ હોવાથી એક ગુપ્તમાં ગુપ્ત અને મહાન સખાવત તરીકે ગણી શકાશે !

આપણા ધર્મશાસ્ત્રમા પણ કહ્યુ છે કે, એકલા પ્રભુભજનથી સદ્‌ગતિ-મોક્ષગતિ નથી મળી શકતી મોક્ષગતિ મેળવવા માટે સાચા જ્ઞાનની જરૂર રહે છે ગીતાજીમા પણ કહ્યુ છે કે " न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते । આ જગતમા જ્ઞાનના જેવુ પવિત્ર બીજુ કઇપણ નથી " આ પવિત્ર-જ્ઞાન વસ્તુ શિક્ષકોના હાથમાં હોય તે સામાન્ય વસ્તુ ન લેખાય ! શિક્ષકભાઈ વિવેકશક્તિ કેળવી ઉત્તમ પુસ્તકો વ ાવી તેનુ વાચન પ્રચારદ્વારા સદ્‌ગતિનો માર્ગદર્શક ઇશ્વરનો દૂત ગણી શકાય ! પ્રભુનો આદેશ પ્રસારવાના સફળ પ્રયત્નોમાં તેને પ્રભુ તરફથી પુણ્યનો હિસ્સો મળી રહે છે ! તો આવા મહાન કાર્યમા અને વિના મૂલ્યે મળેલ લાભમા વિમુખતા સેવવી એ હાથમા આવેલા હીરાને પથ્થર ગણી લેવા જેવી ભૂલ ગણાવી જોઇએ

શિક્ષક એ તો વિદ્યાગુરુ છે વિદ્યાગુરુનો અર્થ સકુચિતપણે ન લઇ શકાય કે, આખા શિક્ષકજીવનમા એકડો-બગડો ઘુટાવ્યે જ કરવો એકડો-બગડો ઘુટાવ્યેથી ભલે આપણે સકુચિત દષ્ટિએ ફરજથી છૂટયા માનતા હોઇએ, પણ કુદરત આપણી આ ફરજને માન્ય નહિ રાખે ! આ શિક્ષણ દ્વિતીય ગણી શકાશે જો સાચા વિદ્યાગુરુ થવુ હોય તો વિદ્યાર્થીઓને એવુ ચિરજીવ જ્ઞાન આપવુ જોઇએ, કે જે તેને આર્થિક, ધાર્મિક, કૌટુબિક અને સામાજિક દષ્ટિએ માર્ગદર્શક થઇ પડે અને તેવા શિક્ષણ માટે તો આપણી પાસે પુસ્તકાલય જેવુ મહાન ક્ષેત્ર છે, તો તેમા બાળકોને પણ પ્રેરવા જોઇએ, જેથી આપણ સાચુ કર્તવ્ય બજાવ્યાનો આપણને સતોષ થશે અને નિજાનદ અનુભવીશુ

આપણી પાસે એકાદ વર્તમાનપત્ર, માસિક કે પુસ્તક હોય છે તો આપણને વાચવાની સ્વાભાવિક જિજ્ઞાસા થાય છે તો પછી આ વગર મૂડીએ થોકબધ પુસ્તકો આપણા કબજામાં હોય તો પછી તેના તરફ આપણી દષ્ટિ ગયા વિના રહે ખરી કે ? વાચકો પુસ્તકોથી આકર્ષાઇને

પુસ્તકો લેવા આપણી પાસે આવે છે, તો આની આકર્ષક વસ્તુ આપણી પાસે હોવા બદલ ગૌરવ લેવુ ન ઘટે? અને મોટુ ગૌરવ તો એ જ છે કે, આપણે આપણુ મનગમતું કોઈ-પણ પુસ્તક, કોઇપણ સમયે, કોઈની પણ આડખલી વગર અને કોઇની પણ રજા વિના ઝડપથી લઇને વાચી શકીએ છીએ! આવા જ્ઞાનમદિરના સચાલક હોવા બદલ અત કરણથી પ્રભુનો ઉપકાર માનવો ઘટે!

ઉપર્યુક્ત દૃષ્ટિથી જોતા આ પ્રવૃત્તિ પાછળ રસ લેવો અને સેવા આપવી તે મહાન કાર્ય કહી શકાય. જો કે, આ પ્રવૃત્તિથી આર્થિક લાભ ભલે મળતો નથી અને હાલના કટોકટીના સમયે સેવાની ભાવના અદા કરવી એ પણ એક મહાન પ્રશ્ન થઇ પડે તેમ છે, છતા યે ધાર્મિક કર્તવ્યની દ્રષ્ટિએ જોઇએ તો આપણા જીવનમા આ જ્ઞાન પ્રસારનાની સેવા એક મહાન પુણ્ય કાર્ય કહી શકાશે. આર્થિક લાભની દ્રષ્ટિએ તો ગાડા વેલા પણ તૈયાર થાય છે, અને નિ સ્વાર્થપણે અને પરોપકારની દ્રષ્ટિએ કાર્ય કરવામા સજ્જનના રહેલી છે! નિ સ્વાર્થતાના અને પરોપકારનાં બીજમાથી વિશાળ વૃક્ષ થશે તે સર્વને લાભદાયી નિવડશે આજના દેશનેતાઓના જીવન તરફ જોતા સમજાશે કે, તેઓએ જેટલી સ્વાર્થત્યાગના અને પરોપકારની ભાવના કેળવી તેટલી જ આજે તેઓએ મહત્તા મેળવી! તો આપણે પણ આવા નાનાશા કાર્યમા ભાવે કે અભાવે સ્વાર્થત્યાગ સમજી જ્ઞાન પ્રસારના માટે અત કરણની ભાવનાથી જોઇ યથાશક્ય ભોગ આપવાની ઇશ્વરપ્રેરિત ફરજ સ્વીકારવી જોઇએ અને આ ફરજ અદા કરવા સૌ શિક્ષક ભાઇઓને આગ્રહપૂર્વક વિનતિ છે

— ચદુલાલ કે. દવે

સહમત્રી, મહાલ પુ મડળ, ચાણસ્મા

---

—કાળી મોટી બહેન આળસ ભેગી રહે છે, કમલવાસિની શ્રી માનવ પુરુષાર્થમાં રહે છે ( શ્રી અથવા લક્ષ્મી નાની બહેન છે મોટી બહેન તે અલક્ષ્મી—દળદરની દેવી )

o

—ઉન્નત અભિલાષા એ પૌરુષનુ લક્ષણ છે એ વગરના માણસો ઝાડ જેવા છે કેવળ આકાર જુદો હોય છે એટલુ જ.

o

—દીર્ઘસૂત્રતા, ભૂલકણાપણુ, આળસ અને ઊંઘ, એ ચાર અભાગિયાઓને લક્ષચાવી ડુબાડી દેનારી હોડીઓ છે

o

—જે માણસ નિષ્ક્રિયતાનો ભોગ થઇ પડે છે, અને તનતોડ ઉદ્યમ કરતો નથી, તેને પહેલાં મિત્રો તરફથી ઠપકો મળે છે, પણ અ તે તો તે સૌ કોઇના તિરસ્કારના પાત્ર થાય છે.

કામ ગમે તેવું મોટુ હોય તેથી હિમત હારશો નહિ તનતોડ પ્રયત્ન સદા વિજયી નીવડે છે

—કોન્ફ્યૂશિયસ




૧ સુશ્રુત આયુર્વેદ-ભાગ ૧-૨ (બીજી આવૃત્તિ) અનુવાદક શ્રી શાસ્ત્રીકાલિદાસ ગોવિંદજી-જામનગર. પ્રકાશક. સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ પૃષ્ઠ બન્ને ભાગના ૧૨૪૦, બન્ને ભાગના કિમત ૫ દર રૂપીઆ.

આ ગ્રંથ આયુર્વેદનો પ્રાચીન પ્રતિષ્ઠિત અને શાસ્ત્રીય ગ્રંથ છે તેમજ આયુર્વેદની જે વૃદ્ધત્રયી કહેવાય છે તેમાંનો તે એક છે વૃદ્ધત્રયીમા ચરક સુશ્રુત અને વાગભટ્ટ, એ ત્રણ ગણાય છે તેમા ચરક અને સુશ્રુત સ્વતંત્ર ગ્રંથો છે, જ્યારે વાગભટ્ટ એ બન્ને ગ્રંથોના દોહનરૂપ પાછળથી લખાયો મનાય છે આ ગ્રંથ માટે આયુર્વેદમાં કહેવાય છે કે—

શરીરસ્થાનમા સુશ્રુત સંહિતા સર્વોત્કૃષ્ટ ગ્રંથ ગણાય છે. તેમાં શલ્યતંત્ર શાલાક્યતંત્ર, કાયચિકિત્સાતંત્ર, ભૂતવિદ્યાતંત્ર, કૌમારભૃત્યતંત્ર, અગદતંત્ર રસાયનતંત્ર અને વાજીકરણતંત્ર એમ આઠે અંગોનો સમાવેશ કરવામા આવ્યો છે તેના પૂર્વ અને ઉત્તરતંત્રના મળીને કુલ ૧૮૬ અધ્યાય છે તે પૈકી સૂત્રસ્થાનના ૪૬, નિદાનસ્થાનના ૧૬, શારીર સ્થાનના ૧૦, ચિકિત્સાસ્થાનના ૪૦ અને કલ્પ સ્થાનના ૮ મળી ૧૨૦ છે અને ઉત્તરતંત્રના ૬૬ અધ્યાય છે તેમા શલ્યતંત્રરૂપ વાઢકાપ આદિ ક્રિયાઓને બીજા વિષયો કરતા વિશેષ મહત્ત્વ આપવામા આવ્યુ છે

અત્યારે આપણે ત્યા કેટલાકોમાં એવો ખ્યાલ પ્રવર્તે છે, કે દેશી વૈદકમા શસ્ત્રક્રિયા (ઑપરેશન) નુ જ્ઞાન પહેલેથી જ નથી, અને તે પાશ્ચાત્યોમાંથી ઉતરી આવેલુ છે પરંતુ આ એક ખોટો ભ્રમ છે તે આ ગ્રંથ ઉપરથી જોઇ શકાય છે આ ગ્રંથમા શસ્ત્રક્રિયા માટેનાં હથીઆરો, તેની બનાવટ, માપ આકાર તેમજ ઉપયોગ સંબંધી જ્ઞાન આપવામાં આવ્યું છે વળી મૃતશરીરને પાણીમાં કહોવડાવી તેના બાહ્યાભ્યંતર અંગો જોવાનુ વિધાન પણ બતાવવામા આવ્યુ છે અને શરીરના અસ્થિની ગણતરી કરવામા આવી છે એ શસ્ત્રક્રિયાના પ્રત્યક્ષ અનુભવ વિના બનવુ અશક્ય છે એટલે પ્રાચીનકાળમા આયુર્વેદમા શસ્ત્રક્રિયાનુ વિધાન હતુ એ વાત ચોક્કસ અને નિર્વિવાદ છે

આયુર્વેદ પ્રથમ ગ્ર જ ત્રિદોષવાદ ઉપર રચાએલો છે જેમા વાત, પિત્ત અને કફ, એ ત્રણે દોષોને સઘળા રોગનુ મૂળ માનવામા આવ્યા છે બધા વ્યાધિઓમાં ત્રિદોષવાદનાં ચિહ્નો જોવામાં આવે છે આ ત્રણે દોષોનો વિકૃત, સચય, પ્રકોપ, પ્રસર અને સસ્રય થઇને દોષોના એ છાવત્તા પ્રમાણમા રોગો ભિન્નભિન્ન સ્વરૂપે જણાય છે એ દોષોનો વિચાર કરી ઔષધોની યોજના કરવામા આવે તો જ વ્યાધિઓ ઉપર કાબુ મેળવી શકાય છે આ વિષય સબધે સુશ્રુત ના નિદાનસ્થાન, ચિકિત્સાસ્થાન અને ઉત્તરાત ત્રમાં સારો પ્રકાશ પાડવામાં આવ્યો છે

શારીરસ્થાનમા ગર્ભિણી વ્યાકરણ શારીર અધ્યાય ( પ્રસૂતિ વિદ્યા ) જેમા ગર્ભિણીએ પાળવાના નિયમો, સુખથી પ્રસવ થાય તેવા ઉપચારો, દાયણોએ પ્રસૂતિ કેમ કરાવવી ? ગર્ભ આડોઅવળો થઇ અટકી રહે ત્યારે ચમત્કારિક ઔષધિઓની ધુણી આપી તેમ જ ઔષધિઓના મૂળ હાથે બાંધી સરળતાથી પ્રસૂતિ કરાવવાના ઉપચારો, જન્મે ા બાળકની તત્કાલિક સારવાર સુવાવડીએ પાળવ ના નિયમો, અહાર, વિહાર, ધાત્રીવિજ્ઞાન બાળઉછેર વગેરે વિષયો સારી રીતે ચર્ચવામાં આવ્યા છે

ઉપરોક્ત વિષયો ઉપરાત સાંખ્ય, ન્યાય વૈશેષિક વેદાંત, આનુવંશિકતા, સપ્રજીવજનન, સ્ત્રીરોગ, તેમજ દિનચર્યા, રાત્રિચર્યા, ઋતુચર્યા, રસાયણવિદ્યા, વાજીકરણ વગેરે વિષયોનું પ્રસ્તુત ગ્રથમા ઝીણવટભર્યું જ્ઞાન આપવામાં આવ્યુ છે

સુશ્રુત આયુર્વેદ સામાન્યપણે સર્વાંગ સુદર ગ્રથ હોઇ તે આયુર્વેદનુ એક અણમોલુ રત્ન છે. મુળ ગ્રથ સસ્કૃત ભાષામાં હોઇ સંસ્કૃતનુ ઓછુ જ્ઞાન ધરાવનાર વૈદ્યકના અભ્યાસીઓ અને જિજ્ઞાસુઓ માટે આ ગ્રથ એક આશીર્વાદ સમાન છે પ્રકાશક સંસ્થએ ગ્રથના ગુજરાતી અનુવાદ પ્રગટ કરી આયુર્વેદની ભારે સેવા બજાવી છે

આયુર્વેદના અભ્યાસીઓ અને વૈદ્યોને આ ગ્રથ વાંચવા વસાવવા તેમ જ ભારતના એલોપથીના પૂજકોને પણ ભારતીય આયુર્વેદના પ્રચીન ગૌરવરૂપ પ્રસ્તુત ગ્રંથના બન્ને ભાગો વાચવા ખાસ ભલામણ છે

—ચદુલાલ વૈદ્ય

૨ રવિશંકર મહારાજ · લેખક શ્રી બબલભાઇ મહેતા, પ્રકાશક કમલ પ્રકાશન મદિર, અમદાવાદ ૭, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૩૮+૮ કવર જેકેટ સહિત પાકુ પૂઠું, મૂલ્ય. ૫-૮-૦

શ્રી રવિશંકર મહારાજને અજે ગુજરાત આખુય સારી રીતે ઓળખે છે એમનો સાદો પહેરવેશ, સાદુ જીવન તથા નિરાભિમાન, નિરાડબરી, નિસ્વાર્થવૃત્તિએ એમના ગુણો આજે સૌ કોઇને આકર્ષે છે અને એમના પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે જેમને એમનો સમાગમ થયો હશે તેમને શ્રી રવિશંકર મહારાજ હાલતીચાલતી વિદ્યાપીઠ જેવા લાગતા હશે એમની પાસે સામાન્ય અને વ્યાવહારિક જ્ઞાનનો એટલો બધો સભાર ભર્યો છે કે જે સાંભળેય ખૂટતો નથી અને જેમ જેમ સાંભળીએ તેમ તેમ એમની પાસેથી નવુ નવુ જાણવાની જિજ્ઞાસાઓ આગળ વધતી જાય છે.

ગુજરાતની પછાત કોમોની સુધારણામાં તથા કોંગ્રેસ તરફથી ગુજરાતમાં લડાયલી

સત્યાગ્રહી લડતોમાં પણ એમણે અથાક અને અવિરત કામ કર્યું છે ધાર્યું કામ પાર પાડવા, ગમે તેવુ કઠિન હોય, છતાંય ખડે પગે તૈયાર, ગમે તેટલી મજલ કાપવાની હોય તો પણ તૈયાર, બહારવટીઆ લુટારૂઓના સ્થાનમાં જવુ હોય તો પણ તૈયાર

ગુજરાતના આવા એક પ્રખર અને સાચા લોકસેવકની આ પુસ્તકમાં જીવનકહાણી છે આ પહેલા એમના જીવનને સ્પર્શતાં, 'માણસાઇના દીવા' 'મહારાજ થયા પહેલાં,' 'મહારાજની સાથે' એ પુસ્તકો પ્રસિદ્ધ થયા છે, તેમા આ પુસ્તકનો પણ ઉમેરો થાય છે. આ પહેલાંના પુસ્તકો મહારાજના જીવનનાં સંસ્મરણો આલેખે છે જ્યારે આ મહારાજના જીવનની પૂરેપૂરી કહાણી રજુ કરે છે આ કહાનીના લેખક પણ થામણાના મૂક સેવક શ્રી બબલભાઇ મહેતા છે એમની લેખનશૈલિ પણ સાદી, સરળ અને સચોટ છે સામાન્ય જન વાંચી સમજી શકે એવું આ પુસ્તક છે. 'ગાંધી યુગનો પ્રેરક પ્રતિનિધિ' એ શીર્ષક હેઠળ કાકા કાલેલકરની પ્રસ્તાવના પણ મૂકી છે.

પુસ્તક સૌ કોઇએ વસાવવા જેવુ અને વાંચવા જેવું છે. પુસ્તકની કિંમત બહુજ ભારે કહેવાય. વ.

૩–તાલુકા પુસ્તકાલયો માટે પુસ્તકોની યાદી—પ્રયોજક શ્રી પાંડુરંગ ગ દેશપાંડે, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ક્રાઉન આઠ પેજી કદના પૃષ્ઠ ૮, મૂલ્ય ૦–૩–૦

પુસ્તકાલયોમા ઉત્તમ પુસ્તકો વસાવવા માટે પુસ્તકપસંદગી સમિતિને ઉપયોગી થઇ પડે તે માટે ઉપર્યુક્ત સંસ્થા તરફથી આ યાદી પ્રસિદ્ધ કરવામા આવી છે

યાદીમાં નવજીવન પ્રકાશન મંદિરના પુસ્તકો વધુ પ્રમાણમા પસંદ કરાયલા હોવાનુ ઉપર દષ્ટિએ જોતા સહેજે જણાઇ આવે છે કંઇક સસ્તુ સાહિત્યના અને કંઇક કંઇક ઇતર પ્રકાશકોના પુસ્તકોનો પણ એમાં સમાવેશ કરવામા આવ્યો છે

અલબત્ત, નવજીવન પ્રકાશન મંદિરનાં પુસ્તકોની ઉત્તમતા માટે બે મત હોઇ શકેજ નહિ, છતાં જેટલુ અગ્રત્વ એ પ્રકાશનસંસ્થાના પ્રકાશનોને અપાયુ છે તેટલુ બલ્કે ઘણા ઓછા પ્રમાણમા અન્ય પ્રકાશનોને અપાયુ છે. આપણા સિદ્ધહસ્ત નવલનવેશો શ્રી ધૂમકેતુ, શ્રી મુનશી તેમજ શ્રી ચુ વ શાહ જેવા લેખકોની રસભરી અને ઐતિહાસિક તથ્યોને આવરી લેતી નવલકથાઓને બહુજ જૂજ સ્થાન મળ્યુ છે

ઉપરાંત, આ પુસ્તકોની યાદીમા અમને એક ત્રુટિ જણાઇ આવે છે અને તે છે કેટલાંક અપ્રાપ્ય (Out of print ) પુસ્તકોનો સમાવેશ કરવામા આવ્યો છે તે તેને બદલે હાલ મળી શકતા અદ્યતન સરકારપ્રેરક પુસ્તકોને સ્થાન અપાયુ હોય તો અન્ય વિદ્વાન લેખકોનાં પુસ્તકોનો પણ આ યાદીમા જરૂર સમાવેશ કરી શકાત.

આ યાદી જોનારને કદાચ એમ પણ લાગવા સંભવ છે કે, અમુક જ સંસ્થાના વિશેષ પ્રચાર અર્થે જ આ યાદી પ્રસિદ્ધ કરાઇ છે —મ પ્ર વ્યાસ

## સામયિકો

" કુમાર " ૩૦૦ મો અંક :- તંત્રી . શ્રી. બચુભાઇ રાવત, પ્રકાશક : કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ

આપણા ગુજરાતી માસિકોમાં " કુમાર " એના લેખવૈવિધ્ય, વિચારપ્રચૂર સાહિત્ય-સામગ્રી અને છાપણીની વિશિષ્ટ કલાને કારણે પ્રથમ કક્ષાએજ રહ્યું છે

ગુજરાતના કલાગુરુ શ્રી. રવિશંકર રાવળે ચાલુ કરેલી આ માસિકસંચાલનની પ્રવૃત્તિને એમના અનુગામી શ્રી. બચુભાઇ રાવત એમનીજ વિશિષ્ટ રચનાકલા વડે ચલાવી રહ્યા છે

. 'કુમાર' ના પ્રથમ અંકથી આજપર્યંતના એના બધા અંકોમાં એની એ તમામ વિશિષ્ટતાઓ જળવાઇ રહી છે

એણે એનો ૧૦૦ મો અંક પ્રકટ કરીને ગુજરાતી સામયિકોમા એક વિશેષ પ્રકારની પરિપાટી શરૂ કરી હતી આ એનો ૩૦૦ મો ખાસ અંક પ્રકટ કરવામાં આવ્યો છે અંક જેવો પૃષ્ઠસખ્યામાં દળદાર થયો છે તેવોજ લેખસામગ્રીથી પણ સમૃદ્ધ બન્યો છે એમા અપાયેલા લેખો ગંભીર વાચનયુકત હોઇને પ્રેરક પણ છે. દાદા સાહેબ માવલંકરની આત્મકથા, શ્રી કિશનસિંહ ચાવડાનો ગાંધીજી સાથેના ક્રાન્તિકારી વિચારો વ્યકત કરતા વિચારોભર્યું આત્મમથન ઉપરાત પ્રવાસને લગતા અને સાહિત્ય કલા અને નૃત્યને લગતા લેખો પણ એમાં એની વિશિષ્ટ ગોઠવણી પ્રમાણે અપાયા છે. ઉપરાત આપણા કલાકારોનાં ત્રિરંગી ચિત્રો એની આકર્ષકતામાં ખાસ ઉમેરો કરે છે

આજોય અંક એક ઉમદા વાચનપ્રચૂર ગ્રંથ સરખો થયો છે સંપાદકની વિશિષ્ટ લેખ-દ્રષ્ટિ અને ગોઠવણી અહીં સ્પષ્ટ આગળ તરી આવે છે

આ અંક પુસ્તકાકારે બંધાવી લઇ હમેશને માટે સાચવી રાખવા જેવો થયો છે.

પ્યારા બાપુ સંપાદક શ્રી ધીરેન ગાંધી વિનેશ્વરકે, મુંબઇ વાર્ષિક લવાજમ રૂ ૬-૮-૦

મહાત્માજીના સંપર્કમા રહેલા ભાઇ શ્રી ધીરેન ગાંધી તરફથી આ માસિક દર માસે પ્રકટ કરવામાં આવે છે એમાં ગાંધી સાહિત્ય આપવા ઉપરાત ગાંધીજીની દુષ્પ્રાપ્ય એવી એકાદ છબી પણ આપવામા આવે છે ગાંધીજીના પ્રેરણાવચનો આપતુ દર માસે પ્રકટ થતુ આ માસિક આવકારદાયક છે અને આવુ શિષ્ટ સાહિત્યનું સામયિક દરેક પુસ્તકાલયમા સુખેથી લેવાય

પારિજાત-સંપાદક' શ્રી જનીકાન્ત ત્રિવેદી, સાધના પ્રકાશન મંદિર-ભાવનગર વાર્ષિક લવાજમ રૂ ત્રણ

ત્રણ રૂપિયા જેટલા અલ્પ લવાજમથી આ માસિક પ્રકટ કરવામાં આવે છે એમા આપણા અગ્રગણ્ય-કવિઓ લેખકો કવિ સુન્દરમ્, પન્નાલાલ પટેલ, શીતારામ શર્મા વગેરેના લેખો આવે છે ત્રિરંગી કવર ચિત્રથી ઓપતુ આ માસિક ત્રણ રૂપિયાના લવાજમા ખૂબ સસ્તુ કહી શકાય

એના નવા વર્ષના પ્રારંભમાં અમે એને અંતરના અભિનંદન આપીએ છીએ.

# નવીન પ્રકાશન

## મેસર્સ એન. એમ. ત્રિપાઠી લિ મુંબઇનાં પુસ્તકો

૧ મેના-પોપટ-પ્રયોજક શ્રી અરવિંદ નર્મદાશંકર શાસ્ત્રી, મૂલ્ય રૂા. ૩-૮-૦

૨ નવીના અથવા શેષપ્રશ્ન-અનુવાદક : શ્રી. રમણલાલ સોની; મૂલ્ય રૂા ૫-૦-૦

## સંસ્કૃતિરક્ષક સસ્તુ સાહિત્ય કાર્યાલય વડોદરા તરફથી

૩ મૃદુભાષિણી મહિયારણ-લેખક શ્રી મૂળજીભાઈ પી શાહ મૂલ્ય રૂા. ૩-૦-૦

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ વડોદરા તરફથી

૪ પ્રૌઢશિક્ષણ-પહેલી ચોપડી-પ્રયોજક શ્રી શંકરભાઈ સો પટેલ, મૂલ્ય ૦-૪-૦

૫ સર શાપુરજી બમનજી બિલીમોરીઆ-લેખક શ્રી અંબેલાલ નારણજી જોષી, જગીવાલા બિલ્ડિંગ, ચોપાટી, મુંબઇ ૭

## અન્ય પ્રકાશકો તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો

૬ સાંઘિક રમતોના નિયમો (ત્રીજી આવૃત્તિ)—સંયોજક શ્રી ચંદ્રશંકર મ ભટ્ટ, પ્રકાશક ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ-જવાહર બજાર, ભરૂચ મૂલ્ય ૨-૦-૦

૭ તાલુકા પુસ્તકાલયો માટે પુસ્તકોની યાદી-પ્રયોજક શ્રી પાંડુરંગ ગ. દેશપાંડે, પ્રકાશક ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, મૂલ્ય રૂા ૦-૩-૦

૮ શક્તિસ્તોત્રસુધા-પ્રયોજક અને પ્રકાશક શ્રી પુરુષોત્તમ શિવરામ ભટ્ટ ગવાડા (તા વિજાપુર)

૯ મગનમંથનમાળા-લેખક સ્વ શ્રી કેવળરામ દલાલ, પ્રકાશક, શ્રી ઇશ્વરલાલ વીમાવાળા, કેળાપીઠ સુરત મૂલ્ય અમૂલ્ય

૧૦ કુમારિકાઓને-લેખક શ્રી મુગતન શુચ, પ્રકાશક હંસ પ્રકાશન મંદિર, અમદાવાદ મૂલ્ય ૦-૧૨-૦

૧૧ અપ્સરા ખંડ ચોથો-લેખક શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇ, પ્રકાશક વિરાટ પ્રકાશન મંદિર, સોનગઢ, મૂલ્ય રૂા ૪-૮-૦

# પુસ્તકાલય નોંધ

## આવકારદાયક અને સ્તુત્ય

આ અંકમા અન્યત્ર અમે દૈનિક વર્તમાનપત્રો અને અમ સામયિકોમાં છપાયેલા સમાચારો પરથી એક અગત્યની નોંધ, તંત્રસ્થાનેથી લખી છે વડોદ ાની સરકારિકતામા કોઈ જાતની ઉણપ ન આવે અને એને આગળે સંગ્રાહયેલુ સરકારધન સંભાળ સચવાઇ રહે તેવો પ્રબંધ કરવાને લગતુ શ્રીમંત સરકાર પ્રત્યેનું અમારૂ એ નમ્ર નિવેદન હતુ.

એ તંત્રી-લેખ છપાઈ ગયા પછી શ્રીમંત સરકાર તરફથી એક પ્રેસનોટ તેના ખુલાસા રૂપે પ્રકટ થઇ છે અને વર્તમાનપત્રોમાં આવેલા એ મધળા સમાચારો વજૂદ વિનાના છે એમ જાહેર કરવામાં આવ્યુ છે અમે એ ખુલાસાને વધાવી લઇએ છીએ અને આ નીચે તેને સહર્ષ પ્રકટ કરીએ છીએ

યુદ્ધકાળ દરમિયાન અનેક પ્રકારની યુદ્ધવિષયક અને ઇતર પ્રકારની અફવાઓ જાહેર જનતામાં વહેતી થતી હતી, તેવુ જ આ વર્તમાનપત્રોમાં છપાયલા સમાચાર બાબત થવા પામ્યુ છે પરંતુ એ અફવાઓને સાચી ન માનવા શ્રીમંત સરકાર તરફથી જે ખુલાસો પ્રકટ થયો છે તે આવકારદાયક છે

પરંપરાએ વહેતી થતી આવી અફવાઓ માનવી ન જ જોઇએ પરંતુ જ્યારે તે પ્રતિષ્ઠિત વર્તમાનપત્રોને પાને ચડી ચૂકે છે ત્યારે તેના ખરાપણા બાબત ભાગ્યે જ કોઇ વ્યક્તિ શંકા સેવે છે. એવું જ આ બાબતમાં પણ થવા પામ્યુ છે અને તાબડતોબ શ્રી સરકારે પણ એનો ખુલાસો પ્રકટ કરી જાહેર જનતાનો ભ્રમ ટાળ્યો છે તે માટે શ્રીમંત સરકારને ધન્યવાદ અર્પણ કરીએ છીએ આ રહી એ પ્રેસ નોટ

### કમાઠીબાગનુ પ્રાણીસંગ્રહસ્થાન સત્તાવાર ખુલાસો

"કમાટી બાગમા પ્રાણીસંગ્રહસ્થાનમાથી કેટલાક સિંહ, વાઘ, ચિત્તા વગેરે વેચી દેવા માટે ખાતા તરફથી તા ૩૦ મી તથા ૩૧ મીના "ટાઇમ્સ" મા તથા બીજા પત્રોમા જાહેરાત પ્રસિદ્ધ થવા ઉપરથી પ્રાણીસંગ્રહસ્થાનના બધા જ પ્રાણીઓ વેચી દઇને પ્રાણીસંગ્રહસ્થાન બંધ કરી દેવામા આવનાર છે-એવી ગેરસમજૂત જનતામા ફેલાઇ જણાય છે આ માન્યતા તદ્દન ભૂલભરેલી હોઇ સાચી હકીકત એ છે કે છેલ્લાં કેટલાક વર્ષોથી કમાટી બાગના પ્રાણીસંગ્રહસ્થાનમાં પ્રાણીઓ તથા પક્ષીઓની સંખ્યા વધી પડી છે અને તેમને રાખવા માટેની પૂરતી જગ્યા રહેતી નથી એક જ જાતનાં પ્રાણીઓની વધુ સંખ્યા સંગ્રહસ્થાનમાં રાખવાની જરૂર ન હોવાથી વધારાનાં પ્રાણીઓ વેચી દેવાથી ખર્ચના બચાવ ઉપરાંત જગ્યા અને ખોરાકની

મુશ્કેલી પણ ટાળી શકાય છે બીજા સ્થળોના સગ્રહસ્થાનોમા પણ વધારાનાં પ્રાણીઓ વેચી દેવામા અગર બીજા સગ્રહસ્થાનો સાથે પ્રાણીઓની અદલાબદલી કરવામાં આવે છે 'અને એ જ ધોરણે વડોદરાના સંગ્રહસ્થાનમાંથી વધારાનાં પ્રાણીઓ વેચી દેવાની જાહેરાત આપવામા આવી છે ગયે વર્ષે પણ આ પ્રમાણે વેચાણ કરવામાં આવ્યુ હતુ ''



અખિલ હિંદ પુસ્તકાલય પરિષદનુ ૮ મુ અધિવેશન નાગપુર મુકામે ચાલુ માસની તા ૨૦ મીના રોજ મળનાર છે



## રાષ્ટ્રપિતાની પ્રથમ પુણ્ય સવત્સરી

આવતી તા ૩૦ મી ના રોજ રાષ્ટ્રપિતા મહાત્માજીના અવસાનને એક વર્ષ પૂરૂ થશે એ પવિત્ર દિવસે આપણે, એમણે આપણને આપેલા કિંમતી વારસાનો ઉપભોગ કરવામાં કેટલા કામયાબ નીવડયા તેનું આંતરિક અવલોકન કરીએ

રાષ્ટ્રપિતાએ આપણને મહાન સાંસ્કારિક વારસો બક્ષ્યો છે એમાનાં કેટલા રત્નોનો આપણે કેટલો ઉપભોગ કર્યો અને કેટલે દરજ્જે આપણે તેને લાયક નીવડયા તેનુ આત્મવિલોકન કરીએ, એ સસ્કારવારસાને આપણે કેટલો પચાવ્યો તેનું ભાન કરીએ

એમણે આપેલા સસ્કારગ્રંથોમાથી આપણે કેટલુ ગ્રહણ કર્યું અને આચરણમા ઉતાર્યું તેનું આત્મનિરીક્ષણ કરીએ

રાષ્ટ્રપિતાની એ પ્રથમ પુણ્ય સવત્સરીના દિવસે એમણે આપેલા ગ્રથોનું વાચન, મનન, નિદિધ્યાસન કરીએ અને તેમણે દર્શાવેલા સુપથ પ્રતિ વિશેષ પ્રયાણ કરીએ

મહાત્માજીની આ પ્રથમ પુણ્ય સ્મૃતિ દિનને પવિત્ર કાર્યો કરીને વિતાવીએ



## " પુસ્તકાલય મડળ રજત મહોત્સવ અક "

પુસ્તકાલય સ સ મડળ લિ ને આવતી તા ૩૦ મી માર્ચે ૨૫ વર્ષ પૂરા થશે એ પ્રસગની એને અનુરૂપ ઉજવણી અર્થે મડળના કાર્યવાહકોએ એનો રજતોત્સવ ઉજવવાનો નિર્ણય કર્યો છે, એ સમાચાર અમો અમારા ગયા અકમા આપી ગયા છીએ.

એ પ્રસગની ઉજવણીના એક ભાગ તરીકે " પુસ્તકાલય " માસિકનો ખાસ અક પ્રકટ કરવામાં આવનાર છે એ અકમા છેલ્લી પચ્ચીસીની પુસ્તકાલય પ્રવૃત્તિને લગતું વિહગાવલોકન આવશે, મડળે સાર્વ પુસ્તકાલયોની બજાવેલી સેવાની પચ્ચીસીનો આછો પરિચય અપાશે ઉપરાંત ગુર્જર સાહિત્ય અને પુસ્તકપ્રચારને લગતા વિદ્વાનોના વિચારપ્રચુર લેખો પણ હશે આ અક એક દળદાર અંક બનશે

પુસ્તકાલય સ સ મડળના પરિચયમાં આવનાર અને પોતાને એ દ્વારા પ્રાપ્ત થયેલા પુસ્તકપ્રચાર વા પુસ્તકાલય પ્રવૃત્તિને અગે મળેલી સહાય ઈ૰ વિષયને લગતા હકીકતપૂર્ણ લેખો

જે કોઇના તરફથી મોકલવામાં આવશે તો તેને યોગ્યતાનુસાર યથાયોગ્ય સ્થાન આપવા પ્રબંધ રહેશે પુસ્તકાલયપ્રવૃત્તિમા રસ ધરાવનાર સૌને આ પ્રવૃત્તિની છેલ્લી પચ્ચીસીની પ્રગતિ અને ભાવિ કાર્યક્રમની રૂપરેખા દર્શાવતા ટૂંકા પણ મુદ્દાસરના લેખો મોકલવા વિનંતિ છે

## ફેબ્રુઆરી અંક પ્રસિધ્ધ નહિ થાય.

ઉપર્યુક્ત માર્ચ માસમા પ્રકટ થનાર અંક વિશેષઅંક તરીકે તૈયાર થનાર હોવાથી એની પૂર્વતૈયારીના કારણે એનો ફેબ્રુઆરી માસનો અંક પ્રકટ થશે નહિ, તેની નોંધ લેવા વાચક ગ્રાહક બંધુઓને નમ્ર વિનંતિ છે

o

## આગામી સાહિત્ય પરિષદ સંમેલન

ગુજરાતી સાહિત્ય પરિષદનુ આગામી ૧૭ મુ સંમેલન જૂનાગઢ મુકામે સાક્ષરશ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીના પ્રમુખપદે તા ૧૫, ૧૬, ૧૭ જાન્યુઆરીના રોજ મળવાનું હવે છેવટનુ જાહેર થયુ છે.

રાષ્ટ્રીય આઝાદી પછી મળતુ આ અધિવેશન કંઇક નવા જ વાતાવરણમા મળશે જૂનાગઢમાં ગયા માસના આખરના દિવસો અને ચાલુ માસના શરૂઆતના દિવસોમા જે મહત્ત્વની રાજકીય વાટાઘાટો થનાર હતી તેને કારણે તેની તારીખોમાં બેએક વખત ફેરફાર કરવામા આવ્યો હતો, પરંતુ હવે ઉપરની તારીખો નક્કી થઇ જ ચૂકી છે અને તે તારીખોએ એ અધિવેશન મળશે જ વાચકોના હાથમાં આ અંક પહોંચશે ત્યારે તો એની બેઠક ચાલુ થઇ ગઈ હશે

આપણે આશા રાખીએ, આગામી સંમેલન ગુર્જર સાહિત્યના ક્ષેત્રમાં એક અજોડ સીમારત્નરૂપ બની રહેશે, કારણ, એ એવા સમયે મળે છે, જ્યારે દેશમા ગુજરાતના સીમાડાઓનો પ્રશ્ન જોશભેર ચર્ચાઈ રહ્યો છે. આ સંમેલનમા એ સીમાડાઓના પ્રશ્નનો ઉકેલ અને માર્ગદર્શન મળે તેવી કાર્યદિશા સંમેલન નક્કી કરશે તો તેથી ગુજરાત તેનુ ભારે ઋણી બનશે

અને શ્રી મુનશી જેવા રાહબર એ સંમેલનના પ્રમુખસ્થાનેથી એ વિષયને લગતો સંગીન ઉકેલ જરૂર લાવશે જ.

## ગુજરાત સાહિત્ય સભા તરફથી થતી સમાલોચના

"ગુજરાત સાહિત્ય સભા" તરફથી દર વર્ષે કરાવવામાં આવતુ સમીક્ષાનુ કામ ચાલુ વર્ષે બે વિભાગમાં વહેંચી નાખી તે દરેક વિભાગવાર જુદા જુદા સમીક્ષકો નીમવામાં આવ્યા છે.–

**વિભાગ પહેલો** —કવિતા, નાટક, નવલિકા, નવલકથા, નિબંધ, વિવેચન, જીવનચરિત્ર, ધર્મ, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, પુરાતન, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાલ-સાહિત્ય, પ્રવાસ વગેરેના **સમીક્ષક** તરીકે **શ્રી રામપ્રસાદ શુકલ** ન. ૯, નૂતન સોસાયટી, એલિસબ્રીજ, અમદાવાદ.

**વિભાગ બીજો.**—વિજ્ઞાન-ભૌતિક વિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, શરીરવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, શાસ્ત્રીયસાહિત્ય વગેરેના **સમીક્ષક** તરીકે **પ્રા. નરસિંહભાઇ મૂ. શાહ**, ૧૯ પ્રીતમનગર, એલિસબ્રિજ, અમદાવાદ.

તો, પ્રગટ થતા પ્રકાશનો પ્રકટ થાય કે તુરત ઉપર જણાવેલા સરનામા પ્રમાણે તે વિભાગના સમીક્ષકને મોકલી આપવા સભાના મંત્રી વિનંતિ કરે છે.

વ. રા પુ. મંડળ

કલોલ મહાલનાં પુસ્તકાલયોના મંત્રીઓનું સંમેલન ગઈ તા ૯-૧-૪૯ ના રોજ કલોલ કસ્બા પુસ્તકાલયના મકાનમાં મળ્યું હતું જે પ્રસંગે રા. ગ. પુ પ્રચારક શ્રી વલ્લભભાઇ મૂ પટેલે પ્રાસંગિક વિવેચન કર્યું હતું, અને મહાલની પુસ્તકાલયપ્રવૃત્તિને લગતા પ્રશ્નોની ચર્ચા થઇ હતી

જરૂર ઉજવજો:—ચાલુ અંક પર અન્યત્ર પ્રસિદ્ધ થએલ "પુસ્તકાલયપર્વણી" નું લખાણ વાંચી જઈ તેમાં સૂચવેલ રીતે તા ૩ જી ફેબ્રુઆરીએ આવતા પુસ્તકાલયપર્વણીનો દિન ઉત્સાહભેર સૌ ઉજવશો !

જાહેરાતો લક્ષમાં લ્યો'—ચાલુ સાલે લેવા ઠરેલી શિષ્ટ વાચનની ૨૭ મી પરીક્ષા તેમજ પ્રમાણપત્ર માટેની પરીક્ષાની જાહેરાતો આ અંકમાં અન્યત્ર છપાઈ છે તેને મજકુર ધ્યાનમાં લેવાની તથા એ યોજનાઓનો લાભ લેવા ઇચ્છનારાઓએ પોતપોતાની ઉમેદવારી સવેળા નોંધાવી દેવાની ભલામણ કરવામાં આવે છે

## મહેસાણા મહાલનાં પુસ્તકાલયોના મંત્રીઓનું સંમેલન

તા ૨૬-૧૨-૪૮ ના રોજ મહેસાણા મુકામે સાં૦ પુ૦ ના મકાનમાં બપોરના એક વાગે ભરાયું હતું તે પ્રસંગે વડોદરાથી પુ ખાતાના મં વ્ય શ્રી ઉમેદભાઈ તથા રાજ્ય પુ પ્રચારક શ્રી. વલ્લભભાઇ મહેસાણા પ્રાંત પુ મંડળના મંત્રી શ્રી નાનજીભાઇ અને તે ઉપરાંત મહાલના પુ ના ત્રીસેક મંત્રી ભાઇઓની હાજરી હતી. શરૂમાં મહાલ પુ મં. ના મંત્રી શ્રી ચિનુજીએ સર્વને આવકાર આપ્યા બાદ, શ્રી. ઉમેદભાઇ સાહેબ તથા શ્રી વલ્લભભાઈએ, પુસ્તકવાચનનો બહોળા પ્રમાણમાં પ્રચાર કરવા, ત્રિમાસિક નિવેદનો મોકલવા, પુસ્તકાલય-પર્વણી ઉજવવા, રાજ્ય પુ મંડળ તરફથી તથા મહાલ મંડળ તરફથી લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાઓનો પ્રચાર કરવા, જૂથમંડળોએ મદદકારના ધોરણે બજેટ બનાવી થોડા ખર્ચમાં વધારે વાચનનો લાભ ઉઠાવવા સમજ આપી, મંત્રીઓને કામે લાગવા જણાવ્યું હતું છેવટમાં આભાર મનાઇ સંમેલનનું કાર્ય પૂરું કરાયું હતું

- દહેગામ મહાલ પુસ્તકાલય પરિષદ, ધારીસણા ગામે તા ૧૩-૨-૪૯ ને રવિવારે ભરવાની ઠરી છે એના સ્વાગતપ્રમુખ શ્રી, ચંદુલાલ દ શાહ, સ્વાગત ઉપપ્રમુખ શ્રી પૂંજાભાઇ છ પટેલ તથા સ્વાગતમંત્રી શ્રી ભાઇશંકર મો ઠાકર નિમાયા છે ધારીસણા ગુ શાળાના તમામ શિક્ષક બંધુઓ તથા અન્ય કાર્યકરો તરફથી પરિષદની સુંદર તૈયારીઓ થઇ રહી છે મહાલનાં પુ ના મંત્રીઓ તથા પુસ્તકાલયભક્તોને આ પરિષદમાં આગ્રહપૂર્વક પધારવા ધારીસણાસ્વાગત મંડળની વિનંતિ છે

પ્રાંત પ્રચારક.—મહેસાણા-અમરેલી પ્રાંત પ્રચારકની ખાલી જગાએ શ્રીયુત છીતાભાઇ બકોરભાઇ પટેલની નીમણૂક તા ૧-૧-૪૯ થી કરવામાં આવી છે. તેમના કાર્યમાં જરૂર જોગી દાદ અને સગવડ પૂરી પાડવાની મંત્રી ભાઇઓને ખાસ ભલામણ કરવામાં આવે છે.

## કૃપા કરી લવાજમનું વળતર ન માગશો

ગયા ઑક્ટોબર માસમાં વડોદરામાં છાપખાનાના કારીગરોની હડતાલના કારણે સ્થાનિક "સયાજીવિજય" અને "નવગુજરાત" વગેરેના કેટલાક અંકો પ્રકટ થઇ શકેલા નહિ આ પડતર અંકોનાં લવાજમ મજરે મળવા કેટલાંક પુસ્તકાલયો તરફથી માગણી આવે છે પરંતુ અનિવાર્ય સંજોગોને કારણે અંક બંધ રહે તેનું વળતર માગવું યોગ્ય નથી આપણને અંકો ન મળવાને કારણે જે નુકસાન વેઠવું પડ્યું છે તેથી વધુ નુકસાન જે તે પત્રસંચાલકોને પણ સહન કરવું પડયું છે તે જોતાં ઉપરની માગણી અસ્થાને હોઇને એવી માગણી ન કરવા મંત્રી ભાઈઓને એ પત્રસંચાલકોની વિનંતિ છે.

## પુસ્તકાલયોને મદદ

સા પુ. જગરાલ ( તા પાટણ )ને રૂ. ૬-૪-૦ શ્રી. કાન્તિલાલ ડાહ્યાલાલ સમૌવાળા, ૭) શ્રી ત્રિકમલાલ બળવંતભાઇ બ્રહ્મભટ્ટ, ૬) શ્રી. માધવલાલ લલ્લુજી બ્રહ્મભટ્ટ, ૫) શ્રી પોપટલાલ વિઠ્ઠલદાસ જોષી-મઢાસણ, ૫) શ્રી પીતાંબર ત્રિભુવનદાસ પટેલ-માલીસણા, ૫) શ્રી જીવણલાલ ઈશ્વરભાઇ બ્રહ્મભટ્ટ, ૪) શ્રી જગજીવનદાસ નેમચંદ બ્રહ્મભટ્ટ તરફથી

સા. પુ. દઉસણા ( તા કડી )ને ૪) પા કેશવલાલ બાપુભાઇ-સુરજ, ૩) પા કાળીદાસ નારાયણ-કરજીસણ તરફથી

સ પુ ધારીસણા.—તા દહેગામને રૂ ૧૫) શા મોતીલાલ કસ્તુરચંદ તરફથી તથા રૂ ૫) શા. કેશવલાલ મનસુખરામ તરફથી લગ્ન પ્રસંગની ખુશાલીમાં ભેટ મળ્યા છે.

---

# વ. રા. પુ. મં.ની જાહેરાત નં. ૧/૧૯૪૮-૪૯

## શિષ્ટવાચનની ૨૭ મી પરીક્ષા

શિષ્ટ વાચનની ચાલુ સાલની પરીક્ષા આગામી એપ્રિલ માસની ૨૪ મી તારીખ ને રવિવારે સવારના ૭॥ થી ૧૦॥ ના ગાળામાં જે તે સ્થળે લેવાશે.

પરીક્ષા માટે ગુજરાતના જાણીતા ને માનીતા લેખક સ્વ શ્રી ઝવેરચંદ કા. મેઘાણી કૃત "માણસાઈના દીવા" નામનું પ્રેરણાત્મક પુસ્તક નક્કી થયેલું છે એમાં ગુજરાતના મૂક સેવક શ્રી રવિશંકર મહારાજની કચડાયલી ને પછાત ગણાતી કોમો સાથેના વિવિધ પ્રસંગોમાં નીતરતી રસિક ને બોધક જીવનઝરમરનો રસમય સંભાર ઠેર ઠેર ભરેલો છે એટલે એ પુસ્તક ગુજરાતની એકેએક ભણેલી વ્યક્તિએ નિદાન એકવાર તો નજર તળે કાઢી જવીજ જોઇએ અને એ ફરજના પાલન માટે આ પરીક્ષા બહુ સારી તક પૂરી પાડતી હોઈ આશા રાખીએ છીએ કે વડોદરા રાજ્યનાં, તેમ જ હિંદી સંઘનાં કે અન્ય અમલ હેઠળનાં ગુજરાતી ભાઇબેનો આ પરીક્ષાનો લાભ લેવાનું નહિ જ ચૂકે

"માણસાઈના દીવા"નું પુસ્તક વાંચો ને વંચાવો, એની પરીક્ષા આપો અને બીજાઓ પાસે અપાવો !

મહાલ પુસ્તકાલય મ ડળોના વ્યવસ્થાપકોને, પુસ્તકાલય સસ્થાઓના ઉત્સાહી મંત્રીઓને તેમ જ પગારદાર વા માનદ પ્રચારક બધુઓને આ સબધમાં ઘટતો પ્રચાર કરવાની તેમ જ પુસ્તકની જરૂરી નકલો ખરીદી લઇને મહાલના વા સ્થાનિક ઇચ્છુક ઉમેદવારોને વારાફરતી પૂરી પાડવાની ફરજ યોગ્ય રીતે અદા કરવાની ખાસ ભલામણ કરવામા આવે છે પરીક્ષા મજકુરના કામે મહાલ પુ મ ડળ તરફથી ખરીદાતી આ પુસ્તકની નકલોનો ખર્ચ મહાલ પુ મંડળના હિસાબોમા બેલાશક પાડી શકાશે

પુસ્તકની એકેક નકલ તો સ્થાનિક પુસ્તકાલય સસ્થાઓમાં મોટે ભાગે બધે જ છે છતા જ્યા ન હોય તેમણે વા જેમને વધુ નકલોની જરૂર હોય તેમણે પુ. સ સ મ ડળ લિ વડોદરાને લખી તરત જ મ ગાવી લેવી કિ મત રૂ ૩ માથી મંડળના ધોરણ પ્રમાણેનુ કમિશન કપાતા રૂ ૨–૧૧–૦ માં એક નકલ મળી રહેશે 'પરીક્ષાના કામે જોઇએ છે' એમ લખવાથી એ એક જ પુસ્તક ટપાલ રસ્તે મોકલવાની સવલત પણ મ ડળ કરી આપશે

ઇચ્છુક ઉમેદવારોએ પોતાના નામ, ઠામ, ઉંમર, અભ્યાસ, ધ ધો ને પોસ્ટનુ સ્થળ મુકામ જણાવી રાજ્ય પુ મંડળના મ ત્રીને સરનામે મોડામા મોડી તા ૧૫–૪–૪૯ સુધીમા પોતાની ઉમેદવારી નોંધાવી દેવી જોઇશે શિષ્ટ વાચનની આવી પરીક્ષાઓનો લાભ સમજનારાં અને તેનો સુસ્વાદ માણી ચૂકેલાં ભાઇબહેનો તો આ જાહેરાત વાંચતાં બરાબર તેમ કરી દે, એટલુંજ નહિ પણ બીજાઓને તેમ કરવાની પ્રેરણા કરે એમ ઇચ્છીએ છીએ.

પરીક્ષા <u>જે ગામે આપવાની હોય તે ગામે ટપાલ અઠવાડિયામા કયે કયે દિવસે આવે છે, તે અચૂક જણાવવું</u> પરીક્ષાની મુદત દરમ્યાન સરનામાનો ફેરફાર થાય તો તેની ખબર જે તે વખતે તરત જ આપવાની કાળજી ખાસ રાખવી.

ઇનામ પરીક્ષામાં ઉત્તીર્ણ થતા ઉમેદવારો પૈકી પહેલા ૪ નબરોને અનુક્રમે રૂ ૫) રૂ. ૪) રૂ. ૩) અને રૂ ૨) નું તથા નં. ૫ થી ૨૦ નંબર સુધીના દરેકને રૂ ૧) અંકે એક રૂપિયાનુ ઇનામ અપાશે. ઉપરાંત ઉત્તીર્ણ થનાર સ્ત્રી ઉમેદવારો પૈકી ગુણાનુક્રમે પ્રથમ આવનાર ૧૦ ને તેમજ અંગ્રેજી ૪ ધોરણ સુધીના વિદ્યાર્થીઓ અને સામાન્ય ભણતરવાળા ખેડુત, કારીગર અને વેપારીવર્ગ પૈકીના પહેલા ૧૦ નંબરોને, દરેકને, રૂ ૫–૦–૦ નું ઉત્તેજનાર્થે ઇનામ આપવાની વ્યવસ્થા રહેશે ઇનામ રોકડમાં અપાશે. છતાં જેમની ઇચ્છા હશે તેમને તેમની પસંદગીનાં પુસ્તકો તેમના ખર્ચે મોકલી આપવાની સગવડ રહેશે

સેન્ટ્રલ લાયબ્રેરી

વડોદરા, તા ૬–૧–૪૯

ના. ન. ચોકસી
સહમ ત્રી,
વ. રા પુ. મ ડળ

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત અંક ૨/૧૯૪૮–૪૯

### પ્રમાણપત્ર માટેની પરીક્ષા

વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિના કામકાજની તાલીમ પામ્યા બદલ 'પ્રમાણપત્ર મેળવવા માટેની આગામી પરીક્ષા સન ૧૯૪૯ ના જુન માસમા લેવાની યોજના રખાઈ છે પરીક્ષા જે તે મહાલના વા પ્રાંતના અનુકૂળ પડતા કેન્દ્રે અગર જો સગવડ મળી હશે તો જે તે ગામે લેવાની તજવીજ રહેશે

ઇચ્છુક ઉમેદવારોને પુસ્તકાલય ખાતાના મદદનીશ અધિકારી શ્રી. ઉમેદભાઇ મો પટેલ સંપાદિત 'સાર્વજનિક પુ. પ્રવૃત્તિનુ એકીકરણુ' નામના પુસ્તકનો સાદ્યંત અભ્યાસ કરવાની અને તેમાંના પુ વર્ગીકરણુ વિષયની સંપૂર્ણ સમજ મેળવી એ કામની હથોટી પાડવાની ખાસ ભલામણ કરવામાં આવે છે બજેટ–નિવેદન તેમ જ પુસ્તકવિધિ અને વર્ગીકરણુ કામની યથાવત્ સમજણુ તથા ક્રિયાત્મક તાલીમ માટે રાજ્ય પુ મંડળ તરફથી યોજાયેલા પાઠો મંડળની ઓફિસમાંથી મંગાવી લઇ તેના અભ્યાસ બાદ તેમાંના નિર્દિષ્ટ પ્રશ્નોના ઉત્તરો મંડળના સહમંત્રી તરફ મોકલી આપવાથી પરીક્ષાર્થીઓને જરૂરી માર્ગદર્શન તેમ જ સલાહસૂચન મળી રહેશે. અભ્યાસ દરમ્યાન નડતી બીજી મુશ્કેલી કે મૂંઝવણુના ખુલાસા પણ એ જ રીતે પરીક્ષાર્થી મેળવી શકશે

ઉપર નિર્દિષ્ટ પુસ્તકના અભ્યાસ વખતે નીચેનાં પુસ્તકો સાથે રાખી જરૂરજોગાં નજર તળે કાઢી જવાથી અભ્યાસમાં સુગમતા સાંપડશે

(૧) સે લા ખાતાના સૂચના–સરકયુલરોનાં એકીકરણુ ભા. ૧ થી ૬

(૨) ગ્રં પુસ્તકો માટે વર્ગીકરણુ પદ્ધતિ

(૩) કર્તાઓની નામાવલિ

(૪) ૮૦૦૦ તથા ૪૦૦૦ ગ્રં વર્ગીકૃત પુસ્તકોની નામાવલીઓ નંબર ૨–૩ નાં પુસ્તકો વર્ગીકરણુ કામની આવડત માટે ખાસ જરૂરી સમજવાનાં છે

આ પુસ્તકોની પ્રતો રાજ્યના કસ્બા પુસ્તકાલયોમાંથી તેમ જ જીનાં ઘણાંખરાં ગ્રામ પુસ્તકાલયોમાંથી મળી શકશે.

ઇચ્છુક પરીક્ષાર્થીઓએ પોતાનાં નામ, હાલ ઉંમર, ચાલુ ધંધો જણાવી પોતાની ઉમેદવારી નીચે સહી કરનાર તરફ જેમ બને તેમ જલદી નોંધાવી દઈ અભ્યાસ શરુ કરી દેવો

C/o સેન્ટ્રલ લાયબ્રેરી,<br>વડોદરા, તા ૬–૧–૪૯

ના. ન ચોકસી<br>સહમંત્રી, વ. રા. પુ મંડળ

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર તેમ જ માનદ પ્રચારકોએ નીચેના સ્થળોની મુલાકાત લઈને ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે, અને દફતરી તથા પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી છે. વર્ગીકરણ તથા વાચનપ્રચારની પણ કામગીરી બજાવી છે

૧ વડોદરા–નવસારી પ્રાંત પ્રચારક રા છગનભાઈ મથુરભાઈ પટેલ– માહે નવેમ્બર માસમાં ડભોઇ મહાલના –૧ કુકડ ૨. સમશેરપુરા ૩ વઢવાણ ૪ ભીમપુરા ૫ જૂની માગરોળ ૬. કરણેટ ૭ ઓરિયાદ ૮ ધમેલી ૯ સીતપુર ૧૦ અકોટી ૧૧ વડજ ૧૨ ગામડી ૧૩ કરમાલ ૧૪ લીંગસ્થલી ૧૫ કુવરપુરા ૧૬ પારીખા ૧૭ મંડાળા ૧૮ પીસાઇ ૧૯ સાઠોદ ૨૦. મોટા હબીપુરા ૨૧. નડા ૨૨. બોરબાર ૨૩. ફરતી કુઈ ૨૪ શુવાવી ૨૫ રાજલી કામગીરી દિન ૨૨ રૂબરૂ વાંચવા આપ્યાં ૨૭૧

—માહે ડિસેમ્બરમાં–ડભોઇ મહાલનાં –૧ અંગુઠણ ૨ બહેરામપુર ૩ નારીયા ૪ છત્રાલ ૫ ભીલાપુર ૬ કુઢેલા ૭ પલાસવાડા ૮ મેનપુરા ૯ બાણુજ ૧૦ વસાઇ ૧૧ પુડા ૧૨ કડધરા ૧૩ ગોજાલી ૧૪ ઠરાલી ૧૫ ઢોલાર ૧૬ અત્રોલી ૧૭ અમરેશ્વર ૧૮ સામળીઆ ૧૯ બારા ૨૦ મઢેલી ૨૧ વણાદરા ૨૨ કુવરવાડા શિનોર મહાલનાં ૨૩ પુનિયાદ ૨૪ નાના ફોફળિયા વાઘોડિયા મહાલનાં–૨૫ ડાડિયાપુરા ૨૬ કરમાલિયાપુરા ૨૭ કયોડ કામગીરી દિન ૨૨ રૂબરૂ વાંચવા આપ્યાં ૩૯૫

૨ ચાણસ્મા મહાલ માનદ પ્રચારક વ રા પુ મંડળના મંત્રી શ્રીયુત કૃષ્ણશંકર મો વ્યાસ–માહે ઑગસ્ટ નવેમ્બર સુધીમા –૧ ઇસલામપુરા ૨ રૂપપુર ૩ પતાસર ૪ ગાંભુ ૫ મુઢેરા ૬. મણિયારી ૭ આદીવાડા ૮ અંબાલા ૯ ગોરાદ ૧૦ વીરતા ૧૧ બહુચરાજી ૧૨ છમીછા ૧૩ બ્રાહ્મણવાડા ૧૪ વડાવલી ૧૫ કંબોઇ ૧૬ ભાટસર ૧૭ બહુચરાજી (બીજીવાર અધુરી કામગીરી પૂરી કરવાને ) ૧૮ કાલરી મુસાફરી–પગપાળા ૪૯ માઇલ, રેલ્વે માર્ગે ૧૨૯ અને મોટર માર્ગે ૧૩ માઇલ મળી કુલ માઇલ ૧૯૧ ખર્ચ રૂ ૭–૧૦–૦

ટીપ –નવેમ્બરની કામગીરીમાં રા. રા મહાલ શાળાધિકારી સાહેબનો સાથ હતો

૩ દહેગામ મહાલ માનદ પ્રચારક નં. ૧ શ્રી પ્રહ્લાદરાય અંબાલાલ વ્યાસ–માહે ડિસેમ્બર–જાન્યુઆરીમાં –૧ ધારીસણા ૨ હાલીસા ૩ ગિયોડ ૪ વાસણા ચોધરી ૫ નાના જલુંદ્રા ૬ ધનિયોલ ૭ પાટણાકુવા ૮ ઉંદણ ૯ વડવાસી ૧૦ નદિાલ

—દહેગામ મહાલ માનદ પ્રચારક નં ૨ શ્રીયુત બાબુલાલ મફતલાલ ચિતારા–માહે ડિસેમ્બરમાં–૧ સાપા ૨. પીપળજ ૩ જાળિયાનો મઠ

૪ મહેસાણા મહાલ માન પ્રચારક રા માધવ મો. ચોધરી માહે ડિસેમ્બરમાં– ૧ સાંગણપુર ૨ ખેરવા

ના નં. ચોકસી
સહમંત્રી, વ રા. પુ મંડળ

# પુસ્તકાલયપર્વણી

આવી છે, આવી છે! પુસ્તકાલયરસિક જનતાની પુણ્યપર્વણી આવી પહોંચી છે!!

શ્રીમંત સરકારના ઉદાર રાજ્યાશ્રયથી પોષાયલી લોકભદ્ર પુસ્તકાલયપ્રવૃત્તિના ફળસ્વરૂપ અસ્તિત્વમા આવેલી સ્થાનિક પુસ્તકાલય સંસ્થા તરફ જનતાને આકર્ષવા, પુસ્તકાલયપ્રવૃત્તિની ઉપકારકતા જનસમૂહના દિલમા ઠસાવી સ્થાનિક સંસ્થા પ્રત્યે મમતા જગાવવા સારૂ તથા પુસ્તકાલયના સાહિત્ય સાધનો અને તેમની વ્યવસ્થા અને વહીવટનો ખ્યાલ આમજનતાને આપવાના સદુદ્દેશથી મહા સુદી પાચમ એટલે કે વસંતપંચમીનો દિવસ પુસ્તકાલયપર્વણીદિન તરીકે ઉજવવાનો શિરસ્તો રાજ્ય પુસ્તકાલય મંડળે આજ કેટલાય વર્ષોથી પાડયો છે

તદનુસાર એ પુણ્યપર્વણી, ચાલુ સાલે, તા ૩જી ફેબ્રુઆરી ને ગુરુવારને દિને આવે છે પુસ્તકાલયપ્રવૃત્તિના સેવકો, ભક્તો અને પુસ્તકાલયપ્રવૃત્તિના રસિયા જનસમૂહનુ એ તરફ ખાસ ધ્યાન ખેંચીએ છીએ, અને વર્તમાન કાર્યના સ્થિતિસંજોગોની મર્યાદામા રહીને વિવિધ કાર્યક્રમોની સ્થળે સ્થળે એ ધન્ય દિનની ઉજવણી થાય એ જાતની તજવીજ તત્કાળ હાથ ધરવાની હાકલ કરીએ છીએ કાર્યક્રમનું દિશાસૂચન તો ગત વર્ષોના પર્વણી અહેવાલો "પુસ્તકાલય"માસિકના પૃષ્ઠોમા છપાયા છે તે પરથી મળી શકે તેમ છે છતાં તત્કાળ ઉપયોગિતાની દૃષ્ટિએ નીચેની રૂપરેખા ધ્યાનમા લેવા ભલામણ કરીએ છીએ —

૧ પુસ્તકાલયના સ્થાનકને સ્વચ્છ ને સુવ્યવસ્થિત કરવુ અને ધજા પતાકા ને તોરણોથી શણગારવુ.
૨ શક્ય હોય ત્યા ગામના વિવિધ નાકા તથા મુખ્ય માર્ગો વચ્ચે પુસ્તકાલય સૂત્રોના બોર્ડો કે કાપડી તોરણો લટકાવવા
૩ સવારે પ્રભાતફેરી વા સરઘસ કાઢી પુસ્તકાલયપ્રવૃત્તિવિષયક ભજનો અને સૂત્રો લલકારતા ગામભરમા ફેરવવુ
૪ ઉત્સાહ હોય તેમણે પુસ્તકાલયના સાહિત્ય સાધનો તેમ જ ગ્રામ ઉદ્યોગોના પ્રદર્શન ગોઠવવા
૫ બપોરના સમયમા સ્ત્રી-બાળકો માટે અનુકૂળ જગાએ ઈલાયદા સંમેલનો ભરવા અને તેમા સ્ટીરીઓસ્કોપ, રમતગમતના સાધનો, ચિત્રપોથીઓ, વાર્તાકથન વગેરે દ્વારા તેમનુ મન રંજન કરવુ
૬ સાંજરે ૫ થી ૬ ના ગાળામા જાહેર સભા રાખી તેમા સ્થાનિક પુસ્તકાલય સંસ્થાની પ્રગતિ સંબંધી ટૂંકી હકીકત અને વાર્ષિક હિસાબ રજુ કરવા ઉપરાત વ્યાખ્યાન, સંવાદ, રાસ-ગરબા તેમજ બાળકોની રમતગમત પૈકી હરકોઈ એક યા વધુ કાર્યક્રમ અનુકૂળતા પ્રમાણે રાખવો

૭ રાતના ભજન મંડળી, હરિકીર્તન, આખ્યાન,-મેજિક લેન્ટર્ન વગેરે પૈકી હરકોઇ કાર્યક્રમ સવડ પ્રમાણે રાખી શકાય

૮ ગ્રામ વાચક મંડળોના મંત્રીઓને વિનંતિ કે આ પર્વણીદિને મંડળના સભ્યોની સભા ખાસ રખાય અને સ્થાનિક પુસ્તકાલયપ્રવૃત્તિને ખીલવવા તથા વાચનવેગ વધારવાના માર્ગ વિચારાય ચર્ચાય ને વાચક મંડળની સભાસદસંખ્યામા વૃદ્ધિ કરવાનુ હાથ ધરાય

૯ સ્થાનિક સંસ્થાની નિભાવણી માટે જરૂરી લોકમદદ ઊભી કરવા સારૂ દાનઝોળી ફેરવવાનુ યોગ્ય લાગે તો તેમ પણ કરાય

૧૦ વાચનપ્રચાર વધારવાની દૃષ્ટિએ એ મંગળ દિવસે ગામનો એકે એક ભણેલ માનવી પોતાને રૂચતુ એકએક પુસ્તક તો જરૂર વાચવા લઇ જાય

ઉપરોક્ત રૂપરેખા પૈકીનો અનુકૂળ પડતો કાર્યક્રમ સત્વરે નક્કી કરી નાખી તેને પાર પાડવાની ઘટતી તૈયારીઓ આજથી કરવા માડો !

બીજો કોઈ પણ કર્યક્રમ ઉજવવાને અશક્ત એવા પુસ્તકાલયોના કાર્યકરો પણ આ પર્વણીદિન નિમિત્તે પોતાની સંસ્થાની સાફસૂફી–અંદરથી તેમજ બહારથી કરવા જેટલો ઉત્સાહ તો નિદાન દેખાડે જ દેખાડે અને એટલુય કર્યાની ખબર આ તરફ અવશ્ય મોકલાવી આપે

પર્વણીઉત્સાહના વિગતવાર અહેવાલ જાણુ તેમ જ પ્રસિદ્ધિ માટે આ તરફ જરૂર મોકલી આપવા બીજા છાપાઓ તરફ અહેવાલ મોકલી આપનારા પણ રાજ્ય પુ મંડળ તરફ સ્વતંત્ર રીતે મોકલાવી આપવાનુ ન જ ભૂલે

ના. ન ચોકસી
સહમંત્રી, વા રા. પુ મંડળ

# સામયિક દોહન

## કોણ દિવાનો ?

ફિક્કા, સુદર અને આશ્ચર્યયુક્ત વદનવાળા એ યુવાનને હું દિવાનાગૃહના બગીચામા મળ્યો.

બાંકડા પર હુ તેની પાસે બેઠો અને મે એને પૂછ્યુ, "તને શા માટે અહીં રાખવામાં આવ્યો છે?"

આશ્ચર્યમા તે મારા પ્રતિ જોઇ રહ્યો અને પછી બોલ્યો "આ પ્રશ્ન અયોગ્ય છે, છતાં હુ તમને તેનો જવાબ આપીશ મારા પિતાએ મને તેના જેવો જ બનાવવો હતો અને હુ કાકા જેવો થાઉં એવી મારા કાકાની ઇચ્છા હતી, મારા આજા જેવો થાઉ એમ મારી માતા ઇચ્છતી, સાગર ખેડતા મારા બનેવી મારે અનુસરવા માટે સંપૂર્ણ આદર્શ છે, એમ મારી બહેન કહેતી મારા ભાઇની સલાહ હતી કે મારે તેના જેવા મજબૂત કસરતબાજ થવુ

"મારા શિક્ષકો-તત્ત્વવેત્તા, સંગીતશાસ્ત્રી અને તર્કવિશારદ-દરેકે મને પોતાના જેવા બનાવવા નિર્ણય કર્યો હતો.

"તેથી હુ અહીં આવ્યો છુ. આ સ્થળ સ્વસ્થ જણાય છે. અહીં કંઇ નહિ તો હુ હું થઇ શકુ છુ"

પછી તે મારા તરફ એકદમ ફરીને બોલ્યો. "તમારે પણ કેળવણી અને સારી સલાહોને લીધે અહીં આવવુ પડ્યું છે?"

અને મે જવાબ આપ્યો. "નહિ, હુ તો માત્ર આ સંસ્થા જોવા આવ્યો છુ"

અને તેણે કહ્યુ, "હા, હું સમજ્યો, દિવાલની પેલી બાજુ પર આવેલા દિવાનાગૃહમાં રહેનારામાંના તમે એક છો"

—ખલીલ જિબ્રાન.

("પૂર્ણા" માસિકના ડિસેમ્બર '૪૮ ના અંકમાંથી)

# રખે આટલુ કરતા !

નાના-મોટા કામો માટે મોટા અમલદારોને અરજી કરવી એ ખરાબ રીત છે આજ સૌ કહે છે 'દિવાન સાહેબને અરજી કરો' કોઇ ગામમાં કોઈ ઢોર છોડી મૂકતું હોય, દારૂ પીને કોઇ લડાવડ કરતુ હોય કે પોસ્ટ ઓફિસ વખતસર ઉઘડતી ન હોય, ત્યારે સૌ કોઇ કહેશે

'દિવાન સાહેબને અરજી કરો '

પરતુ સૌએ સમજવુ જોઇએ કે એમની પાસે તો ઘણા મોટા કામો પડેલાં હોય છે દિવાન સાહેબ નિશાળના એકાદ ખૂણામાં સ તાઇ રહેતી પોસ્ટઓફિસ વખતસર ઉઘાડવાનો બ દોબસ્ત કરે કે ભૂખે મરતા લાખો લોકોને જીવાડવાના કામો કરે ?

નાની બાબતોનો નિકાલ તો આપણે જાતે કરતા શીખવુ જોઇએ. ખેતીવાડી ખાતુ ખેડૂતને ખાતર પૂરુ પાડે, કઇ ખાતર ખેતરમાં લઇ જવાના સાધન પૂરાં પાડી શકે ?

ઘણાં જણ નનામી અરજી કરે છે અને પત્ર લખે છે પણ એ રીત ગેરવાજબી છે વડોદરા રાજ્યમાં એવો કાયદો છે કે " **નનામી અરજી તથા નનામા પત્રો ઉપર ધ્યાન આપવું નહિ** "

ખરુ છે જેને સાચુ કહેવુ હોય તેણે નામ શા માટે છુપાવવુ ? પોતાનુ કહેવુ સૌને લાભદાયી હોય અને સાચુ હોય તો સામી છાતીએ અમલદારોને કહેવુ જોઇએ, કોઇની ખોટી શરમ રાખ્યા વગર કહેવુ જોઈએ દૂધમા અને દહી માં પગ રાખનારાજ નનામી અરજીઓ કરે છે

આપણાથી છોડ સરખોયે રોપાય નહિ તો કોઇનો કેરીઓ આપનો આંબો કાપી શકાય

ગાયને બે પૂળા ઘ સ ખવડાવવાનુ આપણુ ગજુ નથી તોયે કોઇની ઘાસની ગ જી બાળી દેવાનું કેમ સૂઝે છે ?

આપણાથી શેરી ચોખ્ખી રાખવાનુ બને તેમ નથી શેરીમા કચરો નાખીને કે ઉકરડો કરીને શેરીમાં ગ દકી કરાય ?

જોજો, કોઇનુ ય ભૂડુ કરવામાં તમારો ન બર તો લાગતો ને ? !

—શ કરભાઈ સો. તડવી

( " પ્રૌઢશિક્ષ ણ પત્રિકા " માથી )

---

# ન ફક્ત રોટલો !

આજે હું ચારે બાજુ ફરુ છુ, પણ પ્રજામાં ઉત્સાહ જોતો નથી સ્વરાજ આવ્યુ છે માટે ચાલો કલાક વધારે કામ કરીએ એમ કોઈ કહેતુ નથી શિક્ષકો એમ નથી કહેતા કે ચાલો આપણે ગરે પણ ભણાવીએ—શાળાના મકાનનો બેવડો ઉપયોગ કરાએ કારકુનોને એમ નથી થતુ કે હવે આપણે બગાસ અગિયાર વાગે આવીએ, કારણુ કે મોડા જઇ તો સરવાળે આપણને જ નુકસાન છે તેવું જ બીજા સૌને વિષે

શા માટે આમ થાય છે ?

એક કારણ તો ઉઘાડુ છે જ કે આપણે સ્વરાજ આવતાં જે ફેરફારો થશે એમ સાચી કે ખોટી રીતે માનેલુ તે થયા નથી, એથી આપણા મનમાં પોરસ ચડતો નથી બુદ્ધિ કે શરીર દ્વારા સમાજમાં જે કાંઈ ઉત્પન્ન કરે છે તેને ઉત્સાહ ચડવા માટે પોતીકુ લાગવા માટે સૌથી જરૂરી વાત એના ઉત્પાદનનો અઘટિત લાભ કોઈ લઇ જતુ નથી તેની પ્રતીતિ છે જ. એને વધારે મળે કે ન મળે પણ એની મહેનતનો લાભ બીજા નથી લેતા તેની ખાતરી થવી તો જરૂરી છે જ પણ એટલુ યે પૂરતું નથી થવાનું દેશ રોજબરોજ જે આકાર લેતો જાય છે તેમાં એનો પણ ફાળો છે એટલુંજ જ નહિ પણ એનો પણ અવાજ છે એ અવાજ આદરપૂર્વક લક્ષમાં લેવામાં આવે છે, ને એવા બધા અવાજોની દૃષ્ટિએ રચના થઇ રહી છે એવો હોંકારો એનું દિલ દે તે જરૂરી છે આપણા અમલદારો એ દૃષ્ટિએ વર્તે છે ખરા ? આપણા સેવકો એ દૃષ્ટિએ ખોરાકના, કાપડના કોલસાના, રેલવેની હાડમારીના, નવા નવા અંકુશોના નિયમોને અને પ્રશ્નોને સમજાવે છે ખરાં ? જઇને, એ વિષે ખેડુતો ને મજુરોને નાના વેપારીઓને શુ કહેવાનુ છે તે જાણે છે ખરા ? લોકો રોટલા પર નથી જીવતા એ વાત વીસરવી ન જોઇએ લોકો રોટલા માટે જેટલુ વેઠે છે તેના કરતાં અનેકગણુ વધારે એકાદ અતૃપ્ત પ્રેમ પ્રેમ કે ઘેલા સ્વપ્ન માટે વેઠે છે એ એક હકીકત છે આ વાત થોડા ઊંચી કોટિના માણસોને જ નથી લાગુ પડતી જેને આપણે સામાન્ય લોકો કહીએ છીએ તેને માટે પણ એટલુ જ સાચુ છે જે લોકો હીટલર પાછળ ગાંડા થયા, જે લોકો રશિયન સામ્યવાદ માટે આજે કષ્ટ વેઠી રહ્યા છે, ઇંગ્લાંડની જે પ્રજા બંધારણીય સમાજવાદ માટે આજે પોતાની જાત પર વિધવિધ પ્રકારના કાપ વેઠી રહી છે, એ બધાનુ પ્રેરક બળ રોટી કરતાંયે વિશેષ–પોતીકું સ્વપ્નુ છે મા બાળકને વેઠતી આવી છે બાપ પેટમાંથી કાઢીને બાળકને ખવરાવે છે નરનારી પરસ્પરના પ્રેમ માટે–શુ નથી વેઠતાં ? સંભવ છે કે સ્વપ્ન ખોટુ હોય, સયુક્તિક ન હોય અને ઊંધા પાટા ભરાવવામાં આવ્યા હોય, પણ એની પ્રેરણાનુ બળ અમોઘ ને અચૂક છે લોકો છે તે કરતાંય તંગી વેઠશે, કરે છે તે કરતાયે વધારે કામ કરશે, પણ એમને સયુક્તિક સ્વપ્ન અપાવુ જોઇએ લોકો આખરી ધણી હોય તો એની પાસે સાચી હકીકતો ધરવી જોઇએ, એ દિશામાં જ ચાલી રહ્યા છીએ તેમ ખાતરી થવી જોઇએ, એમાં પડતો બોજ સૌ શકિત મુજબ ઉઠાવી રહ્યા છે એમ ખાતરી થવી જોઇએ

'કોડિયુ' 'મ'

---

# ભીમાનું પિયર

*"I seek the birthplace of a mountain stream,*
*All hail mountains ! hail thou morning light"*

સહ્યાદ્રિ પર્વતમા માથેરાનનુ સ્થાન વિશિષ્ટ છે સહ્યાદ્રિ હારમાળાથી એ વિખૂટો પડી જઇ મુખ્ય પર્વતની પ્રવૃત્તિઓ અને સ્થિતિઓના દ્રષ્ટા તરીકે એકાકી ઊભો છે પોતે તો

રમણીય છે જ. પરંતુ જ્યારે એની જુદી જુદી અધિત્યકા-ટોચ ઉપર પહોંચી જઇએ છીએ, ત્યારે આસપાસનો પ્રદેશ અત્યંત મનોહર ને આહ્લાદક લાગે છે

૧૯૨૮ માં હું પહેલી જ વાર માથેરાનમાં દોઢ બે માસ રહ્યો હતો એની મનોરમ લ્યૂઝા ટોચો પરથી સહ્યાદ્રિની પર્વતમાળા જોઇ મને ત્યાં જવાનું ખૂબ જ મન થતું, એક નાતે પેલી ઊંચી અગાસીમાં ચડી જોયું તો સહ્યાદ્રિમાં દૂર દૂર દીવા બળતા દેખાયા એટલે મારા ઇતિહાસનાં સ્મરણો તાજાં થયાં શિવાજી મહારાજ, તાનાજી માલુસરે, નેતાજી પાલકર, યેસાજી કંક, બાજી દેશપાંડેની એ પરાક્રમભૂમિ મને ખેંચવા લાગી. નેતાજી પાલકરે તો શરૂઆતના યૌવનકાળની તાલિમ માથેરાનમાં જ લીધેલી

પછી એક દિવસ લ્યૂઝા ટોચ પર બેઠે બેઠે મે પેલી પર્વતમાળાને સામે છેડે-ખૂણા પર આંખ ઠેરવી તો ભીમાશંકરનું શિખર દેખાયું શંકરના દ્વાદશ જ્યોતિર્લિંગમાંનું એક ! ત્યાં જ મહારાષ્ટ્રની એક મોટી નદી ભીમાનું પિયર આવેલું હતું ને પછી મારાથી ન જ રહી શકાયું. મે ગાડીનો રસ્તો ન પકડતાં માથેરાનથી જ છેક ભીમાશંકર સુધી ચાલીને જવાનો નિશ્ચય કર્યો

નેરળથી ઇશાન દિશામાં ચાલચાલ કરવા માંડયું. રસ્તામાં નાનાં નાનાં નદી, નાળાં ને નેસ આવ્યાં એક દિવસ અને એક રાત રસ્તામાં પસાર કરી છેવટે સહ્યાદ્રિની તળેટીમાં પહોંચી તો ગયો જ હવે મે જોયું કે, કેવળ વાદળી લાગતી ભીંત એ તો કાળમીંઢ પથ્થરો ને લાલચોળ માટીનો—અધિત્યકા અને ઉપત્યકાઓનો અમાપ રાશિ હતો. મેં પાછળ જોયું તો સહ્યાદ્રિના મૂળમાંથી માથેરાન ને કોંકણપટ્ટી દેખાતાં બંધ થયાં હતાં

એ તળેટીના નેસનું નામ વિસારે પડયું છે. પણ તેની યાદ મને સંપૂર્ણ તાજી છે ને રહેશે ત્યાં એક જ દુકાન હતી આવા વાઘ ખાઇ જાય એવા અરણ્યમાં છેક ઉત્તર ગુજરાતથી આવી હાટડી માંડનાર ગુજરાતીને ધન્યવાદ આપ્યા વગર ન રહેવાયું

રાત એ ગામડામાં ગણપતિમંદિરના ઓટલા પર ગાળી હિંદુસ્તાનનો એક મોટો પર્વત પોતાનું બધું ઐશ્વર્ય લઇને બાજુમાં ઊભો ઊભો ગગનના તારાઓ સાથે અલકમલકની વાતો કરી રહ્યો હતો પણ પછી તો એનેય ઊંઘ આવી, ને થાકે મને તો નિદ્રાદેવીના ખોળામાં એવી સરસ રીતે પોઢાડી દીધો કે સવારે કૂકડાના છડીના પોકારોએ જ મારી આંખ પ્રકાશમાં જ ઉઘાડી -

પ્રકાશ થતાંમાં જ મે પર્વત પર ચડવા માંડયું મહારાષ્ટ્રમાં દેવદેવતાઓનું શું પૂછવું ! નામમાત્ર પથ્થરને સિંદૂર લગાડી દીધું એટલે મૂર્તિ બની જ જાય ચડતે ચડતે રસ્તામાં ચોતરાઓ પર કે ઝાડોના ઝુંડમાં આવા દેવતાઓ સિંદૂરના બળે પોતાના અસ્તિત્વનો પરચો દેખાડયા વગર રહે જ શેના ? પછી મે તો ઝપાટાબંધ પગ ઉપાડયા માથેરાન તો હતો સડકવાળો એટલે એનું ચડાણ તો દોડી દોડીને ચઢાય એવું, પણ આ તો ઊભું ચડાણ ! પગદંડીઓનું તો પૂછવું જ શું ? એમનો તો મેળો જ જામેલો ! રાષ્ટ્રના ક્રાંતિકાળે કે સંક્રાંતિકાળે મુખ્ય નેતા પકડાઈ જાય કે મરાઇ જાય ત્યાર પછી સામે આવતા અનેક નેતાઓમાંથી કોની પાછળ ચાલવું ને કોને છોડવા એ નક્કી કરવામાં રાષ્ટ્ર ઘડીભર ગૂંચવાઇ જાય એમ આ અનેક પગદંડીઓ જોઇ મુસાફર સહેજે

વિમાસણમા પડી જાય, એવુ જ મારુ થયુ જો ભૂલથી ઉન્માર્ગે ચડી ગયા તો ક્રૂર પ્રાણીના ઉદરમાં કોળિયો થઈને જ પડીએ, અથવા તો અટવાયા જ કરીએ ! પર્વત પર થોડે સુધી ચડયા પછી અનેક પગદંડીઓની વિમાસણમાંથી મુક્ત થવા માટે મે ડાબા હાથનો રસ્તો પકડયો ને એને જ આધારે આગળ ચાલવા માંડયુ પછી તો પવન ખુશનુમા વાવા માંડયો, આસપાસનો પ્રદેશ સ્પષ્ટ દેખાવા લાગ્યો, મન પ્રફુલ્લિત થયુ, જઠરાગ્નિ પ્રજ્વળવા લાગ્યો, જાત જાતના પક્ષીઓ ને રંગબેરંગી પુષ્પોવાળી વનસ્પતિઓએ મન હરવા માંડયુ જેમ જેમ પહાડ ચડતો જાઉ તેમ તેમ એ તો વધતો જ જાય ! એક શિખર વટાવીએ ને એમ થાય કે બીજા હમણાં જ પાણી ભરવા જતી દેખાશે પણ તુરત જ નિરાશ થવુ પડે અને બીજો મોટો ભીમ જેવો ડુંગર પલાંઠી વાળીને એઠો જ હોય કે છાતી કાઢીને ઊભો જ હોય ! મને થયુ, ' સહ્ય ' એ નામ આ ગિરિરાજની ફોઈબાએ યોગ્ય પાડયુ નથી એને સહ્યને બદલે અસહ્ય જ કહેવો જોઈતો હતો

એટલામાં રસ્તામા પર્વતની ધાર ઉપર એક ઝૂંપડુ દેખાયુ બહાર એક મુરઘીના તાજાં જ પીછાં, લસણ ડુંગરીનાં છોતરાંના ઢગલાં જેવા દેખાતાં સાફ થઈને પડયાં હતાં ને બહાર ઝાડીમા ગાયો ચરતી હતી. એ ઝૂંપડીમાંથી એક ડોસો બહાર આવ્યો એણે ગળામાં માળાઓ પહેરી હતી, એક હાથમાં ભગવી ધજા હતી, બીજામાં મંજીરા હતા. ' પાંડુરંગ હરિ ' ની એની ધૂનનો પડઘો પર્વતે પાડયો ને પછી બન્ને જણ શાંત પડી ગયા એણે પહાડી મરાઠીમાં મને કાંઈક કહ્યુ, પણ હુ કંઈ ઝાઝુ સમજી શકયો નહિ ફક્ત 'સરળ' અને 'નીટ' એ બે શબ્દોના અર્થ એના હાથની સંજ્ઞા દ્વારા સમજાયા, અને નવી ભાષા શીખવામા સંજ્ઞાનો આ મૂક અભિનય એક પ્રાથમિક સાધન છે એવુ પહેલવહેલુ ભાન આ ધજાવાળા પ્રોફેસરે કરાવ્યુ એ તો પછી વધુ રોકાયા વગર ' પાંડુરંગ હરિ, પાંડુરંગ હરિ ' ની હાક મારતો ચાલ્યો ગયો, ને પર્વતે પણ ચોગરદમથી એ ધૂનને ગજાવી મૂકી

ત્યાર પછી તો હુ ભરજંગલમા પડયો હવે પર્વત પર નહિ પણ દીવાલ પર ચડી રહ્યો હતો સીધી કુદરતે બનાવેલી દીવાલ, પર્વતદાદાની પીઠ ! પથ્થરો જરા જરા ખસાઈ જઈ પગથિયા જેવુ બન્યુ હોય, અને માટીનો થોડો ભાગ આવે એટલે વિરલ વિશ્રામસ્થાન બની જતુ પીઠ પાછળની ઊંડી કરાડ તરફ જોઈએ તો ચક્કર આવે ને જો પડયા તો હાડકાં ખડખડ જાય કે એનુ ચૂર્ણ થઈ જાય એની શી ખાતરી ? એક મરાઠી કવિના શબ્દોમા કહીએ તો " इकडे पर्वत इकडे दरी ! "

એવા એક વિશ્રામસ્થાને મે પૂઠ ફેરવીને જોયુ તો કોંકણપટી સ્પષ્ટ દેખાવા માંડી હતી, માણસના શરીર પરનાં સફેદ કોઢનાં ધાબાં જેવાં તળાવડાં પણ નજરે પડતાં હતા ને માથેરાન પણ લીલી શાલ બદલીને વાદળી દુપટો ઓઢીને બેઠેલો દેખાતો હતો

ભૂખ તો દાવાનળની પેઠે સળગી રહી હતી, અને પર્વત તો વચ્ચે જ જતો હતો મને થયુ કે, ' મે ભૂલ કરી ગાડીને રસ્તે ગયો હોત તો ? પછી પૂનાથી મોટરમાં ખુશીથી જઈ શકાત ' એની ફોઈબાનો સહ્ય હવે મને ખૂબ જ અસહ્ય લાગવા માંડયો એક પથ્થર પર બેસી હુ રડી પડયો શા માટે હુ ઘર છોડીને આવ્યો ?

એ ગાઢ ને નિર્જન જંગલ ખૂબ જ ભયંકર લાગતુ હતુ પણ મલકાતી ગાનઝાઈને જોઈ મને કંઈક શાંતિ વળી જો તે વખતે મને મરાઠી આવડતુ હોત તો હુ એને જરૂર કહેત

मांग सांग गे ! मूढ सफल मज, लाजुं नको ताई !
तू भगिनी, मी बंधु, आपण दोगाचो एक आई ॥
गरीब वनींची रानजाई तूं, अनाथ मी पांथ ॥ ”

મારો અંતર્ગત વિષાદ ટળી જાય પાસેના ઝાડની ડાળીઓ પર બેસી રંગબેરંગી પંખીઓ ગાવા લાગ્યાં, “હે વટેમાર્ગુ ! અમેયે અમારા માળાથી કેટલેય દૂર આવી ચડયાં છીએ અમારી પેઠે ગા કલ્લોલ કર, ઊડ, આનંદિત થઈ જા ! ” એ સાભળી મને ફરી હિંમત આવી નદીનું ટપકતુ મૂળ જોવાની ઇચ્છાવાળા મે આંખોમાથી ટપકતાં આંસુ લૂછી નાખ્યાં, ને શરીર પર વહેવા માંડેલી સ્વેદજ નદીઓ પણ લોહી નાખી

વનવાસમાં ફરતા રામને ભિચારી શબરીએ એઠાં બોર આપ્યાં માગ જેવા ‘ રખડતા રામ ’ ને ખુદ બોરડીએ પોતાને હાથે બોર આપ્યાં, કથાગીએ કથારા આપ્યાં એ બન્ને તો પોતાનાં ફળનો સ્વાદ જાણતી જ હતી એટલે એઠાં નહિ પણ અણુચ.ખેલાં જરાક જ આગળ ચાલતાં ઉદુમગ ફળની આહુતિ માગ જઠરાગ્નિમાં પડી ત્યારે મને કઇક શાતા વળી અને સહેજે મને પેલા પ્રસિદ્ધ શબ્દો યાદ આવ્યા

‘ चरन्वै मधु विन्दति, चरन्स्वादु उदुबरम् । ’

ને પછી મજહ થઇ મે ચાલવાજ માડયુ કોકમ, સુરંગી, ભારંગી, અંજની વગેરે સુદર વૃક્ષોની છાયાદાર ઝાડીઓ આવવા લાગી ઊભા પર્વતનું ચડાણ બંધ થયુ, ગોચરો દેખાવા માંડયાં, ને જ્યારે મે ઘંટનાદ સાભળ્યો ત્યારે તો મારા આનંદની ઘૂઘરીઓ ઘમકી ઊઠી

છેવટે હું એક દરવાજામાં પેઠો પેસતાં જ પથ્થરની અનેક મૂર્તિઓનાં દર્શન થયાં પર્વત વતી એમણે આવકાર આપ્યો સહ્યાદ્રિની કોકણ બાજુની પીઠ પૂરી થઇ હતી અને હું ભીમાશકરના શિખર પર આવી ગયો હતો ત્યાં અનેક વિશ્રામસ્થાનો જોઇ કવિ વર્ડ્ઝવર્થની નીચેની પંક્તિઓ જીભ પર નમવા લાગી

“ Ah calm me ! restore me ! And dry up my tears,
On thy high mountain platforms, Where morn first appears ”

સહ્યાદ્રિના ઘણાં શિખરો અને ખાસ કરીને શિવાજી મહારાજના કિલ્લા હું પગે ચાલીને ચડયો છુ પરંતુ એ બધાંયમા ભીમાશંકરના આ કોકણ બાજુના અને વિશાળ ગઢના ચડાણથી તો મારા હાંજા ગગડી ગયા છે છતાં એ કાયમી તપશ્ચર્યાને પરિણામે અદ્‌ભુત દશ્યો અને વિરલ ઐતિહાસિક સ્થાનો જોવા મળ્યાં છે

નાણેઘાટ અને બોરઘાટ કોકણ રસ્તે મહારાષ્ટ્રમાં જવાના રાજમાર્ગો પૈકીના બે—અને એ રાજમાર્ગોની વચ્ચેથી નીકળતી અને વહેતી નદીઓમાં ભીમા એ સૌથી મોટી બીજી ભીમા, કુન્ડી, ભીના, ઘોડ, ઇંદ્રાયણી વગેરે આ બે ઘાટો વચ્ચેથી નીકળી આગળ ઉપર તો ભીમાને જ મળવાની અને ભીમા છેવટે કૃષ્ણાનો સાથ લેવાની નદીની કિશોરાવસ્થાની રમતો જોવામાં ખૂબ જ આનંદ આવે છે, પણ એ જોવાના આખોના તલસાટને થાકે ને ભૂખે દબાવી નાખ્યો વૃક્ષ નીચેથી ભેતરુ જી સમેટતે સમેટતે મને થયુ, ‘આ સ્થાનોની બીજી દંતકથાઓ ગમે તે હો, પણ ખરી વાત તો એવી હોવી જોઇએ કે કુંતીના પુત્ર ભીમે અહીં જ આવી ક્ષુધાદેવીની આરાધના કરી હશે ને

પરિણામે એનો વૈશ્વાનર વડવાનલ કે દાવાનલ જેવો પ્રદીપ્ત થયો હશે !' અને એ તપશ્ચર્યાના પ્રતિક તરીકે ભીમાશકરની સ્થાપના થઇ હશે ! અજીર્ણ ને અરુચિવાળાને ભીમાશકર મોકલી દેવા જોઇ એ.

પણ મારે તો ભીમાનો આદ્યપ્રવાહ જોવો હતો તેથી સીધો ત્યાં ગયો. નાહ્યો, નદી ગાઇ રહી હતી એ મધુર મધુર સ્તોત્ર સાભળ્યુ ને પછી ભીમાશકરના બન્ને દેવળોમા જઇ નમસ્કાર કર્યો

" य डाकिनाशाकिनिकासमाजे निषेव्यमाण पिशिता शनैश्च ।
सदैव भीमादिपदप्रसिद्ध त शकर भक्तहित नमामि । "

પાસેના નાથ બાવાના મઠમાં જઇ પડાવ નાખ્યો હુ તો ભીમાને ઘેર દર્શનાર્થે આવ્યો હતો ને દયાળુ નદીએ નાથ મહારાજને ત્યાં મારા જમવાની તૈયારી કરી રાખી હતી

" આ ગયે ભાઇ આઓ, રસોઇ તૈયાર હૈ " મહારાજ કઇક યુગ યુગથી ઓળખતા હોય એટલા પ્રેમથી એમણે મારા જેવા રઝળુ માણસનુ સ્વાગત કર્યું

નાની સ્ટેન ગનમાથી શત્રુ પર નાના ગોળા છોડવાના હોય એવડા જ લાડુ પીરસનારીના હાથમાંથી જ્યાં છૂટવા માડયા એટલે ક્ષુધાનુ બિચારીનું શુ ગજુ ? એ યુદ્ધ પછી વિજયી થઇ હુ ભીમા ને ભીમાશકર વિષે વાતો સાંભળવા બેઠો

ભીમા ને ભીમાશકર વિષે જે બે દતકથાઓ છે તેમાંથી એક ભીમા મહાદેવના પ્ર દ માથી જ પ્રગટી એમ જણાવે છે વાત આમ છે

" શકર અને ત્રિપુરાસુર વચ્ચે યુદ્ધ થયુ તેમાં એ અસુરનો વધ કર્યા પછી શકર થાકીને બેઠા હતા. એવામાં બન્યું હતું એમ કે અયોધ્યાનો રાજા ભીમક તપ તપવા આવેલો એણે શિકારમા હરણરૂપ ધારણ કરેલા ઋષિઓને ઘાયલ કરેલા તે પાપના પ્રાયશ્ચિત્તથી તપતો હતો શકરે એને માફી આપી ને વરદાન પણ આપ્યુ ભીમકે માગ્યુ, 'આપની ભમ્મરે હજુયે જે પરસેવો વળેલો છે તેમાંથી માનવકલ્યાણ માટે એક નદી બની જાઓ.' ભગવાન શકરે 'તથાસ્તુ' કહ્યુ ને ભીમા પ્રગટ થઇ "

બીજી વાત એવી છે કે, " ચૌદમી સદીના મધ્ય ભાગમાં આ સ્થાન પ્રસિદ્ધિમાં આવ્યુ. ભટીરાવ નામનો કોઇક એક માણસ આ સ્થાને લાકડાં કાપતો હતો, તે વખતે એક વૃક્ષમાથી લોહી નીકળતુ જોયુ એટલે પાસે જ ચરતી પોતાની ગાય આણી એણે એના દૂધની ધારા એ ઝાડના ઘા ઉપર કરી એટલે તે રકત બધ થઇ ગયુ અને એક જ રાતમા ઘા રૂઝાઈ ગયો એ વૃક્ષમાંથી ભીમાશકરનુ બાણ પ્રગટ થયુ, અને ભટીરાવે તે જ જગ્યાએ દેવળ બાંધ્યુ "

આ પ્રાચીન દેવળ તો આજે જીર્ણ અવસ્થામાં છે આ દેવળની બહાર ૩–૪ હડ્રેવેટનો મોટો ઘટ પથ્થરના થાંભલાને ટેકે મૂકેલા લોખંડના સળિયા પર લટકાવવામા આવેલો છે એ ઘટની ને એ ઘંટ પરની 'વર્જિન મેરી' અને ક્રોસની પણ લોકો પૂજા કરે છે ઇ સ ૧૭૩૯ માં કલ્યાણ પાસેનુ વાસિદ મરાઠાઓએ જીતી લીધુ ત્યારે કોઇ પોર્ચુગીઝ ચર્ચમાંથી આ ઘટ ઉપાડી આવ્યો હશે પાસે નવુ મદિર છે તે નાના ફડનવીસે બધાવવા માંડેલુ ને તેના મરણ પછી તેની વિધવાએ પૂરૂ કરાવ્યુ તેમા પચમુખી મહાદેવ ને પ્રચડ પોઠિયો છે

એ બધાં સ્થાનો, પ્રચંડ પર્વત, વનશ્રી તથા ભીમાની બાળલીલાથી માંડીને તે યૌવનાવસ્થા સુધીની વિવિધ લીલાનાં સ્થાનો જોઇ લીધા પછી મને થયું, જો સહ્યાદ્રિના આ શિખર પરથી અને ભીમાશંકર મહાદેવના યાત્રાસ્થાનેથી ભીમાને ઉપાડી લઇએ તો? તો? હૃદયોર્મિ વગરના જડ માણસના જેવી એ બન્નેની સ્થિતિ થાય, તેથી જ કવિએ કહ્યું છે ને

" असो कविचें कुल अप्रसिद्ध, होई कवीच्या कवनें प्रसिद्ध ।
तसा नदीच्या उगमस्थलाला नदीमुळें गौरव लाभ झाला ॥ "

વાતો સાંભળી ઉઠ્યો ત્યારે થાક ઊતરી ગયો હતો અને ભૂખ શાંત પડી ગઇ હતી હવે હું શ્વશુરગૃહે જતી ભીમાને જોવા માટે ગયો પિતાને ઘેરથી સાસરે જવા નીકળેલી કન્યા દુ:ખી હૃદયે ઘરની નિસરણીઓ ઊતરતી હતી. એણે સોળે શણગાર સજ્યા હતા. લાલ કિનારીની લીલી સાડી પહેરેલી ભીમાને સૌ વિદાય આપી રહ્યા હતા એને જોઇ મને કણ્વ ને શકુંતલા યાદ આવ્યાં સહ્યાદ્રિ પણ કણ્વની જેમ લાડીલી દીકરીને વિદાય આપતે આપતે ગળગળો થઈ ગયો હતો, પંખીઓ લલિત છંદ ગાતા હતાં, વેલીઓ ને વૃક્ષો એને પુષ્પોથી વધાવી રહ્યાં હતાં

ભીમાએ પિતાની ડેલી સુધી આવી ઘર તરફ મોં કરી જે સ્થાને પોતે જન્મ લીધો, બાળપણનાં તોફાનો કર્યાં, તે સ્થાન પાણી છાંટી આશીર્વાદ આપ્યા, નમસ્કાર કર્યાં ને આંસુભરી આંખે વિદાય લીધી ત્યાં બે બાજુએ ઊગેલા પાગારા ને શીમળાનાં લાલચટક પુષ્પો જોઇ મને થયું, ' હા, ભીમાએ સહ્યાદ્રિની સાખે કુંકુમના થાપા પણ માર્યા!' વૃક્ષોની ગાઢ કુંજોથી છવાયલી ખીણમાં પૂર્વ દિશા તરફ ચાલી જતી પાણીની એ તન્વંગીને હું જોતો જ રહ્યો. ઘડીકમાં એ વૃક્ષો પાછળ કે મોટા પથ્થરો પાછળ અદૃશ્ય થતી ને પાછી દેખાતી હતી એ દૂર દૂર સઘન ઘટામાં સમૂળગી દેખાતી બંધ થઈ ત્યારે સૌ પાછા વળતાં જણાયાં પણ હું તો પછી બાજુ પરના ઊંચા ડુંગર પર ચડી ગયો ને દૂર દૂર દૃષ્ટિ માંડી, તો શું જોયું?

વૃક્ષોની ઘટા પૂરી થઈ ગઈ હતી, પર્વતની ખીણ પણ પાછળ રહી ગઇ હતી, ભીમા એ પોળમાંથી બહાર નીકળી ગઇ હતી પીળાં મેદાનો દૂર દૂર સુધી ફેલાયેલાં હતાં. ત્યાં ફરી વાર એ અટકી ગઈ, પીઠ ફેરવી માતા, પિતા ને પિયરના ઋણને પુન પુન યાદ કરી નમસ્કાર કર્યાં એને લઇ જવા માટે તો મોટો રથ ત્યાં ઊભો હતો એક બાજુ પતિગૃહે જવાની હોંશ હતી, બીજી તરફ પિતાનું ઘર હંમેશને માટે છોડવાનો વિષાદ હતો એક ક્ષણમાં એણે હૈયું વજ્ર જેવું કરી લીધું ને પાસે ઊભેલા રથમાં ચડી ગઇ ભીમા ભીમરથી બની ને પછી તો પાણીના રથના એ ઘોડા મહારાષ્ટ્રની ભૂમિને ભેદતા જોસભેર પૂર્વમાં દોડવા લાગ્યા

ચારેક વાગ્યા હતા મોટર મળે તો સીધા પૂના જ ચાલ્યા જવું હતું પણ આગળ 'ઘોડ' નદીનાં દર્શન કરવાનું ભાગ્ય હશે એટલે એ તો ન જ મળી ને મેં તો ચાલવા માંડ્યું ક્યાં? જેમ જવાય એમ મૂળ છોડ્યા પછી નદી ક્યાં પોતાનો રસ્તો નિયત કરીને જ દોડે છે? જે માર્ગે જવાય તે તરફ વહેતી એ એક જ લક્ષ્ય રાખે છે સાગરને મળવું હવે મારું લક્ષ્ય હતું પૂના તેથી નાથ સુતાના વાર્યો છતાં હું ન જ રોકાયો, ' જવાશે તેમ જઇશ ' મેં મનમાં નક્કી કર્યું

ફરી ચાલવા માંડ્યું ચાલતે ચાલતે ઘર સાંભરવા લાગ્યું ને આંખમાંથી વળી પાછાં અશ્રુ ગરી પડ્યા ભીમાનું પિયર તો પાછળ રહી ગયું ને મારા પગ તો જામેરી તરફ સડસડાટ ચાલવા લાગ્યા *

—શિવશંકર પ્રાણશંકર શુકલ.

* "શિક્ષણ અને સાહિત્ય" માંથી

# ધતિંગિયાં દવાઓ

ઉપર્યુક્ત લેખના સંબંધમાં એક દાકતરે મારી જાણ માટે ગ્રેટબ્રિટનમાં વર્તમાનપત્રોના માલિકોના સંઘે નીચે મુજબ પસાર કરેલા ઠરાવની એક નકલ મારા પર મોકલી છે

"૧ મૂત્રાશયનું દરદ, કેન્સર, ક્ષય, મીઠી પેશાબ, ફેફરું (અપસ્માર), ખેંચ (આંકડી), કર્મેન્દ્રિયો પરનો કાબૂ જવો, ગર્ભાશય ગમેના સ્નાયુઓ, સાંધાનાં દરદ, ચહેરા પરનો ક્ષય, લકવા, અથવા ગર્ભ પડેલો અટકાવ, સારણગાંઠ, અધાપો, હાડકાંનો રોગ અને ગર્ભપાત કરાવવા માટેની અથવા વ્યભિચારને લગતી કુટેવોને મટાડવા માટે કે આ કુટેવોથી થતા કોઈપણ દરદ માટે અકસીર છે એવો દાવો કરનારી દવાઓની જાહેરાતો લેવામાં આવશે નહિ

"૨ પત્રવ્યવહારથી ઉપચારો બતાવવાના અથવા એ વિષે સલાહ આપવાના હેતુથી કોઈપણ જાહેરખબર આપનાર, છાપેલાં પત્રક દ્વારા, મોઢેથી કે એની જાહેરાતમાં કોઈ પણ રોગને પારખવાનું અથવા કોઈપણ માણસના રોગના લક્ષણોનો હેવાલ સ્વીકારવાનું માથે લેતો હોય તેની જાહેરખબર લેવામાં આવશે નહિ

"૩. લખનારના ખરેખરા વિચારોની મર્યાદામાં રહેલા હોય તે સિવાયના, અથવા પ્રમાણિત બ્રિટિશ દાક્તર સિવાયના કોઈ બીજા દાક્તરે આપેલા પ્રમાણપત્રવાળી જાહેરખબર લેવામાં આવશે નહિ

"૪. ખોટો ખ્યાલ ઉપજાવવા માટે ભાવ બગાડીને ચીતરેલાં અથવા રજનું ગજ બનાવનારા ચિત્રોવાળી જાહેરખબરને લેવામાં આવશે નહિ

"૫ કોઈ પણ ઇસ્પિતાલમાં અથવા અધિકાર ધરાવનારા સ્થાને તૈયાર થયેલી એ દવા છે એવો ભાવ ઉત્પન્ન કરનારી અથવા જણાવેલા ઉપયોગ માટે દવા બનાવનારને જાહેરાત કરેલી પોતાની માલકીની દવાને બદલે બીજી કોઈની દવાની જાહેરખબરની બાબતમાં જ્યાં સુધી જાહેર ખબર આપનાર એવી ઇસ્પિતાલનું અથવા અધિકાર ધરાવનારના સ્થાનનું પ્રમાણપત્ર મેળવ્યું છે એવી ખાતરી ન આપે, ત્યાંસુધી એવી જાહેરખબર લેવામાં આવશે નહિ"

"ગ્રેટબ્રિટનમાં હાલ બધાં વર્તમાનપત્રો આ નિયમોનું પાલન કરે છે. વળી જરૂર પડે તો આવી જાહેરખબરની દાકતરી તપાસ માટે અને જાહેરાત કરેલ માલને રાસાયણિક પૃથક્કરણ માટે મોકલવામાં આવે છે'

'આપણા દેશમાં આવું કંઈક વર્તમાનપત્રોના માલિકો અથવા તો સરકાર એ જાતનો કાયદો કરી પગલાં ભરે તો ગરીબ અને અજ્ઞાન જનતાના કરોડો રૂપિયા આવી ખોટી જાહેરખબરોથી દોરવાઈને ખરચાતા અટકી જશે લોકોની અજ્ઞાનતાનો લાભ લઈ આ દેશમાં જાહેર ખબરો મારફત ધંધો કરનારા એટલા ધુતારા વધી પડ્યા છે કે જે માત્ર ગરીબ અને અજ્ઞાન પ્રજાને પૈસાની જ નહિ પણ કોઈ કોઈ વખત એમની તંદુરસ્તીને પણ હાનિ કરે છે

'હું ક્ષય રોગની ઇસ્પિતાલનો ચીફ મેડિકલ ઓફિસર છું. માગ અગિયાર વર્ષના

અનુભવે મને આવા અનેક દાખલાઓ જોવાના મળ્યા છે. જાહેરખબરોથી દોરવાઈ અજ્ઞાન પ્રજા ક્ષયરોગ સારો કરવા માટે આવા ધુતારાઓની પાસે જાય છે અથવા મોંઘા ભાવની દવાઓ ખરીદે છે છ આઠ મહિના નિભાવ પોતાની પાસે હોય તે બધુ જ આવા ધુતારાઓને આપી દઇ રિબાતી હાલતમાં ઇસ્પિતાલમાં આવે છે આ જાતના ધુતારાઓ કેટલાક માણસો પાસે પૈસા લઇ ખોટા સર્ટિફિકેટો લખાવે છે કે એમનો રોગ થોડાક જ દિવસોમાં, જે મહાન દાક્તરોથી સારો ન થયો તે આવાનો દવાથી સારો થઈ ગયો જો વર્તમાનપત્રોનો સાથ આ લોકોને ન હોય તો અજ્ઞાન અને ગરીબ પ્રજા પર તાગડધિન્ના કરતા આવા ધુતારાઓની કમાણીનો માર્ગ સદંતર બંધ થઇ જાય ’

દાક્તરની પેઠે હુ પણ આશા ગણુ છુ કે આપણા વર્તમાનપત્રોના માલિકો પણ બ્રિટિશ વર્તમાનપત્રોની પ્રણાલિકાએ લીધેલો માર્ગ અનુસરશે સરકારે પણ આ બાબતમાં જાતે રસ લેવો જોઇએ અને ખોટી અને ખરાબ જાહેરખબરોને અટકાવવા જરૂરી પગલા લેવા જોઇએ *

[ "હરિજનબંધુ" ] —કિશોરલાલ મશરૂવાળા

---

# સર્વોદયની ભાવના

બીજાને ઉપયોગી થવાય એ રીતે જીવવાની કળાનુ નામ સર્વોદય એવી ભાવનાવાળો માણસ પોતે લે તે કરતા સમાજને વધારે આપશે.

આજે ભાષાનો સર્વોદય ખૂબ ખૂબ થઇ રહ્યો છે પણ આપણને જીવનનો સર્વોદયની જરૂર છે જીવનમા સર્વોદય લાવવાને શું કરવુ જોઇએ ?

(૧) જરૂર પૂરતું વાપરે, અને જગતના વધુમા વધુ સેવા કરે

(૨) ખાતા, પીતા, સૂતા, જાગતા બેસતા પોતાના નાનામા નાના વર્તનથી પણ બીજાને દુ ખ ન થાય તેની કાળજી રાખે

(૩) ઓછામા ઓછા સમયમા વધુમા વધુ કામ કરે તે ચોક્કસ અને વ્યવસ્થિત રીતે વિચારે, બોલે અને જીવે

(૪) તે સાદી અને સસ્કારી ભાષા વાપરે —શ્રી. રવિશંકર મહારાજ

---

* ઉપરનો લેખ અમે ગુજરાતના શિષ્ટ અને અગ્રગણ્ય સામયિકોની હરોળના "પ્રજાબંધુ" સાપ્તાહિકમાથી ઉતાર્યો છે

જે પૃષ્ઠ પર એ લેખ છપાયો છે તેની તદ્દન બાજુમા જ સ્ત્રીઓની મુઝવણ, કોકશાસ્ત્ર (સચિત્ર) પતિપત્નીને એકાંતમાં જોવા લાયક કામવિજ્ઞાનથી ભરપૂર, બગાલના જાદુ વગેરે પુસ્તકોની તેમજ પારામાની ખાસ દવા વગેરે વગેરે જા ખ છપાઇ છે, ત ત્રી ખાતુ અને જા ખ ખાતુ બન્ને જુદા ખાતાના પરિણામે આવું બનીજ જાય તે સ્વાભાવિક છે, છતા સ પાદકની કાળજી આવી વસ્તુને જરૂર સુધારી શકે —ત ત્રી "પુસ્તકાલય"

# અમેરિકન કુમારોની અપરાધવૃત્તિ

## ( એક માનસશાસ્ત્રીય ચર્ચા )

એક વખત ચાર છોકરા અને સાથે ૧૫ વર્ષની વયના જેકને પણ મોટરકારની ચોરી કરવાના આરોપસર પોલિસે પકડયો જેક નહોતો ભોટ અને નહોતો રખડુ ધર્મનિષ્ઠ કુટુબમા એ ઊછર્યો હતો વડીલજનોની આમન્યા પાળવાનુ તે શીખ્યો હતો. ત્યારે જેકમાં ગુનાહિત વૃત્તિ આવી ક ાંથી ? વાત એમ હતી કે, જેકને અને તેના સાથીઓને નિશાળ ગમતી ન હતી, એટલે ઘે થી નીકળી બહાર નાસી જવાને તેઓએ આ સાહસ કર્યું હતુ આમ કરવામા તેઓ કાઇ ખોટુ કરે છે એમ પણ તેમને લાગ્યુ ન હતુ.

જેક અને તેના સાથીઓ પર કેસ કરવામાં આવ્યો પણ કેસ ચાલે તે પહેલાં તેમને ન્યુયોર્કના ' યૂથહાઉસ 'માં રાખવામાં આવ્યા જેક અહીં વગર સ કોચે બીજા સઘળા છોકરાઓ સાથે છૂટથી હળીમળી ગયો પોતાનો નિવાસખ ડ ચોખ્ખો ને વ્યવસ્થિત રાખતો, ને બીજા જોડે મૈત્રી બાંધી સહાયક બનતો જેક મુદ્દલ ઉધમાતિયો ન હતો એ બુદ્ધિશાળી વિદ્યાર્થી હતો એના પિતા કઇક સખત માણસ હતા, પણ એ તો ગુજરી ગયા હતા પિતા ગયા બાદ જેકને પિતાનુ સ્થાન સાચવે એવો વડીલ જેનનો હતો શાળામા જે શિક્ષકો વચ્ચે એ હતો તેઓમાંથી કોઇ તેનુ વત્સલ વડીલજન થાય એવુ મળ્યુ નહિ પરિણામે તેને નિશાળ ઉપર ઘૃણા થઇ તે સાથે જ જેક ખરાબ સોબતીઓમા ભળ્યો અને ઘરે પણ એની સ્થિતિ સુરક્ષિત ન હોવાથી તે એ ટોળકીનો નાયક બન્યો અને મોટી મોટી પણ પોટી બડાશ મારવા લાગ્યો

### ગુનાનુ પ્રમાણ

માનસશાસ્ત્રીઓ કહે છે કે બાળકમાં ગુનાહિત વૃત્તિ જેવી કોઇ ચીજ નથી, એકસરખાં લક્ષણ નથી, એટલે તેની એકસરખી ચિકિત્સા કે નિદાન થઇ શકે એમ નથી તમે વ્યક્તિગત રીતે અમુક બાળગુનેગારની સારવાર કરી શકો છો, પણ બાળગુનેગારીની કરી શકો નહિ બાળગુનેગારીના સામાન્ય કારણોનો ઉપચાર લઇ શકો અને તે પણ પૂરી રીતે એ કારણોને કાઢી શકાતા નથી એટલા માટે બાળકને ગુનાહિત વૃત્તિનુ બનવાની તક મળે તે પહેલાં તમારે એનુ ખાસ ધ્યાન રાખવુ જોઇએ

અઢાર વર્ષના છોકરાઓમાં પીધેલી હાલતમાં મોટર ચલાવવાના ગુનાનું પ્રમાણ બેવડાયેલુ છે, હુમલાખોરીના ગુના માટે પકડાયેલાનુ પ્રમાણ ૭૨ ટકાની ટોચે પહોંચ્યુ છે, અત્યાચારનું ૭૦ ટકા પર, મોટરચોરીનુ ૫૫ ટકા પર, આપઘાતનુ ૪૮ ટકાએ અને લૂટનુ ૩૯ ટકાએ અનીતિનું જીવન જીવનારી કન્યાઓની સ ખ્યા ૧૯૪૧ મા હતી તેના કરતાં ૧૯૪૬ મા ત્રણ ગણી થઇ છે. ઊછરતી પેઢી ખરાબ રસ્તે ચઢી ન જાય તે માટે દરેક સ સ્થાન ઝડપી પગલા લઈ રહ્યુ છે પર તુ મોટી મુશ્કેલી તો એ છે કે, આ ગુનાહિત વૃત્તિ એક જટિલ સમસ્યા બની છે, કારણ કે વૃત્તિ માનવસ્વભાવ જેટલીજ વિવિધ અને વિચિત્ર છે

જેમ પિતાનું વાત્સલ્ય ન મળવાથી જેક ગુનાહિત વૃત્તિનો બન્યો, તેમ જેક તેની માતાના ક્રોધાવેગોને લીધે તેવો થયો તેનો પિતા પીધેલી હાલતમા આવે અને છોકરાં તથા પત્નીને પીટવા માંડે અને તેની પત્ની આત્મરક્ષા ખાતર તેની સામે છરી અને ચપ્પુ ફેંકે.-

આર્થરની બાબતમાં એમ બન્યુ કે, તે હતો ઉંચાઇમાં તાડના ત્રીજા ભાગ જેવડો, પાતળા બાંધાનો, અને ગળાના દરદને લીધે તેનો સાદ તીણો થયેલો, પરિણામે એ પોતાના દોસ્તો સાથે હળીમળી શકતો ન હોવાથી રખડેલ બની ગયો. છમી મા અને બાપ વચ્ચે ત્રિશંકુવત્ લટકતા મેળમા ફસાઇ પડયો હતો તેની મા બીજા સાથે રહેતી હતી અને તેનો બાપ બીજી બાઇનું ઘર માંડીને બેઠો હતો હેન્કનો કિસ્સો વળી અજબ હતો. તેનો સાચો પિતા બીજો હતો ને તે માતાનો કાયદેસરનો પુત્ર ન હોવાથી તેને દત્તક લેવામાં આવ્યો હતો

## સાચો ઉપાય

આ બાળગુનેગારી શાળાએ જવાની ઉંમર થતાં પહેલા શરૂ થઇ હતી અને તેના જન્મ તથા ઉછેર ગૃહજીવનમાં થતાં હતાં અલબત્ત, આ ઉપરથી એમ માની લેવાનુ નથી કે, બધા માબ પો હીણા ચારિત્ર્યના હોય છે અથવા તો બાળકોના ઉછેરમાં બેદરકાર રહે છે માનસવિદો કહે છે કે, બાળકોના ગુના માટે માબાપોને દડવા એ વાજબી નથી, પરંતુ નુકસાનકારક છે તેઓ એમ માને છે કે, ગંદા લત્તાઓ સુધારવામાં આવે, ગરીબાઇને ઓછી કરવામાં આવે, સારી શાળાઓ બાગબગીચાઓ અને રમતગમતના મેદાનો વધારવામાં આવે તો બાળકોની ગુનાહિત વૃત્તિ આપમેળે ઓછી થઇ જાય શાળાએ જવાની ઉંમર પહેલાં કોઇ બાળક હમેશને માટે બગડી જતુ નથી, તેમ તેને આડે માર્ગે જતાં પૂરી રીતે બચાવી પણ શકાતુ નથી, પણ તેઓ એમ જરૂર માને છે કે, સારુ ઘરસુખ મળે અને બાહ્ય વાતાવરણને સુધારાય તો બાળકની અપવૃત્તિઓને શમાવી, વાળી કે સુધારી શકાય છે એમ સાબિત થયુ છે કે, દર સો બાળકોએ ૮૫ બાળકો ખરાબ થવાનુ મુખ્ય કારણ ખરાબ ગૃહજીવન હોય છે માતાપિતાના કુસુપ અને કલેશ બાલમાનસમાં અણુધાર્યો પ્રત્યાઘાત કરતા હોય છે, માબાપ અને બાળકના કથળેલા સંબંધ ઘણાં અનિષ્ટોનું મૂળ બને છે બીજા કારણોમાં આર્થિક દારિદ્ર ૩૧ ટકા, મંદ બુદ્ધિ ૨૪ ટકા, તંદુરસ્તીની ફરિયાદો ૨૫ ટકા અને સંગદોષ ૨૩ ટકા જવાબદાર હોય છે ગંદા લત્તાઓ નાબુદ થાય અને વન ઉપવનો તથા રમતગમતનાં મેદાનોની સંખ્યા વધે તો આ બાળગુનાહિત વૃત્તિ પ્રવૃત્તિ ઠેક ઓછી થઇ જાય એમ છે ગરીબી ટળે તો બાળકો ચોક્કસ સારા થાય, જો કે આ બધા ઉપાયો પૂરતા છે એમ તો કહી શકાય તેમ નથી                ( 'નૂતન શિક્ષણ' માંથી )

---

### નવ પ્રકારના ગુણો

(૧) ગૌરવ સાથે મિલનસારપણુ
(૨) દઢતા સાથે વિનયમૃદુતા
(૩) વિનય સાથે આખાબોલાપણું
(૪) સાવધાનના સાથે ગજકાજની કુશળતા
(૫) હિંમત સાથે શાંતિ
(૬) નમ્રતા સાથે સ્પષ્ટ વક્તૃત્વ
(૭) વિવેક સાથે સહજ ઉપેક્ષા
(૮) સચ્ચાઇ સાથે હિંમત
(૯) ન્યાય સાથે વીરતા

—કોન્ફ્યૂશિયસ

# રાષ્ટ્રપતિ ડૉ. પટ્ટાભી સીતારામૈયા

આપણા નવા રાષ્ટ્રપતિ ડૉ. પટ્ટાભી સીતારામૈયા કૉંગ્રેસના એક જૂના જોગી છે. રાષ્ટ્રીય મહાસભા અથવા કૉંગ્રેસના આશરા નીચે ગાંધીજીએ ઉપાડેલી આઝાદી માટેની લડતમાં તેમને મળેલા ગણ્યાગાંઠ્યા ચુનંદા સાથીઓમાંના તેઓ એક છે. ૧૯૨૦માં તે ગાંધીજીના સમાગમમાં આવ્યા અને સ્વરાજ માટેની લડતમાં એમની સાથે ઝંપલાવ્યું, ત્યારથી માંડીને છેવટ સુધી રાષ્ટ્રીય લડતની અનેક તડકીછાંયડીઓમાં તેમ જ કસોટીના પ્રસંગોએ તે નિષ્ઠાપૂર્વક અને અડગપણે ગાંધીજીને વળગી રહ્યા, આઝાદીની ચળવળમાં આગળ પડતો ભાગ લીધો, કષ્ટો સહન કર્યાં, કારાવાસ વેઠ્યા તથા પરાધીન દેશમાં દેશભક્તિના ગુના માટે જે કષ્ટ વેઠવું પડે તે તે હસતે મોંએ વેઠ્યું.

પણ ડૉ. પટ્ટાભીએ દેશસેવાની દીક્ષા તો તેઓ ગાંધીજીના સંસર્ગમાં આવ્યા તે પહેલાં એટલે કે ૧૯૧૬ની સાલથી લીધી હતી. એ વખતે તે આંધ્ર પ્રાંતના મછલીપટ્ટમ શહેરમાં દાક્તરનો ધંધો કરતા હતા. એમનો ધંધો ધીકતો ચાલતો હતો અને તેમાં તેમને સારી પેઠે કમાણી થતી હતી. પરંતુ ધનભક્તિ કરતાં તેમની દેશભક્તિ વધારે પ્રબળ નીવડી. પરિણામે ૧૯૧૬ના સાલમાં દાકતરના ધંધાને તેમણે કાયમને માટે રામરામ કર્યા અને દેહના રોગોના ઉપાય કરવા કરતાં માણસના આત્માને હણનારા ગુલામીના મહારોગના નિવારણને અર્થે દેશસેવાના કાર્યમાં તેમણે ઝંપલાવ્યું. ત્યારથી માંડીને આજ સુધી એકધારી રીતે તે અહોનિશ દેશસેવાના કાર્યમાં મંડ્યા રહ્યા છે. એટલે તેમને કૉંગ્રેસની જયપુરની બેઠકના પ્રમુખ ચૂંટીને દેશે પોતાના એક ચુનંદા સેવકનું બહુમાન કર્યું છે અને તેમની લાંબી દેશસેવાની કદર બૂજી છે. ડૉ. પટ્ટાભીએ પાછળના કેટલાંક વર્ષો દરમ્યાન વિશેષ લક્ષ રાજસ્થાનની પ્રજાના ઉદ્ધારની બાબતમાં આપ્યું હતું. એ જોતાં, દેશ આઝાદ થયાને કારણે રાજસ્થાની પ્રદેશમાં પહેલી જ વાર મળેલી કૉંગ્રેસની બેઠકના પ્રમુખ તરીકે તેમની વરણી કરવામાં આવી એ પણ એક સારો સુયોગ ગણાય.

ડૉ. પટ્ટાભીનો જન્મ ૧૮૮૦ની સાલમાં ૨૪મી નવેમ્બરે એક ગરીબ બ્રાહ્મણ કુટુંબમાં થયો હતો. એમનું બાળપણ અતિશય ગરીબાઈમાં ગયું હતું. ભણવાને માટે ચોપડીઓ ખરીદવાના પૈસા એમને મળતા નહોતા તથા સાત વરસ સુધી તેમને માત્ર એક પહેરણ પર જ ચલાવવું પડ્યું હતું, એ હકીકત પરથી તેમની ગરીબાઈ કેવી કારમી હશે એનો ખ્યાલ આવી શકશે. પણ પટ્ટાભીની બુદ્ધિ અતિ સતેજ હતી. હરીફાઈની પરીક્ષાઓમાં બેસીને શિષ્યવૃત્તિઓ મેળવી એમણે પોતાનો અભ્યાસ આગળ ને આગળ ચલાવ્યે રાખ્યો, અને તે દાક્તર થયા.

દાકતર થયા પછી ૧૯૦૬ની સાલમાં મછલીપટ્ટમ્ શહેરમાં તેમણે પોતાનો ધંધો શરૂ કર્યો. એ જ સાલમાં તેઓ એ વખતે શરૂ થયેલી સ્વદેશીની ચળવળની અસર નીચે આવ્યા અને તેમને દેશસેવાનો રંગ લાગ્યો. આથી દાક્તરનો ધંધો કરતા કરતા પણ તે કંઈ ને કંઈ જાહેર પ્રવૃત્તિ કરતા રહેતા હતા. આ રીતે ૧૯૧૦ની સાલમાં 'આન્ધ્ર જાતીય (એટલે રાષ્ટ્રીય)

કલાશાલા ' નામની ઉચ્ચ શિક્ષણ માટેની એક કેળવણીની સંસ્થા કાઢવામાં તેમણે આગળપડતો ભાગ લીધો એ સંસ્થા યુનીવર્સિટી કે સરકારના અંકુશથી સંપૂર્ણપણે મુક્ત હતી આમ, અસહકારને કારણે ૧૯૨૦ની સાલમાં ગુજરાત વિદ્યાપીઠ, તિલક વિદ્યાપીઠ તથા કાશી વિદ્યાપીઠ જેવી રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓની તે પુરોગામી ગણી શકાય ૧૯૧૨ની સાલમાં 'નેશનલ એજ્યુકેશન ' એટલે કે રાષ્ટ્રીય શિક્ષણ નામનું અને ૧૯૧૩ની સાલમાં ઇન્ડીઅન નેશનાલિઝમ' એટલે કે હિંદની રાષ્ટ્રીય ભાવના એ નામનું પુસ્તક તેમણે લખ્યું ૧૯૧૬ની સાલમાં ભાષાવાર પ્રાન્તો પાડવાની હિમાયત કરતું એક પુસ્તક પણ તેમણે લખ્યું ૧૯૨૦ની સાલમાં કોંગ્રેસે ભાષાવાર પ્રાન્તોની રચનાના સિદ્ધાન્તનો સ્વીકાર કર્યો અને જુદી પ્રાન્તિક સમિતિઓની રચના ભાષાને ધોરણે કરી, એ જોતાં ડૉ પટ્ટાભીની હિમાયત સફળ નીવડી અથવા માન્ય થઈ એમ કહી શકાય

આમ ડૉ પટ્ટાભી આજીવિકાને અર્થે ધંધો કરતાં પણ વિધવિધ રાષ્ટ્રીય પ્રવૃત્તિઓ દ્વારા દેશસેવક તરીકેનું પોતાનું ઘડતર આપમેળે કરી રહ્યા હતા ૧૯૦૬ થી તેમણે દેશસેવાની સેવેલી ભાવના દસ વરસના ગાળા દરમ્યાન વધુ પુષ્ટ થતી ગઈ હતી અને હવે તે તેમના જીવનના ધ્યેયમાં પરિણમી હતી આથી ૧૯૧૬ની સાલમાં ડૉ પટ્ટાભીએ પોતાના જીવનમાં એક મહત્ત્વનો અને અતિ ગંભીર નિર્ણય કર્યો —દાકતરીનો ધંધો તેમણે હંમેશને માટે છોડી દીધો અને સંપૂર્ણપણે દેશસેવાના કાર્યમાં ઝંપલાવ્યું એ જ સાલમાં તે કોંગ્રેસની મહાસમિતિના સભ્ય પણ બન્યા અને આજ સુધી રહ્યા છે

૧૯૨૦ની સાલમાં તે ગાંધીજીના સમાગમમાં આવ્યા, ત્યારથી તેમણે તેમની વિચારસરણી અને કાર્યપદ્ધતિ અપનાવી એ જ અરસામાં તેમણે ' જન્મભૂમિ ' નામનું એક અંગ્રેજી અઠવાડિક પત્ર શરૂ કર્યું, અને ૧૯૩૦માં તે જેલમાં ગયા ત્યાં સુધી ચલાવ્યું એમ પત્ર દ્વારા તે એકધારી રીતે ગાંધીજીના વિચારો, સિદ્ધાંતો તથા કાર્યપદ્ધતિનો પ્રચાર અને સમર્થન કરતા રહ્યા ડૉ પટ્ટાભી ગાંધીજીની વિચારસરણી તથા કાર્યપદ્ધતિના ભારે સમર્થક છે અને તેથી જ તે પોતાને ' વૈશ્ય ફિલસૂફના બ્રાહ્મણ ભાષ્યકાર ' તરીકે ઓળખાવે છે તેમણે ' ગાંધી અને ગાંધીવાદ ' તથા ' ગાંધીજીનો સમાજવાદ ' નામનાં બે પુસ્તકો પણ લખ્યાં છે અને તેમાં તેમણે ગાંધીજીના સિદ્ધાંતો અને આદર્શોનું વિવેચન કર્યું છે ૧૯૩૫ની સાલમાં કોંગ્રેસનો સુવર્ણ મહોત્સવ ઊજવાયો - પ્રસંગે તેમણે કોંગ્રેસના ઇતિહાસનું એક પુસ્તક પણ લખ્યું છે

રાજકીય ક્ષેત્રમાં પણ ડૉ પટ્ટાભી ગાંધીજીની વિચારસરણી તથા કાર્યપદ્ધતિના ચુસ્ત અનુયાયી રહ્યા છે છેલ્લા અઠ્ઠાવીસ વર્ષ દરમ્યાન હિંદના રાજકારણમાં અનેક પલટા આવ્યા, પણ ડૉ પટ્ટાભી હમેશાં ગાંધીજીના કાર્યક્રમને જ ચુસ્તપણે વળગી રહ્યા અને છે ૧૯૨૨ના સાલમાં ગાંધીજી જેલમાં ગયા પછી અસહકારની ચળવળનાં વળતાં પાણી થયાં પરિણામે કોંગ્રેસમાં બે પક્ષ પડયા એક પક્ષ ગાંધીજીના અસહકારના કાર્યક્રમને સંપૂર્ણપણે વળગી રહેવાની હિમાયત કરતો હતો, જ્યારે બીજો પક્ષ એમાં ધારાસભાપ્રવેશ પૂરતો અપવાદ કરવા ચાહતો હતો પહેલો પક્ષ નાફેરવાદી અને બીજો પક્ષ ફેરવાદી અથવા સ્વરાજ પક્ષ તરીકે ઓળખાતો હતો ડૉ પટ્ટાભી જેવા પ્રખર અભ્યાસી અને છટાદાર વકતાને ધારાસભાપ્રવેશનો કાર્યક્રમ આકર્ષે તો નવાઈ પામવા જેવું નહોતું. પણ ગાંધીજીના કાર્યક્રમ તથા તેમની કાર્ય-

પદ્ધતિ વિષે તેમને એવી અચળ શ્રદ્ધા હતી કે, તેમને એવુ કશુ પ્રલોભન ન થયું અને તે ચુસ્ત નાફેરવાદી જ રહ્યા એટલુ જ નહિ, ૧૯૩૪ની સાલમાં કોંગ્રેસે ધારાસભામા જઈને ત્યા આગળ વ્યર્થ જીભાજોડી કરવા કરતા બહાર રહીને રાષ્ટ્રઘડતરની વધારે નક્કર પ્રવૃત્તિઓમા જ રચ્યા-પચ્યા રહેવાનુ પસદ કર્યું વળી ૧૯૩૭ની સાલમા કોંગ્રેસે પ્રાન્તોમા પ્રધાનપદાં સ્વીકારવાનો નિર્ણય કર્યો ત્યારે ડૉ. પટ્ટાભીને પ્રધાનપદ લેવાનુ આમત્રણ મળ્યુ હતુ, પણ તે પાછુ ઠેલીને તે પોતાની નાફેરવાદી નીતિને જ દઢતાપૂર્વક વળગી રહ્યા

ડૉ. પટ્ટાભી ધુરધર પડિત છે, સમર્થ વિચારક છે, છટાદાર વકતા છે, અને બીજુ ઘણું છે, પણ એ કરતાં વિશેષે કરીને તે અડગ દેશસેવક છે દેશસેવા તેમના જીવનનુ ધ્યેય છે, બાકીનુ બધુ તેનો ઓપ છે, શણગાર છે.

આવા ચુસ્ત ગાંધીવાદી અને કસાયેલા રાષ્ટ્રસેવકને રાષ્ટ્રપતિ તરીકે મેળવવા આપણે ભાગ્યશાળી થયા છીએ એમના દોરવણી નીચે ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમને આગળ ધપાવી દેશને પગભર કરવાના કાર્યમા આપણે સૌ યથાશક્તિ ફાળો આપીએ

—મણિભાઈ દેસાઈ

---

# શબ્દવ્યૂહનું દ્યૂત

આજકાલ વર્ષોથી શબ્દવ્યૂહના દ્યૂતમાં લોકો લાલચથી ફસાઈ હજારો નહિ તો સેકડો રૂપિયા બરબાદ કરી રહ્યા છે તે સામે લાલ બત્તી ધરવાની ખાસ અગત્ય છે

એવી હરીફાઈ-સસ્થાઓ તો પોતાનો ધધો લઈ બેઠેલી હોવાથી, ઘણી જ જોરદાર વ્યાપારી કુનેહ બુદ્ધિ કસી કસીને, લોકોને આ જાળમા ફસેલા જ રાખવા માટે નિત નવા નુસખા યાને વિવિધ ફોગટિયાં પ્રલોભનો ફેકયે રાખે છે, અને તકદીર તથા પુરુષાર્થની મમિશ્રિત લાલચના લકુબામાં ફસાયલા હરીફો તેમાથી છૂટી શકતા નથી અને પોતાના નાણાં ને સમયનો અપવ્યય કર્યે જાય છે

શબ્દવ્યૂહ સાહિત્યચર્ચા તથા શબ્દોની દલીલો ઉપર નભતો હોઇ, જ્ઞાન સાથે ગમ્મત તથા અર્થલાભ કરાવે છે તેવા વ્યર્થ પ્રલોભનોથી ભરેલી દલીલોની તથા આકર્ષણોની પરપરા ઊભી કરી, હરીફોનાં ખિસ્સા, સમય અને મગજ કાતરી ખાવા સિવાય બીજો કાઇ લાભ કરાવતો નથી ઊલટુ, શબ્દવ્યૂહનો ઉકેલ અને તે અંગત નિર્ણય ઉપર જ નભતો હોઇ, તેમ જ મોટા ભાગની ક્રિયા ચર્ચાના સંદિગ્ધાવસ્થામાં હોવાથી તેમા Standardized પ્રમાણિત દલીલ અથવા નિશ્ચિત ઉકેલ હોઇ શકતા જ નહિ હોવાથી, આવી બેધારી તલવારમાં સસ્થાનો નિર્ણય કબૂલ રાખવો પડતો હોવાથી, તે ચોખ્ખા સ્વરૂપમાં જુગાર જ છે, એ સમજી નિવૃત્ત થવાની જરૂર છે મહાત્મા ગાંધીજીએ તો પોતાનો સ્પષ્ટ અભિપ્રાય જાહેર કરેલો હતો જ કે શબ્દવ્યૂહ એ નક્કર શુદ્ધ જુગાર છે

'ખરુ જોતાં અર્થલાભ તો સુયોગ્ય પુરુષાર્થ સિવાય બીજા કશામા નથી એટલે સમય વ્યૂહમા ગુમાવવો તેના કરતાં કોઇ પાર્ટ-ટાઇમ ધધો-હુન્નર-ઉદ્યોગ શીખવામાં વિશેષ લાભ

* (" શિક્ષણ અને સાહિત્ય ' માંથી)

છે. અને જ્ઞાન ગમ્મતના વધારે સારા માર્ગો ઘણા છે તેમ જ સમય ગાળવાનાં બીજાં શ્રેષ્ઠતર સાધનો પણ ઘણાં છે માટે આ માર્ગ તો ભ્રામક છે

મગજની ખોટી ચૂંથામણીમાં અને ઇનામની ભૂખી લાલચની લતમાં ચોવીસે કલાક ગણતરીઓ ધરવા કરવું અને પરિણામે એક પૈસાનો પણ લાભ નહિ પણ રૂપિયાનું નુકસાન જાય તેની સતતનું ભૂત મનમાં ભરાઈ રહેવાથી બીજું જે કાંઈ કરવાનો અવકાશ હોય તે પણ સૂઝતો નથી તેથી આવી હરીફાઈઓ ભવિષ્યની ઉન્નતિના પ્રયત્નોમાં ફટકો જ લગાવે છે.

એવા મૂર્ખા હરીફો પણ જોયા છે કે પ્રવેશપત્રો ભરતી વખતે કક્કાના ૩૬ અક્ષરમાંથી અર્થહીન ગમે તે અક્ષર માત્ર જ ભરતા હોય છે વળી વધારે પ્રવેશપત્રોના ઇનામની લાલચમાં એકનું એક પ્રવેશપત્ર ૧૦૦, ૨૦૦ કે પાંચસો વાર ફક્ત સંખ્યા ગણાવવા પૂરતા જ ભરતા જોયા સાંભળ્યા છે વધારેમાં વધારે બત્રીસ કે ચોસઠ પ્રવેશપત્રો ભરતા, તેની કોપીઓ લખતા અને કમ્પેર કરતા મગજ પાકી જાય કે ગુંચાઈ કંટાળી જાય, તો પછી હજાર હજાર પ્રવેશપત્રો ભરવા અથવા સંપૂર્ણ 'પરમ્યુટેશન' એ તો મનુષ્યબુદ્ધિની બહારની વાત છે દરેક હરીફ પોતાની ડાયરીમાં શબ્દવ્યૂહનું ખાતું ખોલી જમા ઉધાર વધારે તો માલૂમ પડશે કે ૧૦૦૦ માં ૯૯૯ ટકા નુકસાન જ છે.

એટલે નફા-નુકસાનનું સરવૈયું જોતાં નુકસાન વધારે છે, એ દેખીતો સર્વમાન્ય અનુભવ છે તદુપરાંત તેમાં નીચે મુજબની બનાવટો તથા શંકાઓનો સંભવ હોય

૧ ઇનામોની વહેંચણીમાં-પ્રથામાં-વ્યવસ્થામાં એકતરફી વિશ્વાસ હોવો જોઈએ નહિ

૨ ઉકેલ-કવર બદલી નાખી શકાય છે અથવા ચાર પાંચ ઉકેલ કવર પણ રાખી શકાય છે

૩ વિશ્વાસ-શાખ વધારવા માટે દેખાડ પૂરતાં ખોટાં નામો-ઇનામો પણ છપાવી શકાય છે, આપવા લેવાનું કાંઈ ન પણ હોય

૪ મોટું ઇનામ એકાદી અજાણી વ્યક્તિને લાગે તો તેવી જ રીતે રકમ તેના સામાજની અટકાવવા બીજા ચાર પાંચ બનાવટી ઇનામ લાગેલાં ઊભાં કરવામાં પણ આવે

૫ ઇનામ લાગેલાં કવરો પણ મળ્યા નથી તેવું કહેતાં પણ શો વાંધો આવવાનો હતો ?

૬. બંધ તારીખ પછીનો ઉકેલ નિર્ણય તેથી પણ ભયંકર છે કારણ કે પ્રવેશપત્રોની તારવણી બાદ ઓછામાં ઓછા ખરા આવે તેવી રીતનો ઉકેલ યોજી શકવાની શક્યતા તેમાં છે

૭ હરીફો અમુક વર્ષ બે વર્ષે કંટાળી નિવૃત્ત પરાઙ્મુખ બનો જાય અને બીજી બાજુથી નવા હરીફોનો જથ્થો ઉમેરાતો જાય એટલે એ કાંઈ કોઈ પણ સંસ્થાની સદ્ધરતા લોકપ્રિયતા કે ટકાઉપણું માનવાનું કારણ ન હોય શકે

આ બધું વિચારી શબ્દવ્યૂહકારોની માયાવી જાળમાંથી અલિપ્ત રહેવું એ જ દરેક માટે શ્રેયસ્કર છે કોઈક સંગ્રહે પણ આવી જાતના ચકરાવામાં સપડાવા ઉપર ઉપરથી જ રમ્ય અને દિલચસ્પ લાગતો આડંબર કરતા જુગારને પ્રજાહિતમાં મીઠા ઝેર સમાન ગણી બંધ જ કરાવી દેવો જોઈએ।*

* 'શિક્ષણ અને સાહિત્ય' માંથી

ફૂલચંદ નરહરિ પંડિત

# સરકારી અંકુશ જોઇએ છે,

જોઇએ છે રે જોઇએ છે,
સરકારી અકુશ જોઇએ છે!
લોકો દૂધમા જળ રેડે છે,
ઘીમાં ચરબી પણ ભેળે છે,
શીંગનું, તલનું કહી વેચે છે—
તે પર કઇ અકુશ જોઇએ છે,
સરકારી અકુશ જોઇએ છે?

*

લોકો પાણી બહુ ઢોળે છે,
ઘર આંગણું જળ તરબોળે છે,
પછી દાકતરના ઘર ખોળે છે—
તે પર કઇ અકુશ જોઇએ છે,
સરકારી અકુશ જોઇએ છે!

*

લોકો કસરત કર્યા વિણુ ખાય છે.
તેથી અપચો સૌને થાય છે,
તેથી પ્રજાશક્તિ વણસાય છે—
તે પર કઇ અકુશ જોઇએ છે,
સરકારી અકુશ જોઇએ છે!

*

લોકો સિનેમા બહો ભાળે છે,
ને આંખનુ નખ્ખોદ વાળે છે
ને અધ થશે સરવાળે જે—
તે પર કઇ અકુશ જોઇએ છે,
સરકારી અકુશ જોઇએ છે!

*

લોકો જમરૂખ બહુ ખાય છે,
સાથે પાણી ઢીચાય છે,
ને તાવ સળેખમ થાય છે—
તે પર કઇ અંકુશ જોઇએ છે,
સરકારી અકુશ જોઇએ છે!

*

શિયાળે બગનો થાય છે!
તેમાં આઇસક્રીમ પણ પીરસાય છે,
ને લોકો હોંસે ખાય છે—
તે પર કઇ અકુશ જોઇએ છે,
સરકારી અકુશ જોઇએ છે!

*

ખેડુ બહુ રૂ ઉગાડે છે,
દુનિયાના ભાવ બગાડે છે!
પગ પર કુહાડો પાડે છે—
તે પર કઇ અકુશ જોઇએ છે,
સરકારી અકુશ જોઇએ છે!

*

હાથીને અકુશના જેવો,
ઘોડાને ચાબુકના જેવો,
બળદોને પરોણીના જેવો—
સરકારી અકુશ જોઇએ છે,
લોકોને અંકુશ જોઇએ છે!

*

( તા ૧૯-૧૨-૪૮ ના " પ્રભાકર " માંથી )

# આવતા માસની કાર્યદિશા

૧ મકાનવાળા તેમ જ મોટા ગ્રામ પુસ્તકાલયોએ પોતાની સંસ્થાને લોકોપકારક મંડળમા નોંધાવવા બાબત હજી સુધી તજવીજ ન કરી હોય તો તે માટે પણ તજવીજ કરે

૨ જાન્યુઆરી માસ આખર પૂરી થતી ત્રિમાહીની હકીકત પાછલી હકીકત સાથે ઉમેરી તુર્ત મોકલશો

૩ તમારા પુસ્તકાલયમા પુસ્તકો વિષયવાર ગોઠવો. અને વિષયવારી નોંધવહી છેલ્લા દાખલ થયેલા પુસ્તક સુધી અદ્યતન બનાવો.

વડોદરા }
તા ૬-૧-૪૯ }

ઉ. મો પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક

---

પુસ્તકાલય ખાતુ　　　　　　　　　　સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના અંક ૧૧/૧૯૪૮-૪૯

## વિષય:

**સાર્વજનિક પુસ્તકાલયના મકાનનો ભાગ ભાડે આપવા બાબત.**

રાજ્યના મકાનવાળાં સાર્વજનિક પુસ્તકાલયો પૈકી કેટલાંક પુસ્તકાલયોનો ફાજલ રહેલો ભાગ ભાડેથી આપવામા,આવે છે, પરંતુ પુસ્તકાલયનુ મકાન એકલા પુસ્તકો રાખવા માટે નહિ પરંતુ તેના વાચનનો જનતા છૂટથી ઉપયોગ કરી શકે એટલા માટે છે ખરું જોતાં પુસ્તકો રાખવા તથા જુદા જુદા વાચકવર્ગને માટે છૂટવાળી જગા હોવી જોઇએ પુસ્તકાલયોનો ઉપયોગ જ્ઞાનપ્રચાર દ્વારા સંસ્કાર ફેલાવવાનો છે, એ વાત ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે

પુસ્તકાલયનો ભાગ કેટલેક ઠેકાણે ભાડે આપેલો હોય છે, પરંતુ ઘણે સ્થળે તેના ભાડુત પુસ્તકાલયની પ્રતિષ્ઠાને ઝાંખપ લગાડે એવા હોય છે સંસ્કાર વિનાના વ્યસન અને તોફાનમા રાચનાર હલકા ભાડુતો ને જગા આપવાથી સંસ્થાની શાંતિ અને પ્રતિષ્ઠા ઘટે. આવા પ્રસંગો ન બને તે સારૂ નીચેની બાબતો લક્ષમા રાખી દુકાનો ભાડે આપવી

(૧) દુકાન દ્વારા ગાંજો સ્હા વગેરે પીણું અગર કેફી ચીજોનુ વેચાણ થઇ શકશે નહિ.

(૨) મકાનને નુકસાન થાય તેવી રીતે હોટલ ઘાંચી કે લુહાર જેવી દુકાનો કરી શકાશે નહિ

(૩) ભાડાચિઠ્ઠીમા નીચેની ખાસ શરત રાખવી "સંસ્થાની કોઇપણ પ્રવૃત્તિ વિકસાવવા માટે મકાનની જરૂર પડશે ત્યારે વિના તકરારે ખાલી કરી આપીશુ "

વડોદરા, }
તા ૨૮-૧૨-૪૮ }

ઉ. મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતુ  સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના અંક ૧૨ / ૧૯૪૮-૪૯

## વિષય :

### જૂથ મંડળમાં જતી ટપાલની વહેંચણી બાબત

સાર્વજનિક પુસ્તકાલયોની ટપાલ જૂથ મંડળો દ્વારા મોકલાય છે પરંતુ જૂથના મુખ્ય સ્થળેથી તે ટપાલ જે તે પુસ્તકાલય તરફ વેળાસર ન પહોંચતી હોવાથી ખાતામાં ઘણી ઉંચરાણીઓ આવે છે. ટપાલખર્ચ બચે અને વખતસર કાળજીથી જેને તેને ટપાલ પહોંચે એટલા સારૂ જૂથ મંડળની યોજના છે, પરંતુ જૂથ મંડળના મંત્રી ભાઈઓ જો એ બાબત તરફ દુર્લક્ષ રાખે તો પુસ્તકાલયના કામનું તંત્ર વધારે બગડવા સંભવ છે ખાતા તરફ આ બાબત ઘણી ફરિયાદો આવવાથી અમારે આ સૂચનાથી દરેક જૂથના મંત્રી ભાઈઓને વિનંતિ કરવાની કે તેમના તરફ બીજા પુસ્તકાલયોની મોકલાયેલી ટપાલ તેમણે જરૂરી ગણીને જ વેળાસર મોકલવા કાળજી રાખવી જોઈએ સાર્વજનિક પુસ્તકાલયની ટપાલ એટલે નજીવી એમ માનવું એ ભૂલ છે આવી ભૂલથી પુસ્તકાલયો તેમ જ ખાતાને કેટલુંક નુકસાન સહન કરવું પડે છે માટે આમ ફરીથી તેમ ન થાય એવી તકેદારી રાખવા તમામ જૂથ પુસ્તકાલયના મંત્રીઓને જણાવવામાં આવે છે

જૂથ પુ. મં. દ્વારા પુસ્તકાલયોને મદદ કરવાનો હેતુ છે મોટા ભાગના જૂથ પુસ્તકાલયોને સરકારી મદદ વિશેષ મળે છે. માટે તેમનાથી આ કામ માટે આનાકાની થઈ શકશે નહિ આશા છે કે સૌ કાર્ય પોતાની ફરજ સમજી અદા કરશે અને ઠપકાને પાત્ર નહિ બને

વડોદરા,  
તા. ૨૮-૧૨-'૪૮

ઉ. મો. પટેલ  
મદદનીશ વ્યવસ્થાપક

પુસ્તકાલય ખાતુ  સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં.૧૩/૪૮-૪૯

## વિષય

### પુસ્તકાલય પ્રચારકની નિમણુક બાબતે

રા. રા. છીતાભાઈ મકોરભાઈ પટેલને તા. ૧ લી જાન્યુઆરી ૧૯૪૯ થી મહેસાણા-અમરેલી પ્રાંતના પુ. પ્રચારકની ખાલી જગાએ નીમવામાં આવ્યા છે તેમને મહેસાણા-અમરેલી પ્રાંતોનાં પુસ્તકાલયો તપાસવાની તથા સુવ્યવસ્થિત કરવાની કામગીરી સોંપાઈ છે તો આશા રાખવામાં આવે છે કે, સ્થાનિક પુસ્તકાલય વ વાંચનાલય સંસ્થાઓના લાગતા વળગતા કાર્યકર્તાઓ તેમને તે કાર્યમાં જરૂર જોગી સર્વ પ્રકારની સગવડ અને અનુકૂળતા પૂરી પાડશે એવી આશા છે તા. ૧-૧-૪૯

ઉ. મો. પટેલ  
વ્યવસ્થાપક,

## જાહેરાત અંક ૫/ ૧૯૪૮–૪૯

# વિષય :

### પુસ્તકો તથા સામયિકોની ભલામણ કરવા બાબત

જ્યાં નાણાંની સવડ હોય ત્યાં નીચેનાં પુસ્તકો તથા સામયિકો પુસ્તકાલયમાં વસાવવા પુસ્તકાલયોના મંત્રીઓને અમારી ભલામણ છે

| પુસ્તક વા સામયિકનું નામ | પ્રકાશક | કિંમત |
|---|---|---|
| ૧ ગાંધી સાહિત્ય સૂચિ | નવજીવન કાર્યાલય–અમદાવાદ | ૩–૪–૦ |
| ૨ महादेवभाईकी डायरी भा १ | ,, | ૫–૦–૦ |
| ३ दिल्ली–डायरी | ,, | ૩–૮–૦ |
| ४ यानी कन्यासे | ,, | ૧–૦–૦ |
| ૫ લોકશાહી | ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ | ૨–૦–૦ |
| ૬ શિક્ષણ અને સંસ્કૃતિ | ,, ,, | ૧–૪–૦ |
| ७ महाप्रयाण | કાશી વિદ્યાપીઠ, કાશી | ૫–૦–૦ |
| ८ महात्माजीको श्रद्धाञ्जलियाँ | ,, | ૧–૮–૦ |
| ૯ रत्नप्रदर्शन | ,, | ૪-૧૨-૦ |
| ૧૦ ગજકાહિની | કમલ પ્રકાશન મંદિર– કોચરબ અમદાવાદ | ૨–૦–૦ |
| ૧૧ મા–દિકરો | ,, | ૨–૦–૦ |
| ૧૨ મૃગજળ | ,, | ૨–૦–૦ |
| ૧૩ હિતોપદેશની બાલવાર્તા | ,, | ૨–૪–૦ |
| ૧૪ ગલગલિયા | ,, | ૨–૦–૦ |
| ૧૫ વર્તમાન ( દૈનિક) | રમણલાલ જાની (તંત્રી) અમદાવાદ | ૩૭–૦–૦ |
| ૧૬ આગેકદમ ( સાપ્તાહિક ) | હર્ષદ, પરીખ (તંત્રી) સરસ્વતી ભવન–પેટલાદ | ૬–૦–૦ |
| ૧૭ ગુજરાતણને પગલે પગલે | એન એમ ત્રિપાઠી–પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨ | ૨–૮–૦ |
| ૧૮ ૐકારસ્વરૂપ બ્રહ્માંડ અથવા ૐકારસ્વરૂપ પરમાત્મા | ચંદુલાલ કે દવે ચવેલી પો ધીણોજ | ૧–૮–૦ |
| ૧૯ ખેડુત ( સાપ્તાહિક ) | પુરૂષોત્તમ ૨ પટેલ (તંત્રી) હાઈકોર્ટ વકીલ મહેસાણા | ૬–૦–૦ ( વાર્ષિક ) |

વડોદરા,
૨૮–૧૨–૪૮

ઉ મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

આ માસિક અર્થ સુધારક પ્રિ. પ્રેસ વડોદરા મા શ્રી વાવજીભાઇ નાગણભાઇ અમીન(બી કોમ) એમણે પુસ્તકાલય સ સ મંડળ લિ ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું તા ૧૫- -૪૯